

**ચંદ્રાવતી નગરી** પાન ૩૫

ચંદ્રાવતી નગરીના ખંડેરોમાંથી મળી આવેલ એક પાષાણમાં આગળ અને પાછળ એમ બંને બાજુએ સમાનરીતે ઉત્કીર્ણ તીર્થંકરની દ્વિમુખ પ્રતિમા

## આબુ ભાગ ૧
## પુરાતત્ત્વવેત્તા મહા મહોપાધ્યાય
## પં. ગૌરીશંકર ઓઝાજીનો અભિપ્રાય

"આપે મોટી કૃપા કરીને "આબુ" નામક પુસ્તકનો પ્રથમ ભાગ પ્રદાન કર્યો, જેને માટે અનેક ધન્યવાદ.

"આપનો ગ્રંથ જૈન સમુદાયને માટે જ નહીં પરંતુ ઇતિહાસપ્રેમીઓ માટે ખૂબ મહત્ત્વનો છે. આપે આ પુસ્તક પ્રકાશિત કરીને આબુનો ઇતિહાસ અને ત્યાંનાં સુપ્રસિદ્ધ સ્થાનોને જાણવાની ઇચ્છાવાળાઓને માટે બહુ મોટી સામગ્રી ઉપસ્થિત કરી છે. વિમળવસહી, ત્યાંની હસ્તિશાળા, મહાવીરસ્વામીનું મંદિર, લૂણવસહી, ભીમાશાહનું મંદિર, ચૌમુખજીનું મંદિર, ઓરિયા અને અચલગઢનાં જૈન મંદિરોનું જે વિવેચન આપ્યું છે, તે મહાન્ શ્રમ અને પ્રકાંડ પાંડિત્યનું સૂચક છે. આપે કેવળ જૈન સ્થાનોનો જ નહીં, પરંતુ હિંદુઓનાં અનેક તીર્થો તથા આબુનાં અનેક દર્શનીય સ્થાનોની જે વિગત આપી છે, તે પણ ખૂબ ઉપયોગી છે. આપનો યત્ન પ્રશંસનીય છે.

"આપના મહાન્ શ્રમની સફળતા તો ત્યારે જ સમજાશે, જ્યારે કે આપે સંગ્રહ કરેલા સેંકડો લેખ પ્રકાશિત થઈ જશે. આશા છે કે, આપના લેખો શીઘ્ર પ્રકાશિત થઇ જશે અને આબુ ઉપરનાં સમસ્ત જૈન સ્થાનો તેમજ તેના નિર્માતાઓનો ઇતિહાસ જાણવાવાળાઓને એથીયે વધુ લાભ પહોંચશે. આપ પરોપકારની દ્રષ્ટિથી જે સેવા કરી રહ્યા છો, તેની પ્રશંસા કરવી મારી લેખિનીથી બહાર છે. ધન્ય છે આપ જેવા ત્યાગી મહાત્માઓને જેઓ આવા કામમાં દત્તચિત્ત રહે છે.

અજમેર

૧૬-૮-૧૯૩૩



**મૂંગથલા** પાન ૪૫

પોતાની જીર્ણાવસ્થામાં પણ ભૂતકાલની ભવ્યતાનો
ખ્યાલ આપતું મૂંગથલાના જૈન મંદિરનું દૃશ્ય

દીપક પ્રિન્ટરી · અમદાવાદ

હમીરગઢના આરસના જૈન મંદિ-
રની ભમતીની દેરીઓનું સુંદર દૃશ્ય.



હમીરગઢ : પાન ૧૨૩



હમીરગઢ તીર્થના જૈન
મંદિરનું ભવ્ય પ્રવેશદ્વાર.
હમીરગઢ : પાન ૧૨૩

શ્રી યશોવિજય જૈન ગ્રંથમાળા

॥ अर्हम् ॥

# અર્બુદાચલ પ્રદક્ષિણા

[ સચિત્ર ]

( આબુ ભાગ ચોથો )

: લેખક :

શાન્તમૂર્તિ મુનિરાજ

શ્રી જયન્તવિજયજી

પ્રથમ આવૃત્તિ

વીર સં. ૨૪૭૪ ] ધર્મ સં. ૨૬ [ વિ. સં. ૨૦૦૪

કિંમત ૨-૮-૦

મૂંગથલાના ધ્વસ્ત જૈન મંદિરની કોરણીનું દૃશ્ય.



મૂંગથલા : પાન ૪૩



હમીરગઢ તીર્થના મંદિરના ભવ્ય શિખરની અદ્ભુત કોરણીનું દૃશ્ય.

હમીરગઢ : પાન ૧૨૩



**બ્રાહ્મણવાડા મહાતીર્થ : પાન ૧૮૪**

બ્રાહ્મણવાડાના મંદિરમાં ભગવાન મહાવીર
સ્વામીની મૂર્તિ અને મૂળગભારાનું દૃશ્ય.

# પ્રકાશકનું નિવેદન

સ્વ. શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રી વિજયધર્મસૂરિજી મહારાજના વિદ્વાન્ શિષ્યરત્ન મુનિરાજ શ્રી જયંતવિજયજી મહારાજના નામથી વિદ્વત્-જગત્ ભાગ્યે જ અજાણ્યું હશે.

તેમની પ્રૌઢ લેખિનીથી લખાયેલ ૧ વિહારવર્ણન, ૨ આબુ (ગુજરાતી), ૩ બ્રાહ્મણવાડા, ૪ હેમચંદ્રવચનામૃત, ૫ અર્બુદ પ્રાચીન જૈન લેખ સંદોહ (આબુ ભાગ ૨.), ૬ શંખેશ્વર મહાતીર્થ, ૭ અચલગઢ (આબુ ભા. ૩.), ૮ હમીરગઢ તીર્થ વગેરે અનેક ઐતિહાસિક ગ્રંથો અગાઉ પ્રગટ થઈ ચૂકયા છે. ત્યાર પછી તેમનો આ "અર્બુદાચલ પ્રદક્ષિણા (આબુ ભાગ ૪.)" નામનો ગ્રંથ જે ઇતિહાસ અને પુરાતત્ત્વની શોધપૂર્ણ લગભગ પંદર વર્ષ થયાં તૈયાર કરેલો હતો, તેને આજે પ્રગટ કરતાં ખરેખર અમને ખૂબ આનંદ થાય છે.

આબુનો ઇતિહાસ તો પુરાણો છે પણ મંત્રીશ્વર વિમળશાહે ને વસ્તુપાલ-તેજપાલની બંધુબેલડીએ જૈનોનાં સંસ્કારધામ સમાં દેવમહાલયો રચી, તેમાં શિલ્પ-કોતરણીનો કળામય રંગ પૂરી જગત્‌ને મુગ્ધ કર્યું ત્યારથી તો તેનો મહિમા વધુ ને વધુ પ્રકાશમાં આવ્યો અને તેની આસપાસનાં ગામો પણ તેના અનુકરણરૂપે નાનાં-મોટાં દેવપ્રાસાદોથી સુશોભિત થતાં અર્બુદાચલને ગિરિરાજ સમોવડો કરી મૂકયો; એ હવે આ ૯૭ ગામોના ઐતિહાસિક પરિચયથી પણ

હમીરગઢ તીર્થના ભવ્ય અને વિશાળ શિખર સહિત સમગ્ર જિનમંદિરનું રમ્ય દૃશ્ય.



હમીરગઢ : પાન ૧૨૩



હમીરગઢ તીર્થના મંદિરના વિશાળ રંગમંડપના ભવ્ય ઘુમ્મટનું અદ્‌ભુત કારીગરીવાળું લોલક, જે આબુનાં જૈન મંદિરોની કોરણીની યાદ આપે છે.

હમીરગઢ : પાન ૧૨૩



આબુની પ્રદક્ષિણાનો
નકશો
૧ ઇંચ = ૪ માઇલ
જો ધ પુ ર રા જ્ય
ઉ દ ય પુ ર રા જ્ય
પા લ ણ પુ ર રા જ્ય
દાં તા રા જ્ય
આબુ પર્વત
કોલર
ગોહલી
સિરોહી
બાલદા
સાણવાડા (જુનું)
વિરોલી
સાણવાડા
કોટરા
લોદરી
તેલપુર
વીરવાડા
ઉંદરા
સાવેરા
માલણ
વેલાર
નાણા
સાંબલવા
સાગદરા
જાકોલી
બ્રાહ્મણવાડા
પીંડવાડા
શેરનાથ
જનાપુર
નાદીયા
લોટાણા
અસુન
અજારી
કોજરા
પેશવા
સાવરલી
વસંતગઢ
ડુંગરી
બનાસ સ્ટેશન
કોદરલા
નીતોડા
વનારી
નાનરવાડા
ભાવરી
રોહિડારોડ
(સ્વરૂપગંજ)
ખાખરવાડા
કાછોલી
રોહીડા
વાસા
સાંગવાડા
પાટેડા
માડવાડા
કારીન્દ્રા
ભીમાણા
તુંરગી
ભુલા
આમથરા
કીવરલી
કેલદર
દરણા
ઓર
ખરાડી
(આબુરોડ)
રખાકીરાન
ઉંબરણી
મહુઆજી
મુંગથલા
સાંતપુર
ચંદ્રાવતી
અંબાજી
કુંભારિયા
ખાંબલ
સિદરથ
મીરપુર
હમ્મીરગઢ
મેડા
ઈસરા
સણવાડા
સીરોડી
પામેરા
પોસીંદ્રા
પાલડી ટેકરા
માલગામ
હણાદ્રા
ડબાણી
ડાક
લોરલ
સેલવાડા
રેવદર
મીટન
વરમાણ
મગરીવાડા
મારોલ
ભાંમરા
જીરાવલા
મડાર
સાતસેન
ભરાણા
પલલી
દત્તાણી
પાજનવાળા ગિરિવર
બનાસ નદી
સમજુતી
જૈન મંદિરવાળું ગામ
મોટાં ગામોની નિશાની ▫
નાની પ્રદક્ષિણાની નિશાની ----
નદીની નિશાની ≈
મોટી પ્રદક્ષિણાની નિશાની —
ખંડિતની ,,
નાનાં ગામોની નિશાની ◦
કાચા રસ્તાની ,, ~



બ્રાહ્મણવાડા મહાતીર્થ : પાન ૧૮૪

બ્રાહ્મણવાડાનાં મંદિર અને તેના બાવન
જિનાલયના બહારના ભાગનું દૃશ્ય.

અજાણ્યું રહી શકે એમ નથી. આ ગ્રંથમાં જૈન મંદિરો, જૈનોની વસ્તી, ઉપાશ્રય વગેરેના વર્ણનની સાથોસાથ જ જૈનેતર પ્રાચીન હિંદુ મંદિરોને પણ તેમણે જતાં કર્યાં નથી. આમ, એકલા હાથની જાતમહેનત અને વિહારના કષ્ટદાયક અનુભવ સાથે પુરાતત્ત્વની શોધખોળપૂર્વક ઐતિહાસિક દૃષ્ટિએ આ ગ્રંથ તૈયાર કર્યો છે. આની સાથોસાથ તે તે ગામોમાંના મંદિરો, થાંભલા, ચબૂતરા, સરઈઓ વગેરે – જ્યાં જ્યાંથી શિલાલેખો મળી આવ્યા, તે ખૂબ સાવધાનીથી ઊતારી લીધા છે, તેનો સંગ્રહ "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખ સંદોહ (આબુ ભાગ ૫.)" નામે છપાઈ રહ્યો છે, તે પણ થોડા સમયમાં પ્રગટ કરવાને અમે ભાગ્યશાળી થઈશું.

મહારાજશ્રીનાં પ્રગટ થયેલાં પુસ્તકો પુરાતત્ત્વવેત્તાઓ – વિદ્વાનો અને તીર્થપ્રેમીઓમાં આજ સુધી આદરપાત્ર થઈ પડયાં છે, તેમાં શંકા નથી. આ ગ્રંથમાં લગભગ પંદર જેટલા ફોટાઓ, સુંદર છપાઈ, પાકું બાઈંડીંગ અને જેકેટને લીધે પુસ્તકની બાહ્ય આકૃતિ પણ મનોહર બનાવવાનો અમે યત્ન કર્યો છે. આ અને બીજા ગ્રંથો પ્રગટ કરવાનું અમને જે સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે, તે માટે અમે મુનિરાજ શ્રી જયંતવિજયજી મહારાજના અત્યંત આભારી છીએ.

યુદ્ધના અંગે ભયંકર મોંઘવારી અને પેપર કંટ્રોલને લીધે અત્યાર સુધી આ પુસ્તક પ્રગટ કરવામાં વિલંબ થયો છે. જો કે અત્યારે પણ એ જ મુશ્કેલીઓ ચાલુ છે જ છતાં આ પુસ્તક છપાવવામાં થોડીઘણી સહાયતા મળી જવાથી અને લેખક મહારાજશ્રીએ પંદર વર્ષ પહેલાં તૈયાર કરેલા પુસ્તકને સાદ્યંત વાંચી, તેમાં ઘણો સુધારો તથા ઉમેરો કરી, તૈયાર કરીને થોડા સમય પહેલાં જ આપ્યું, એટલે અમે બહુ શીઘ્રતાથી આ પુસ્તક છપાવી પ્રગટ કરીને જનસમાજ સમક્ષ રજુ કરીએ છીએ.

પહેલાં તો આ ગામોના વર્ણનની સાથોસાથ જ શિલાલેખો



બ્રાહ્મણવાડા મહાતીર્થ : પાન ૧૮૪

બ્રાહ્મણવાડામાં વીરવાડા તરફના દરવાજાની અંદર ભગવાન મહાવીર સ્વામીની ચરણપાદુકાની છત્રી અને ધર્મશાળાનું દૃશ્ય.

આપવાનો મહારાજશ્રીનો ઈરાદો હતો પણ વર્ણનનું કદ વધી જતાં અને શિલાલેખોને પણ સાનુવાદ આપવાનો વિચાર કરતાં બંને ગ્રંથોને આખુના ચોથા અને પાંચમા ભાગ રૂપે પ્રગટ કરવાનો નિર્ણય કર્યો, જેનો ચોથો ભાગ અમે આ સ્વરૂપે પ્રગટ કરીએ છીએ.

આ ગ્રંથ માટે પૂ. લેખક મહારાજશ્રીના ઉપદેશથી અમને પરચૂરણ સહાયતા મળી છે તે માટે અમે સહાયકોનો આભાર માનીએ છીએ અને આશા રાખીએ છીએ કે આવા જ્ઞાનકાર્યમાં પોતાની શક્તિ અનુસાર નિરંતર ફાળો આપતા રહે. આમ જે સહાયતા મળી છે તે આ મોંઘવારીના સમયે લાગેલા ખરચથી ઓછી છે. એટલે આ પુસ્તકની કિંમત અમે લાગત કરતાં યે ઓછી રાખી છે. છતાં વેચાણથી ઉપજેલી રકમમાંથી કુલ ખરચ-જેવું કે, કાગળ, છપામણી, કમીશન, જાહેરાત, વ્યવસ્થાખર્ચ વગેરેનું બાદ કરતાં જે કંઈ વધારો રહેશે, તે રકમ બીજાં પુસ્તકો છપાવવામાં અને જ્ઞાનકાર્યમાં જ વપરાશે.

આ પુસ્તકને શીઘ્રતાથી પ્રુફ વગેરેનું સંશોધન કાર્ય સારી રીતે તૈયાર કરી આપવા માટે દહેગામનિવાસી વ્યાકરણતીર્થ પં. અંબાલાલ પ્રેમચંદ શાહનો અને પુસ્તકને છપાવવામાં અને તેના બહિરંગને સુશોભિત કરી આપવામાં અમદાવાદનિવાસી ન્યાયતીર્થ તર્કભૂષણ પં. રતિલાલ દીપચંદ દેસાઈ અને પં. શ્રી જયભિખ્ખુનો અમે અંતઃકરણથી આભાર માનીએ છીએ.

અંતમાં પૂજ્ય ગુરુદેવ અમને આવું લોકોપયોગી બીજું વધારે સાહિત્ય પ્રસિદ્ધ કરવાનું સામર્થ્ય અર્પે એ જ મહેચ્છા.

— પ્રકાશક



**પીંડવાડા**

[પાન ૨૨૪]

(બ્લૉક શ્રી સારાભાઈ નવાબના સૌજન્યથી)

પીંડવાડા (મારવાડ)ના શ્રી મહાવીર સ્વામીના દેરાસરમાં આવેલી આ ધાતુપ્રતિમા ગુપ્તકલાનો સુંદર નમૂનો છે. મૂર્તિની નીચે સંવત ૭૪૪નો લેખ છે.

દીપક પ્રિન્ટરી · અમદાવાદ

# સમર્પણ

જેની પુણ્યપરંપરા યશવતી વ્યાપી જગે વિજ્ઞમાં,
    ને રોપ્યો અમ જ્ઞાનનો સુભગ જે વિદ્યાતણો સ્તંભ હ્યાં;
તેનો અક્ષર લેશ પ્રાપ્ત મુજને તે આ સ્વરૂપે મુદા,
    અર્પું હસ્તકજે ય ભક્તિકુસુમો શ્રીધર્મસૂરીશના.



શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય

શ્રીમદ્વિજયધર્મસૂરીશ્વરજી મહારાજ

## શ્રી શારદા મુદ્રણાલય
પાનકોર નાકા
અમદાવાદ

यक्षराड् मणिभद्रो विजयतेतराम् ॥

# કિંચિદ્ વક્તવ્ય

**આબુ** ગિરિરાજના દેવમહાલયોને મેં જેટલી (સાત-આઠ) વખત જોયાં હશે તેટલી વખતે મને તેમાંથી અવનવી પ્રેરણાઓ મળતી જ રહી છે. આબુના કુદરતી સૌંદર્યમાં માનવી બુદ્ધિએ ઘડેલા આકારોનો અદ્‌ભુત મેળ તો કઈ પ્રેરણાને આભારી હશે; એ સમજવું મુશ્કેલ છે છતાં દાનવીર અને કળાવીર; બન્નેના મુક્ત હસ્તનો અસ્ખલિત પ્રવાહ, એ શિલ્પ પાછળ વહેતો નજરે પડ્યા વિના રહેતો નથી. હું એથી આકર્ષાયો અને મેં નજરે પડતી પ્રત્યેક શિલ્પકૃતિઓનો સાવધાનતાપૂર્વક અભ્યાસ કરવા માંડ્યો, મારી આંખો ટેવાઈ જવા માંડી અને એ સંબંધી ઐતિહાસિક ને પૌરાણિક સાહિત્ય પણ ફેંદતો-વાંચતો રહ્યો, ધીમે ધીમે બધી હકીકતો અક્ષર-બદ્ધ કરવા માંડ્યો. જેમ જેમ લખાતું ગયું તેમ તેમ નવા વિષયો ઉમેરાતા ગયા અને તેથી જ મેં આજ સુધી તૈયાર કરેલા આબુના પાંચ ભાગોમાં ય આબુનું સર્વાંગીણ સ્વરૂપ પૂરું થઈ શક્યું-શક્તું નથી. આબુના સ્તુતિ-સ્તોત્રરૂપ છઠ્ઠો ભાગ, જૈન ભંડારોમાંથી મળેલી હસ્તલિખિત પોથીઓમાંથી અને પ્રકાશિત થઈ ગયેલાં પુસ્તકોમાંથી નકલ કરીને ઉતારી રાખેલો, હજી અવ્યવસ્થિત પણ તૈયાર પડ્યો જ છે. આબુના પ્રથમ ભાગની વિશેષ હકીકતની તૈયાર કરવા માંડેલી ટિપ્પણીઓ તો હજી કેટલીક નાના-મોટા કાગળિયાંની કાપલીઓમાં છે ને બીજી તૈયાર કરવાની બાકી છે. આમ, મારી દૃષ્ટિએ આબુનું ગિરિરાજ સમું સર્વાંગીણ દર્શન આટલા ભાગોમાં ય પર્યાપ્ત થતું નથી; એટલું જ માત્ર વક્તવ્ય છે.

પ્રથમ ભાગ "આબુ"માં પર્વત પરનાં સ્થળોનો સચિત્ર અદ્યતન અને ઐતિહાસિક પરિચય આપ્યો છે. એની ગુજરાતી બંને આવૃત્તિઓ પ્રગટ થતાંવેંત થોડા સમયમાં જ ખલાસ થઈ ગઈ અને એ પુસ્તકની ખૂબ માંગણી આજે પણ ચાલુ છે. આની હિંદી આવૃત્તિ પણ છપાઈ ચૂકી છે—આ ઉપરથી મારી આ કૃતિને જનતાએ ખૂબ અપનાવી છે; એમ માનું છું. આનો અંગ્રેજી અનુવાદ પણ તૈયાર પડ્યો છે. ગ્રંથમાળા ત્રીજી આવૃત્તિ પ્રગટ કરવાને માટે તેમાં સુધારો-વધારો કરી તૈયાર કરી આપવા વારંવાર અમને જણાવે છે પણ બીજા ગ્રંથોના વ્યવસાયમાં એ તૈયાર કરી શકાયું નથી. હવે એ થોડા વખતમાં તૈયાર કરી શકાશે; એમ મને લાગે છે.

બીજા ભાગમાં આબુના મંદિરોમાંથી જેટલા શિલાલેખો મળ્યા તે બધા સાનુવાદ, કંઈક આલોચના સાથે તૈયાર કરી પ્રગટ કર્યા છે, તે ગ્રંથ પણ આજે દુર્લભ્ય છે.

ત્રીજો ભાગ "અચલગઢ" હમણાં જ સચિત્ર પ્રકાશિત થયો છે અને ચોથો ભાગ-અર્બુદાચલ પ્રદક્ષિણા રૂપે તૈયાર કરી શક્યો છું, તે જનતા સમક્ષ રજુ કરી રહ્યો છું.

શોધખોળનું કામ કેટલું અટપટુ અને શ્રમસાધ્ય છે તે તો તેના જાણકારો જ સમજી શકે. વળી સાધુ જીવનની મર્યાદામાં, જૈનોના એકાદ ઘર વિનાના ગામમાં તો કેટલું કઠણ થઈ પડે છે એનો ચિતાર અહીં આપવો ઇષ્ટ નથી પણ આબુની આસપાસ પહાડી પ્રદેશ—હું અને મારા શિષ્ય શ્રીવિશાળવિજયજી—અમે માત્ર બે જ સાધુઓને વીંધતાં ખૂબ અગવડો સહન કરવી પડેલી અને એને પરિણામે શરીર ઉપર જે અસરો થઈ આવી તે આજે પણ ભોગવી રહ્યો છું. મતલબ કે, અમે ગિરિરાજની આસપાસ ૯૭ ગામોમાં ફર્યા અને જે જે જોયું, શિલાલેખો મળ્યા—તે બધાની નોંધ કરતો ગયો. આમાં જૈન દૃષ્ટિએ ઐતિહાસિક માહિતીઓ

આલેખવાનો પ્રયત્ન છે છતાં હિંદુઓના પ્રાચીન મંદિરોનું વર્ણન કે નોંધ આપવી ચૂક્યો નથી. જ્યાં સમયાભાવે હું હિંદુ દેવળો જોઈ શક્યો નથી ત્યાં મેં મહામહોપાધ્યાય પં. ગૌરીશંકર ઓઝાજીના **सिरोही राज्यका इतिहास** નામના ગ્રંથમાંથી ઉતારાઓ તે તે સ્થળે નોંધપૂર્વક આપ્યા છે, તેની સાભાર નોંધ લઉં છું.

પ્રાચીન સમયમાં સાધુઓ પોતાના વિહારમાં આવતાં તીર્થો, ગામોનાં મંદિરો, મંદિરોની મૂર્તિઓ વગેરેનું માત્ર નામનિર્દેશ પૂરતું જ વર્ણન ગુજરાતી પદ્યમાં કરતા, જે તીર્થમાળા ને ચૈત્ય પરિપાટી જેવાં શીર્ષક નામોવાળાં વર્ણનોમાંથી આપણને જાણવા મળે છે. મારા આ વર્ણનમાં એક ગામથી બીજું ગામ કઈ દિશામાં કેટલે દૂર, કયા જિલ્લા કે તહેસીલમાં, ત્યાં જૈન મંદિર હોય તો તે કેવી સ્થિતિમાં છે, તેની અંદરના ભાગ જેવા—મૂળગભારો, ગૂઢમંડપ, શૃંગારચોકી, ભમતી કે દેરીઓ વગેરેમાં મૂર્તિઓ કેટલી છે અને કયા કયા તીર્થંકર કે દેવી-દેવતાની કઈ કઈ બાજુએ છે, કેટલીક મૂર્તિઓમાં તો તેની ઊંચાઈ-પહોળાઈ વગેરે પણ આપી છે. ઉપરાંત જૈનોની વસ્તી, ઉપાશ્રય, ધર્મશાળા વગેરેની હકીકતની સાથોસાથ જ હિંદુ દેવળો, જગ્યાઓ, જૈન મંદિરો; જેમાં હિંદુઓએ-બ્રાહ્મણોએ પોતાના દેવની મૂર્તિઓ બેસાડી દઈ હિંદુ-વૈષ્ણવ કે શૈવ મંદિરો બનાવી દીધાં છે, તેની પ્રામાણિક માહિતી પણ આપી છે. ગામ-ગામના રસ્તાઓનું ઉપયુક્ત વર્ણન પણ આમાં આમેજ કર્યું છે. વળી તે તે ગામની પ્રાચીનતાનો પુરાવો તેમજ પ્રાચીન તીર્થ-માળાઓ, ગ્રંથપ્રશસ્તિઓ, કયા આચાર્યોએ તે તે ગામમાં પધારી કયા કયા ઉત્સવો ક્યારે કર્યા તેના યાવત્શક્ય ઉલ્લેખો પણ આપ્યા છે. સંક્ષેપમાં જાણવાની ઇચ્છાવાળા માટે આ સમગ્ર ગામોનો કોઠો પણ આપ્યો છે. જે જે સ્થળના ફોટાઓ લેવાનું પાછળથી શક્ય બન્યું તે તે ગામના ફોટાઓ અને પ્રદક્ષિણામાં આવતા ગામોનો

સમગ્ર નકશો પણ આમાં સામેલ કર્યો જ છે. આમ, બની શક્યું તેટલી રીતે આ વર્ણનને લોક—ઉપયોગી કરવાની દૃષ્ટિ રાખી છે, આની સફળતા કેટલી, તેનો આંક વાંચકો ઉપર છોડું છું.

આ પ્રદેશનો વિહાર અમે સં. ૧૯૮૭માં કરેલો. એટલે સત્તર વર્ષ પહેલાં તે ગામોમાં જે સ્થિતિ હતી, તેનું વર્ણન આમાં મુખ્યત્વે છે, છતાં પાછળથી જે કંઈ અમને અહીં બેઠાં જીર્ણોદ્ધાર કે સુધારા વધારાની માહિતી મળતી રહી તેને પણ આમાં સમાવી દીધી છે. કેટલાંક સ્થળોની માહિતી અમે મેળવવાનો પ્રયત્ન કર્યો ને કરી રહ્યા છીએ છતાં એ બધી સામગ્રી આવે ત્યાં સુધી રાહ જોઈ શકાય નહિ; તેથી જે કંઈ આટલી સામગ્રી ઉપરથી તૈયાર થઈ શક્યું તે બધું વ્યવસ્થિત ગોઠવીને આ સ્વરૂપે પુસ્તક જનતા સમક્ષ મુકવામાં આવે છે.

ભારતીય શિલ્પકળા અને સ્થાપત્ય કેવાં ઉચ્ચકોટિનાં હતાં; એની આ પ્રદેશમાં અને બીજે પણ પરિભ્રમણ કરતાં ઝાંખી થયા વિના રહેતી નથી. ભારતીય પ્રજા ધર્મપ્રાણ છે, તેથી જ ભારતીય શિલ્પકળાનો ઉદ્દેશ વિવિધ સ્વરૂપોને કળામય રીતે ભિન્નભિન્નરૂપે દૃશ્યમાન કરાવવાનો નથી પણ આત્મીય ભાવોને તથાસ્વરૂપે કલ્પીને વિવિધ સ્વરૂપોમાં પણ એકત્વ સર્જવાનો છે; એ તેના વિધાનમાંથી પણ નજરે પડે જ છે અને તજજ્ઞોનું મંતવ્ય પણ અમારા ઉપર્યુક્ત કથનને ટેકો આપે છે. મંદિરો, જનતાના સર્વાંગીણ વિકાસનો ઉચ્ચ મેરુસ્વરૂપ સંસ્કાર આપવાના હેતુથી જ રચાતાં અને જનતાના વિવિધ વિચારોનું સ્વયંભૂ એકીકરણ આવા ધામોમાં થઈ શકતું. વ્યવહારુ જનતાના માનસનું નિયંત્રણ કરવામાં મંદિરોનો ફાળો નાનોસૂનો નથી. તેથી મંદિરો ઉપર ગમે તેવી મુસ્લિમ આક્રમણો વગેરેની આફતો ગૂજરી છતાં તેનાં સંસ્કરણો, પરિવર્ધનો કે નવીન રચના થયા જ કરી છે, જેને પરિણામે આજે પણ મંદિરોની વિપુલતા નજરે ચડે છે.

જે ગામમાં એક પણ મંદિર છે ત્યાં જૈનોની વસ્તી તેના પ્રમાણમાં હોવી જોઈએ પણ અત્યારે તો કેટલાંય ગામો જૈનોની વસ્તી વિનાનાં સૂનાં પડ્યાં છે અને તેથી જ ત્યાંના મંદિરોની સ્થિતિ દયનીય બનેલી જોવાય છે. થોડાક સમારકામથી આખું મંદિર ઊભું રહી શકે–ટકી શકે એવાં સ્થળો પણ આજે સાર—સંભાળ વિના કાળના મુખ તરફ ધસડાઈ રહ્યાં છે. જૈનોની વસ્તીની ભૌગોલિક સ્થિતિમાં આજસુધી મોટું પરિવર્તન થવા પામ્યું છે એની ઝીણી વિગતો રસપ્રદ હોવા છતાં વિસ્તારભયે આલેખતો નથી. ટૂંકમાં, ભગવાન મહાવીરસ્વામીના સમયે મગધ અને તેના આસપાસના પ્રદેશમાં જૈનોની વસ્તી વિપુલ હતી. તે ધીમે ધીમે રાજક્રાંતિઓ અને પરિવર્તનોની સાથેસાથ ખસતી ખસતી માળવા, મેવાડ, મારવાડ તરફ આવી. ભિન્નમાળનો પ્રદેશ એક વખત ગુજરાત કહેવાતો તે ધીમે ધીમે આબુ સુધી સીમિત થયો. ચાવડા, ચૌલુક્ય અને વાઘેલા રાજવંશોના સમયમાં જૈનોને ગુજરાતમાં રક્ષણ અને પ્રોત્સાહન મળતાં, તેમાંની કેટલીક જૈન વસ્તી અત્યાર સુધી ગુજરાતમાં આવીને સ્થિર થઈ ગઈ. એટલે તે સ્થળોનાં જે સ્થાવર મંદિરો કે મકાનો રહી ગયાં તે કાળનો ઘસારો પામી પોતાની ભૂતકાલીન સમૃદ્ધિનો ખ્યાલ આપતાં, પથ્થરોના ઢગલામાં, પાયાથી ૧૦—૧૫ ફૂટની દીવાલો કે તેના અમુક ભાગના અવશેષોરૂપે, જાણે કાળની પકડમાંથી પોતાને બચાવવાનો નિરર્થક પ્રયત્ન કરી રહ્યાં હોય તેમ, જોવાય છે.

આ બધી હકીકતોને ઝીણવટથી આલેખવા માટે ઉપયુક્ત સામગ્રી, ફોટાઓ વગેરે લેવાનું સાધન, જુદી જુદી હકીકતો માટે તેના નિષ્ણાત માણસોનું જૂથ હોય તો જ એ બધાં પુરાતાત્ત્વિક સ્થળોની માહિતી શાસ્ત્રીય ઊહાપોહ સાથે આપી શકાય. છતાં અગાઉ જણાવ્યું છે તેમ, અમે બે જ સાધુઓએ આવા વિકટ પ્રદેશને ખૂંદતાં, સાધુજીવનની મર્યાદાને સાચવતાં જે કાંઈ હાથ લાગ્યું, જોયું—જાણ્યું તેને અક્ષરબદ્ધ કરી લીધું છે.

દશમીથી સોળમી શતાબ્દિ સુધી અને પછી ત્રુટક ત્રુટક રૂપે આ રાજપૂતાનાનો પ્રદેશ જૈનોથી સમૃદ્ધ હશે એમ ત્યાંનાં મંદિરો અને તેમાંથી પ્રાપ્ત શિલાલેખો ઉપરથી જણાય છે. તે તે સમયના રાજાઓએ પણ જૈનધર્મ પ્રત્યે સહાનુભૂતિ દર્શાવી જૈનોને પ્રતિષ્ઠા આપી હોય એમ પણ લાગે છે. ધારાવર્ષની પત્ની શૃંગારદેવી જેવી મહારાણીએ ઝાડોલીના મંદિરના નિર્વાહ અર્થે સં. ૧૨૫૫ માં અરટ અને જમીન આપ્યાનો, મૂંગથલાના સં. ૧૪૪૨ ના લેખમાં રાજા કાન્હડદેવના પુત્ર વીસલદેવે ત્યાંના મંદિર માટે કંઈક ભેટ કર્યાનો, નાણાના ૧૬૫૯ના લેખમાં એક રાજાએ તેમના નારાયણ નામના મંત્રીને નાણા ગામ આપેલું, તે નારાયણ મંત્રીએ ત્યાંના મંદિર માટે અરટ વગેરે ભેટ કર્યું તેનો, સિરોહી રાજ્યના કાળાગરા ગામના સં. ૧૩૦૦ ના લેખમાં ચંદ્રાવતીના મહારાજાધિરાજ આલ્હણસિંહના ખેતા નામના જૈન મંત્રીએ કાળાગરા ગામના પાર્શ્વનાથ ભગવાનના મંદિર માટે કંઈક ભેટ આપવાનું શાસન લખી આપ્યું છે, વગેરે વગેરે ઉલ્લેખો શિલાલેખોમાં પ્રશસ્તિબદ્ધ છે. કેટલાયે મંત્રીઓ. ભાંડારિકો. દાણિકો, સાંધિવિગ્રહિકો વગેરેએ જૈન મંદિરોમાં મૂર્તિઓ પ્રતિષ્ઠિત કરાવી છે; એ શિલાલેખીય પ્રમાણોથી એમ જણાય છે કે, જૈનો પહેલાં રાજકીય ક્ષેત્રમાં પણ પૂરેપૂરો ભાગ લેતા હતા. શ્રીપાલ, સિદ્ધપાલ, વસ્તુપાલ, યશોવીર, યશ:પાલ જેવા જૈન વીર મંત્રીઓ અને શ્રાવક વિદ્વાનોએ જે સાહિત્યરચના કરી છે તે ઉપરથી માલમ પડે છે કે વિદ્યાના ક્ષેત્રમાં પણ તેમનો ફાળો હતો. પણ ધીમે ધીમે એ પ્રવૃત્તિ મંદ પડતાં જૈનોનું સ્થાન રાજકીય અને વિદ્યાના ક્ષેત્રમાંથી તદ્દન વિખુટું પડી ગયું અને ભૂતકાલીન કીર્તિગાથાઓ ગાઈ વર્તમાનને ઉજાળવાનો પ્રયત્ન થવા માંડ્યો, જેને પરિણામે જૈનોની વ્યાપારિક ક્ષેત્ર સિવાય બીજાં ક્ષેત્રોમાં પહોંચ રહી નહીં. આમ, ભૂતકાળના માત્ર ખોખામાં બીજા સામર્થ્ય વિના જૈનો પોતાનાં જીવન મઢી રહ્યા હોય એવું

લાગ્યા વિના રહેતું નથી. ભૂતકાળના આવા ઉલ્લેખો વર્તમાનમાં આદર્શરૂપ આદરણીય રહેવા જોઇએ, નહિતર આજે ઇતિહાસ ગાવાનો કશો અર્થ સરે નહિ; એટલે આવા ઇતિહાસમાંથી વિશિષ્ટ આદર્શો તારવી સમાજના પ્રત્યેક ક્ષેત્રને સજીવન કરવાનો ઉદ્દેશ માત્ર ઇતિહાસલેખનનો છે; એમ કહેવું અસ્થાને નથી. સમાજમાં એવા આદર્શો અપનાવાય અને ભૂતકાલીન ગૌરવ મેળવવા કટીબદ્ધ બને.

આ પ્રદક્ષિણામાં આવતાં તીર્થોમાંથી બ્રાહ્મણવાડા અને હમીરગઢનાં વર્ણનોની અલગ પુસ્તિકાઓ મેં તૈયાર કરેલી પ્રગટ થઈ ચૂકી છે અને જીરાવલા તેમજ કુંભારિયાજીના વર્ણનની સામગ્રી તૈયાર પડી છે, તેની પુસ્તિકાઓ અવસરે પ્રકાશિત થશે.

**ખુલાસો:**

(૧) આ પુસ્તકના મૂંગથલાના વર્ણનમાં પૃ. ૪૮ ની ટિપ્પણી નં. ૪ માં ભગવાન મહાવીરસ્વામીના વિહાર અંગે "લાઢા વિષય એટલે લાટ દેશ (ભરુચની આસપાસનો પ્રદેશ) આ અર્થ જો વિદ્વાનોને માન્ય હોય તો" આ પ્રમાણે લખ્યું છે; તે સંબંધી વિદ્વાનો સાથે પૂછપરછ કરતાં વિદ્વાનોને એ અર્થ માન્ય નથી પણ લાઢા વિષય એટલે રાઢ દેશ, તે બંગાળની નજીકમાં આવેલો છે. આ વાત વિદ્વત્સમાજમાં સર્વમાન્ય છે એમ જણાવાથી મારી કલ્પના, કલ્પનામાત્ર જ ઠરે છે. યદ્યપિ વીર ભગવાનના ચરિત્રો ઉપરથી મહાવીરપ્રભુએ છદ્મસ્થકાળમાં મારવાડ–ગુજરાત આદિ પ્રદેશમાં એકે ચોમાસું કર્યું નથી, તેમ મરુભૂમિમાં વિચર્યા હોય એવો ઉલ્લેખ જોવામાં આવતો નથી એટલે આપણે માનવું જ રહ્યું કે ભગવાને છદ્મસ્થકાળમાં આ તરફ એકે ચોમાસું કર્યું નથી. છતાં ભગવાન મરુભૂમિમાં વિચર્યા હોય એમ માનવામાં કશી આપત્તિ જણાતી નથી; કેમકે ભગવાન ઘણા ઉગ્ર વિહારી હતા અને તેથી તેઓ મગધમાં ચોમાસું પૂર્ણ કરી, કર્મક્ષય નિમિત્તે, આ ભૂમિમાં પણ

વિચરવાના નિમિત્તે અથવા કોઈ ભવ્ય પ્રાણીઓના ઉપકાર નિમિત્તે, આ તરફ પધારી, બે-ત્રણ મહિના મરુભૂમિમાં વિચરી, પાછા મગધ દેશમાં જઈને ચોમાસું કર્યું હોય તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી; આ પ્રમાણે માનવાથી (૧) મૂંગથલાનો વિ. સં. ૧૪૨૬ નો લેખ, (૨) અંચલગચ્છીય શ્રી મહેન્દ્રસૂરિજીએ વિ. સં. ૧૩૦૦ લગભગમાં રચેલ અષ્ટોત્તરીનો ઉલ્લેખ, (૩) આબુથી પશ્ચિમ દિશામાં આવેલા (જોધપુર સ્ટેટના) ભીનમાલ નામના ગામના શ્રીમહાવીરસ્વામી ભગવાનના પ્રાચીન મંદિરમાંના વિ. સં. ૧૩૩૪ ના લેખના પ્રારંભનો ઉલ્લેખ અને (૪) તપાગચ્છનાયક શ્રીમાન્ સોમસુંદરસૂરિજીના પ્રશિષ્ય શ્રી જિનહર્ષગણિએ વિ. સં. ૧૪૯૭ માં રચેલા "શ્રી વસ્તુપાલ ચરિત્ર"ના આઠમા પ્રસ્તાવના પ્રારંભના આઠમા શ્લોકમાં લખ્યું છે કે, "અર્બુદ ભૂમિમાં શ્રીમહાવીર ભગવાન વિચર્યા હતા." આ બધા ઉલ્લેખો સંગત થઈ શકે. આ ઉપરથી હું તો માનું છું કે, ભગવાન અર્બુદભૂમિમાં વિચર્યા હશે. છતાં એ સંબંધે વિદ્વાનો ઊહાપોહપૂર્વક પ્રામાણિક હકીકત પ્રગટ કરે; એવી આશા રાખવી અસ્થાને નથી.

(૨) આ પુસ્તકમાં મૂંગથલા, બ્રાહ્મણવાડા, નાણા, દીયાણા, નાંદિયા વગેરે કેટલાક ગામોની હકીકતમાં "જીવિતસ્વામી" એ શબ્દનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને તેનો અર્થ હું પહેલાં માનતો હતો તેમ, "ભગવાનની વિદ્યમાનતામાં એ જ ભગવાનનાં જે મંદિરો અથવા મૂર્તિઓ બન્યાં હોય તેનું નામ "જીવિતસ્વામી અથવા જીવત્સ્વામીનાં મંદિરો અથવા મૂર્તિઓ કહેવાય." એ પ્રમાણે લખવામાં આવ્યો છે. ત્યાર પછી ઘણી મૂર્તિઓના શિલાલેખો તપાસતાં આજથી પાંચ-સાત સૈકા પહેલાંના લેખવાળી ધાતુમૂર્તિઓ પર પણ "જીવિતસ્વામી" શબ્દ લખેલો જોવામાં આવ્યો એટલે ઉપર જણાવેલો મારો અર્થ બરાબર નથી; એમ લાગતાં આ વિષયમાં કેટલાક વિદ્વાનોને લખી પૂછાવતાં કોઈ કોઈએ મેં

કરેલો જ અર્થ જણાવ્યો, જ્યારે કોઈએ જીવિતસ્વામી એટલે "જયવંતસ્વામી" એવો અર્થ જણાવ્યો ને ઇતિહાસતત્ત્વવેત્તા પં. શ્રીમાન્ કલ્યાણવિજયજી મહારાજે જણાવ્યું કે, "ભગવાનની જે મૂર્તિઓ ઉપર પરિકર હોય, જેમાં આઠ પ્રાતિહાર્યોનો સમાવેશ થાય છે, એટલે કે ભગવાન સાક્ષાત્ વિચરતા હોય અને સમવસરણમાં દેશના દેતા હોય તે વખતે છત્ર, ચામર, સિંહાસન, પુષ્પવૃષ્ટિ, દેવદુંદુભિ, અશોકવૃક્ષ, ભામંડળ વગેરે પ્રાતિહાર્યોની સાથોસાથ જ ધર્મચક્ર, તેમજ હરણ, હાથી અને સિંહ વગેરે પરસ્પર વૈરવૃત્તિવાળાં પ્રાણીઓ પણ પ્રેમથી સાથે બેઠેલા હોય. આ બધા ભાવો પરિકરમાં દેખાડવામાં–કોતરવામાં આવે છે-એટલે પરિકરવાળી જે મૂર્તિઓ હોય તે જીવિતસ્વામીની મૂર્તિ કહેવાય. પં. શ્રી. કલ્યાણવિજયજીનો આ અર્થ મને સયુક્તિક અને સંગત લાગે છે. અર્થાત્ "પરિકરવાળી જે મૂર્તિઓ હોય તે જીવિતસ્વામીની મૂર્તિઓ કહેવાય" એવો ફલિતાર્થ છે. આથી મેં જ્યાં જ્યાં "જીવિતસ્વામી"નો ઉલ્લેખ કર્યો છે ત્યાં ત્યાં આવો અર્થ સમજવાનો. હરેક વાચકે ખ્યાલ રાખવો અને મેં જ્યાં જ્યાં "જીવિતસ્વામી" શબ્દનો ઉલ્લેખ કર્યો છે ત્યાં આ અર્થ સંગત પણ થાય છે. બ્રાહ્મણવાડજી સિવાય એ બધા ગામોમાં મૂળનાયકજીની મૂર્તિઓ બહુ પ્રાચીન અને સુંદર પરિકરોવાળી છે. તેમાં નાંદિયાનું પરિકર તો બહુ જ સુંદર અને વિશિષ્ટ પ્રકારનું છે. આવા પ્રકારનું વિશિષ્ટ પરિકર ભારતભરના કોઈ જૈન મંદિરમાં હોય એવું જાણવામાં નથી. બ્રાહ્મણવાડજીની મહાવીર સ્વામીની મૂર્તિ ઉપર હાલમાં પરિકર નથી પરંતુ ત્યાંના મંદિરની ભીંતમાં પરિકરના ઉપરનો એક ભાગ ચોડી દીધેલો છે; તેથી લાગે છે કે, પહેલાં આ મૂર્તિ ઉપર પણ પરિકર હોવું જોઈએ, જે જીર્ણોદ્ધાર વખતે પાછળથી કાઢી નાખવામાં આવ્યું હશે.

શ્રીવિશાળવિજયજીએ મારી સાથે રહીને આ વર્ણનની સામગ્રી એકત્રિત કરવામાં ખૂબ પરિશ્રમ ઉઠાવ્યો છે, એ ભૂલી શકાય એવું નથી.

અંતે—

પૂજ્યપાદ મારા દાદાગુરુ અને પૂજ્યપાદ મારા ગુરુવર્યની અસીમ કૃપાથી આ પુસ્તકને પૂર્ણ કરીને જૈન સમાજ સમક્ષ રજૂ કરવા ભાગ્યશાળી થયો છું. તેમના ચરણોને વારંવાર નમન કરતો અને અર્બુદાચલ સંબંધી તેમજ બીજાં તીર્થો સંબંધી પણ આથી યે સુંદરતમ સાહિત્ય તૈયાર કરીને પ્રગટ કરવાનું સામર્થ્ય અર્પે એવી તે પૂજ્યો પાસે પ્રાર્થના કરતો હું મારું વક્તવ્ય અહીં જ સમાપ્ત કરું છું. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

વઢવાણ કેંપ (કાઠિયાવાડ)
મૌન એકાદશી
વીર સં. ૨૪૭૫, ધર્મ સં. ૨૬

વૃદ્ધિ–ધર્મ–ચરણોપાસક
મુનિ જયંતવિજય

## આ પુસ્તક છાપવામાં

### અગાઉથી સહાયતા આપનારા સજ્જનોનાં નામો.

| રકમ | નામ | ગામ | જિલ્લો |
|---|---|---|---|
| ૧૦૨) | શા. પીથાજી માલાજીની મુંબઇની દુકાન. | ભટાણા | (સિરોહી) |
| ૫૨) | શા. પીથાજી માલાજી. | ,, | ,, |
| ૫૨) | શા. લખમાજી ધનાજી. | ,, | ,, |
| ૫૨) | શા. ગલબાજી અખાજી. | ,, | ,, |
| ૫૨) | શ્રી ભટાણાના પંચ મહાજન મારફત શા. પીથાજી પનાજી. | ,, | ,, |
| ૯૦) | શ્રી ભટાણાના સંઘમાંથી મળેલી પરચૂરણ મદદ. | ,, | ,, |
| ૨૦૧) | શ્રી માંડલ જૈનસંઘ સમસ્ત મહાજનની પેઢી. | માંડલ | (વીરમગામ) |
| ૧૦૧) | શ્રી અંચલગચ્છ જૈનસંઘ સમસ્ત. | ,, | ,, |
| ૧૦૧) | શ્રી તપાગચ્છ જૈનસંઘ સમસ્ત. | ,, | ,, |
| ૨૫૧) | શા. હીરાચંદ ધરમશી. | ,, | ,, |
| ૧૦૧) | શા. તલકશી ચતુરભાઈનાં ધર્મપત્ની શ્રાવિકા ચંચળબાઈ [ ન્યા. વિ. ન્યા. તી. મુનિરાજ શ્રીન્યાયવિજયજી મહારાજની પ્રેરણાથી. ] | ,, | ,, |
| ૫૧) | દોસી નાથાલાલ લખમીચંદ. | ,, | ,, |
| ૨૫) | શા. કેવળચંદ કાળીદાસ. | ,, | ,, |
| ૨૫) | શા. શકરચંદ મલુકચંદ. | ,, | ,, |
| ૨૫) | વોરા વાડીલાલ ગોવિંદજી. | ધામા | (કાઠિયાવાડ) |

2

| | | |
|---|---|---|
| ૪૧) | શા. કાંતિલાલ વાડીલાલ. | ,, ,, |
| ૧૦૧) | વોરા ચતુરભાઈ મેઘજી. | ,, ,, |
| ૧૦૧) | શા. ગોદડભાઈ મોહનલાલ. | મુંજપુર (રાધનપુર સ્ટેટ) |
| ૨૫) | ગાંધી લીલચંદ નથુભાઈ. | બોલેરા ,, |
| ૫૧) | શેઠ રાજપાલ ઝુંમખરામ. | ,, ,, |
| ૫૧) | મણિયાર શિવલાલ નરપતલાલ રાધનપુરવાળા. | મુંબઈ |
| ૫૦) | શેઠ કાલીદાસ જસરાજભાઈ. | ,, ,, |
| ૫૧) | સંઘવી છોટાલાલ સંપ્રીતચંદ. | થરા (કાંકરેજ) |
| ૫૧) | સંઘવી વર્ધમાન ઇચ્છાચંદ. | આદ્રિયાણા (કાઠિયાવાડ) |
| ૨૫) | સંઘવી નાથાલાલ ન્યાલચંદ | ,, ,, |
| ૨૫) | વોરા શવચંદ ઇચ્છાચંદ | ઝીંઝુંવાડા ,, |
| ૨૫) | શા. કસ્તૂરચંદ મલુકચંદ. | કાનપરા (તા. વીરમગામ) |
| ૨૫) | શા. રતિલાલ સૌભાગ્યચંદ | વીસાવડી (દસાડા સ્ટેટ) |
| ૨૫) | શા. કાળીદાસ વનમાળીદાસ | રાંતેજ (તા. ચાણસ્મા) |
| ૨૫) | શા. પૂનમચંદ મંછારામ | ,, ,, |
| ૨૫) | શા. હકમચંદ પુંજીરામ. | આસજોલ ,, |
| ૧૫૧) | શા. કાંતિલાલ વલ્લભદાસ | વલભીપુર (કાઠિયાવાડ) |
| ૨૫) | શા. જુઠાભાઈ કુંવરજી | આંબેડી (કચ્છ) |
| ૫૧) | શા. નાગરદાસ કરમચંદ પટણી હા. બાપાલાલ | અમરેલી (કાઠિયાવાડ) |
| ૩૭) | શા. તલકચંદ ખેતશી.<br>શા. દેવચંદ હરગોવિંદદાસ.<br>શા. ભૂધરદાસ વનમાળીદાસ. | બહુચરાજી (તા. ચાણસ્મા) |
| ૧૦૧) | શામળાની પોળના પટવા શેરીના ખાંચાના બૈરાંના ઉપાશ્રયના જ્ઞાનખાતા તરફથી હા. શા. લાલભાઈ મનસુખભાઈ. | અમદાવાદ |

## —શુદ્ધિપત્રક—

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯ | ૨૨ | ભ૦ પાસેના | ભ૦ ના |
| ૨૧ | ૬ | તીર્થનું | તીર્થોનું |
| ૨૩ | ૭ | સભામંડપના | સભામંડપથી |
| ૨૪ | ૧૭ | ગૃહસ્થનાં પગલાં | ગૃહસ્થ, અને પ્રભુજીનાં પગલાં |
| ૨૫ | ૯ | મંદિરમાંની કમાનો | મંદિરમાંના સ્તંભો |
| ૨૫ | ૧ | ૧૯૧૫ | ૧૫૨૫ |
| ૩૦ | ૨૩ | સ્થાન નથી | સ્થાન દૂર હોવાથી |
| ૩૩ | ૧ | હૃષીકેશ | ૦ |
| ૩૩ | ૧૦-૧૨ | હૃષીકેશ | હૃષીકેશ |
| ૩૩ | ૧૫ | રખીકીશન | રખીકીશન (હૃષીકેશ) |
| ૩૪ | ૧ | સ્વાભાવતઃ | સ્વભાવતઃ |
| ૩૪ | ૧૨ | અવાય છે અને | અવાય છે તેથી |
| ૪૭ | ૫ | ૧૨ મી | ૧૩ મી |
| ૫૬ | ૨ | નાંખ— | નાખવામાં |
| ૬૫ | ૨૩ | છતાં ધર્મશાળા | છતાં જૈન ધર્મશાળા |
| ૬૭ | ૨૦ | પ્રસાદે | પ્રાસાદે |
| ૭૧ | ૧૦ | છે. પહાડની | છે. તેની પાસે પહાડની |
| ૭૧ | ૧૨ | દેશ | દેરા |
| ૭૧ | ૧૪ | ગામના લોકો | ગામના જૈનો |
| ૭૧ | ૨૦ | તથા | ૦ |
| ૮૧ | ૧ | શ્રાવકે | શ્રાવકો |

| | | | |
|---|---|---|---|
| ૮૨ | ૨૧ | કાઉસગ્ગિયા | કાઉસગ્ગિયા ૨ |
| ૯૩ | ૧૬ | ક્ષેત્ર | ક્ષેમ |
| ૧૦૫ | ૧૦ | ચારે | ચાર |
| ૧૧૧ | ૪ | આ ગામ પામેરા તહેસીલમાં છે. | અહીં તહેસીલ છે. |
| ૧૧૨ | ૩ | 'તરફ'–પછી ઉમેરો | શ્રી પાર્શ્વનાથજીની સફેદ અને ડાબા હાથ તરફ |
| ૧૪૫ | ૧૧ | વદિ ૨ | વદિ ૮ |
| ૧૬૪ | ૧૬ | अब्धे | अब्दे |
| ૧૭૩ | ૬ | વીરાવડા | વીરવાડા |
| ૧૭૮ | ૧૩ | વીસનગર | વીસલનગર |
| ૧૯૨ | ૩ | પૂર્વ દિશામાં | પૂર્વ દેશમાં |
| ૨૦૫ | ૪ | રાજ્યના | સિરોહીના મહારાજના |
| ૨૧૨ | ૮ | વીરવાડના | વીરવાડાના |
| ૨૨૪ | ૨૦ | અહીંથી | સ્ટેશનથી પીંડવાડા ગામ |
| ૨૩૨ | ૧૧ | કુલ ૩ | કુલ ૫ |
| ૨૩૭ | ૧૭ | તેમના | તેના |
| ૨૪૧ | ૧૩ | હકીકત | હકીકત પાછળથી |
| ૨૪૬ | ૮ | 'પહેલાં'–પછી ઉમેરો | ધાતુની ૨૮ મૂર્તિઓ અને બીજી કેટલીક ધાતુની ખંડિત મૂર્તિઓ નીકળી હતી તેમાં |
| ,, | ૯ | ૭૪૪ના લેખો | ૭૪૪નો લેખ |
| ,, | ૧૦ | ધાતુની મૂર્તિઓની | ધાતુની અખંડિત મૂર્તિઓની |
| ,, | ૧૪ | 'મૂર્તિઓ'–પછી ઉમેરો | રાખી છે અને ખંડિત મૂર્તિઓ |
| ૨૬૩ | ૨૧ | કરવવાની | કરાવવાની |

| | | | |
|---|---|---|---|
| ૨૬૯ | ૨૦ | મૂભગભારે, | મૂળગભારે |
| ૨૮૩ | ૧૦ | રાજ્યના | મહારાવના |
| ૨૯૩ | ૧ | આવે છે પણ તે | આવે છે તે |
| ૩૦૨ | ૯ | ઘર ૨૦ | ઘર ૨ |
| ૩૦૫ | ૮ | આંગળ | ફૂટ અને ઇંચ |
| | | [ આ પછીના પૃષ્ઠોમાં જ્યાં ‘ આંગળ ’ હોય ત્યાં ફૂટ અને ઇંચ સમજવા. ] | |
| ૩૦૭ | ૨ | ગામ ૧૧ મા | ગામ ૧૨ મા |
| ,, | ૨૦ | છે, પણ પાસે | છે, તેમાં |

[ કેટલેક સ્થળે માત્રા અને રેફ વગેરે છાપતાં ઊડી ગયા છે, તે અહીં નોંધ્યા નથી. તે સંબંધથી જાણી શકાશે. ]

## કોઠાની સમજ

આ કોઠો પુસ્તકની અનુક્રમણિકાની પણ ગરજ સારે છે. તે તે ગામના નંબરો સાથે પૃષ્ઠ નંબર પણ તે તે ગામ સાથે આપ્યા છે. જૈન મંદિરના ખાનામાં જ્યાં [ × ] આવું ચિહ્ન આપ્યું છે તે ૨૬ ગામોમાંથી શિલાલેખો મળ્યા નથી; એવું દર્શાવવા માટે છે. જે ૭૧ ગામોમાંથી શિલાલેખો મળ્યા છે, તેનો સંગ્રહ "અર્બુદાચલ પ્રદક્ષિણા જૈન લેખ સંદોહ—આબુ ભા. ૫" નામે છપાઈ રહ્યો છે. આ ગામોના વર્ણન સાથે એ સંગ્રહના શિલાલેખોને ઘનિષ્ટ સંબંધ છે.

કોઠામાં જે ગામનાં નામો ફરીને લખ્યાં છે, જેવાં કે—ખરાડીથી—સાંતપુરથી—ત્યાં પાછા તે જ રસ્તે એ ગામ ગયા પછી આગળ વિહાર કર્યો. કયા ગામથી કયું ગામ કઈ દિશામાં છે અને કયાંથી પાછા ફર્યા તેનું વર્ણન ગામ વર્ણનમાં આપ્યું જ છે. 'જૈન ઉપાશ્રય કે ધર્મશાળા'ના ખાનામાં જ્યાં ૧+૧+૧ આપ્યું છે ત્યાં પહેલો ૧ ઉપાશ્રય, બીજો ૧ ધર્મશાળા અને ત્રીજો ૧ પોષાળ માટે છે. બાકીના ૧ થી ધર્મશાળા કે ઉપાશ્રય સમજવાનું. સાધુ કે યાત્રી—બંને તેમાં ઊતરી શકે.

વિશેષ હકીકતના ખાનામાં જ્યાં ટૂંકા અક્ષરો—ઘ. દે.—ઘર દેરાસર, દિગ. મં.—દિગંબર મંદિર, જૈ. મં.—જૈન મંદિર, જૈ. પા.—જૈન પાઠશાળા એવો અર્થ સમજવો.

જૈન મંદિરોના ખાનામાં જ્યાં "ખંડિયેર" લખ્યું છે ત્યાં જૈન મંદિર પથ્થરના ઢગલારૂપે થોડાંક અવશેષ જણાતાં હોય તે બતાવવા માટે છે અને "ખંડિત" લખ્યું છે ત્યાં મંદિરનો મોટો ભાગ અવશેષરૂપે રહેલો હોય ને કેટલોક જ ભાગ તૂટી ગયો હોય; એવું બતાવે છે. જ્યાં "ખાલી" લખ્યું છે તે મંદિર સાબૂત છે પણ તેમાં મૂર્તિ વગેરે ન હોય કે મૂર્તિની પ્રતિષ્ઠા કરી ન હોય; એવું જણાવે છે.

# અર્બુદાચલ બૃહત્પ્રદક્ષિણા

| માઈલ | ક્રમ નંબર | ગામનું નામ | લેખ નંબર | જૈન મંદિર | શ્રાવકોનાં ઘર | જૈન ઉપાશ્રય ધર્મશાળા | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|---|---|
| | (૧) | ખરાડીથી | (૭) | ધ. દે. | ૨૦ | ૧ | દિગં. મં. ધ. છે. |
| ૧૨ | (૨) | અંબાજી | (૯) | ૦ (×) | ૦ | | ૧૨૫ ધર્મશાળા |
| ૧॥ | (૩) | કુંભારિયાજી તીર્થ | (૧૦) | ૫ | ૦ | ૧ | |
| | | ખરાડીથી— | | | | | |
| ૧॥ | (૪) | માનપુર | (૨૯) | ખાલી | ૦ | ૦ | પ્રતિષ્ઠા થઈ નથી.[1] |
| ૧ | (૫) | ઉંબરણી | (૩૧) | ૦ (×) | ૦ | ૦ | |
| ૧ | (૬) | રખીકીશન | (૩૩) | ૦ | ૦ | ૦ | |
| | | ખરાડીથી— | | | | | |
| ૧॥ | (૭) | સાંતપુર | (૩૪) | ૧ (×) | ૫ | ૦ | |
| ૪ | (૮) | ચંદ્રાવતી | (૩૫) | ખંડિયેરો | ૦ | ૦ | |
| | | સાંતપુરથી— | | | | | |
| ૩॥ | (૯) | મૂંગથલા મહાતીર્થ | (૪૪) | ખંડિત | ૦ | ૦ | |
| ૧ | (૧૦) | મદુઆજી | (૫૩) | ૦ (×) | ૦ | ૦ | ખરાડીથી ૫ માઈલ |
| ૩ | (૧૧) | તેલપુર | (૫૪) | ૦ | ૦ | ૦ | ,, ૭॥ ,, |
| ૪ | (૧૨) | ગિરિવર | (૫૪) | ૦ (×) | ૦ | ૦ | જૈન મં. ના પથ્થરોનો ઢગલો પડ્યો છે. |
| ૧॥ | (૧૩) | વાજનવાળા | (૫૬) | ખંડિયેર(×) | ૦ | ૦ | બે દેરીના મંડપ ઊભા છે. |
| ૨॥ | (૧૪) | દત્તાણી | (૫૭) | ૧ | ૧ | ૦ | અગ્રવાલ મોદીનું પણ ૧ ઘર છે. |
| ૨॥ | (૧૫) | ધવલી | (૬૧) | ૧ | ૧ | ૧ | ,, |

| માઈલ | ગામ નંબર | ગામનું નામ | પૃષ્ઠ નંબર | જૈન મંદિર | શ્રાવકનાં ઘર | જૈન ઉપાશ્રય ધર્મશાળા | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|---|---|
| ૫ | (૧૬) | મારોલ | (૬૨) | ધ. દે. | ૧૬ | ૧ | જૈ. મં. રઘુનાથજીનું મંદિર બન્યું છે. |
| ૫ | (૧૭) | ભટાણા | (૬૬) | ૧ | ૪૦ | ૧+૧ | જૈ. પા. છે.[૨] |
| ૭ | (૧૮) | મડાર | (૬૭) | ૨ | ૨૦૦ | ૪+૧ | મણિભદ્રના દેરાને મડારદેવીનું દેરું માને છે. |
| ૨॥ | (૧૯) | સાતસેણ | (૭૮) | ૧ | ૦ | ૦ | |
| | | મડારથી— | | | | | |
| ૬॥ | (૨૦) | વગમાણ | (૮૧) | ૧ | ૦ | ૦ | |
| ૫ | (૨૧) | જીરાવલ્લા મહાતીર્થ | (૮૭) | ૧ | ૧૦ | ૧ | |
| ૩ | (૨૨) | ભાંમરા | (૯૭) | ધ. દે. | ૭ | ૧ | |
| ૪॥ | (૨૩) | રેવદર | (૯૭) | ૧ | ૪૫ | ૧+૨ | બીજો ઉપાશ્રય છે, તે પડી ગયો છે. |
| ૫ | (૨૪) | સેલવાડા | (૯૮) | ૧ | ૧૨ | ૧ | જૈ. મં. ના પથ્થરોનો ઢગલો પણ છે. |
| ૨॥ | (૨૫) | લોરલ | (૧૦૦) | ૧ | ૨૨ | ૧ | |
| ૨ | (૨૬) | ડાક | (૧૦૧) | ખાલી (x) | ૦ | ૦ | |
| ૧ | (૨૭) | ડબાણી | (૧૦૨) | ૧ | ૧૦ | ૧ | |
| ૨॥ | (૨૮) | હણાદ્રા | (૧૦૩) | ૧ | ૩૦ | ૧+૧ | બીજા ઉપાશ્રયનું કામ અધૂરું છે. |
| ૨॥ | (૨૯) | માલગામ | (૧૦૮) | ૧ | ૪૪ | ૧+૧ | |

| માઈલ | ગામ નંબર | ગામનું નામ | ગ્રંથ નંબર | જિન મંદિર | શ્રાવકોનાં ઘર | જૈન ઉપાશ્રય ધર્મશાળા | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|---|---|
| ૦ાાા | (૩૦) | પોસીંદ્રા | (૧૦૯) | ૧ (x) | ૧૫ | ૧ | |
| ૧ | (૩૧) | પામેરા | (૧૧૧) | ૧ | ૬ | ૧ | અહીં ધર્મશાળાનું કામ ચાલુ હતું. |
| ૨ાા | (૩૨) | પાલડી | (૧૧૧) | ૧ | ૮ | ૧ | |
| ૧ાાા | (૩૩) | ટોકરા | (૧૧૩) | ખંડિયેર | ૦ | ૦ | |
| ૧ાાા | (૩૪) | સીરોડી | (૧૧૫) | ૧ | ૬૫ | ૧+૩ | બ્રાહ્મણવાડનું નાનું મંદિર પણ છે. |
| ૧ાા | (૩૫) | સણવાડા | (૧૧૮) | ૧ | ૩ | ૧ | |
| ૪ | (૩૬) | મેડા | (૧૧૯) | ૧ | ૨૭ | ૧ | બીજો ઉપાશ્રય નવો બની રહ્યો છે. |
| ૨ | (૩૭) | માઈલોગોડ | (૧૨૧) | ખંડિત(x) | ૦ | ૦ | |
| ૩ | (૩૮) | ઈસરા | (૧૨૨) | ખાલી (x) | ૦ | ૦ | |
| ૨ાા | (૩૯) | હમીરગઢ તીર્થ | (૧૨૩ | ૪ | ૦ | ૦ | ત્રણ મંદિર ખાલી છે. |
| ૩ | (૪૦) | સિંદરથ | (૧૪૧) | ૧ (x) | ૨૨ | ૧+૧ | |
| ૨ાા | (૪૧) | ખાંબલ | (૧૪૨) | ,, (x) | ૧૭ | ૧+૧ | |
| ૩ | (૪૨) | ગોહલી | (૧૪૩) | ૧ | ૨૫ | ૧+૧ | |
| ૫ાા | (૪૩) | કોલર | (૧૪૩) | ૧ | ૦ | ૦ | જૈન કારખાનાથી સગવડ મળે છે. |
| ૫ | (૪૪) | સિરોહી | (૧૪૫) | ૧૭ | ૫૦૦ | ૧૧+૨ | |
| ૨ | (૪૨) | બાલદા | (૧૬૬) | ૧ | ૦ | ૧ | |
| ૩ | (૪૬) | સાણુવાડા(નવું) | (૧૬૭) | ૧ | ૩ | ૧ | |
| ૧ાા | (૪૭) | સાણુવાડા(જૂનું) | (૧૬૯) | ખંડિત(x) | ૦ | ૦ | |

સાણુવાડા (નવા)થી—

| માઈલ ગામ નંબર | ગામનું નામ | પૃષ્ઠ નંબર | દેરા મંદિર | શ્રાવકનાં ઘર | ઉપાશ્રય ધર્મશાળા | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|---|
| ૦III(૪૮) | લોદરી | (૧૭૦) | ખંડિત(x) | ૦ | ૦ | |
| ૧II(૪૯) | તેલપુર | (૧૭૧) | ૧ | ૦ | ૦ | |
| ૨III(૫૦) | વીરવાડા | (૧૭૩) | ૨ | ૪૮ | ૪+૧ | |
| ૧I(૫૧) | કોટરા | (૧૮૦) | ખંડિત | ૦ | ૦ | |
| ૧I(૫૨) | વીરોલી | (૧૮૨) | ખાલી(x) | ૦ | ૦ | |
| ૩II(૫૩) | બ્રાહ્મણવાડા મહાતીર્થ | (૧૮૪) | ૧ | ૦ | ૧ | જૈન ગુરુકુળ હતું.[૩] |
| ૧ (૫૪) | ઉંદરા | (૨૦૩) | ૧ | ૦ | ૦ | |
| ૨ (૫૫) | ઝાડોલી | (૨૦૫) | ૧ | ૪૫ | ૧ | |
| ૩ (૫૬) | સીવેરા | (૨૦૯) | ૧ | ૨ | ૦ | |
| ૩II(૫૭) | માલણું | (૨૧૩) | ૧ | ૦ | ૦ | |
| ૫II(૫૮) | વેલાર | (૨૧૪) | ૧ | ૧ | ૦ | |
| ૨ (૫૯) | ચામુંડેરી | (૨૧૭) | ૧ | ૫૬ | ૧+૧ | |
| ૨ (૬૦) | નાણા તીર્થ | (૨૧૯) | ૨ | ૧૨૩ | ૨+૨ | |
| ૧૦ (૬૧) | પીંડવાડા | (૨૨૪) | ૨ | ૧૭૫ | ૩+૧ | જૈ. કન્યા. છે. |
| ૩ (૬૨) | જનાપર | (૨૩૪) | ૧ | ૩ | ૦ | |
| ૨III(૬૩) | અજારી | (૨૩૫) | ૧ | ૮ | ૧ | |
| ૨I (૬૪) | ચવરલી | (૨૪૩) | ખંડિત | ૧ | ૦ | |
| ૨ (૬૫) | વસંતગઢ | (૨૪૪) | ,, | ૦ | ૦ | |
| ૩ (૬૬) | ડુંગરી | (૨૫૧) | ૦ (x) | ૦ | ૦ | |
| ૨II(૬૭) | કોજરા | (૨૫૨) | ૧ | ૮ | ૧+૧ | |
| ૩II(૬૮) | નાંદિયા તીર્થ | (૨૫૪) | ૨ | ૪૦ | ૧+૧ | |

| માઈલ | ગામ નંબર | ગામનું નામ | પૃષ્ઠ નંબર | દેરાસર | શ્રાવકોનાં ઘર | ઉપાશ્રય ધર્મશાળા | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | (૬૯) | સેરનાથ વીસોલું | (૨૬૦) | ૧ (×) | ૦ | ૦ | |
| | | નાંદીયાથી— | | | | | |
| ૨ | (૭૦) | લોટાણા તીર્થ | (૨૬૦) | ૧ | ૦ | ૧ | |
| ૨॥ | (૭૧) | લાજ | (૨૬૪) | ૧ | ૦ | ૧+૧ | |
| ૧॥ | (૭૨) | કુલેરા | (૨૬૬) | ખંડિત(×) | ૦ | ૦ | |
| ૩ | (૭૩) | માંડવાડા | (૨૬૮) | ૧ | ૦ | ૦ | |
| ૩ | (૭૪) | ફેર–દીયાણા તીર્થ[1] | (૨૬૮) | ૧ | ૦ | ૧ | |
| | | માંડવાડાથી— | | | | | |
| ૪॥ | (૭૫) | પેશુવા | (૨૭૪) | ૧ | ૨૫ | ૧+૧ | |
| ૧॥॥ | (૭૬) | કોદરલા | (૨૭૬) | ઉપાશ્રયમાં જૈ. મં. છે. | ૦ | ૦ (×) | |
| ૨॥ | (૭૭) | ધનારી | (૨૭૮) | ૨ | ૩૬ | ૧+૧ | |
| ૨ | (૭૮) | નીતોડા | (૨૮૦) | ૧ | ૭૫ | ૨+૧+૧ | |
| ૧॥ | (૭૯) | નાનરવાડા | (૨૮૨) | ૧ | ૦ | ૦ | |
| ૧ | (૮૦) | ખાખરવાડા | (૨૮૩) | ૦(×) | ૫ | ૦ | |
| ૧ | (૮૧) | ભાવરી | (૨૮૩) | ૧ | ૮ | ૧ | |
| ૧ | (૮૨) | રોહિડારોડ | (૨૮૪) | ૦(×) | ૫ | ૦ | પાંચ સાત દુકાનો જૈન શ્રાવકોની છે |
| ૪ | (૮૩) | વાસા | (૨૮૪) | ૧ | ૪૫ | ૧+૧ | જૈ. મં. જહગીશ મંદિર બન્યું છે. |

1. દીયાણાથી ફેરના રસ્તે ૦॥ માઈલ ઉપર બીજું એક મોટું ખંડિત મંદિર છે.

| માઈલ ગામ નંબર | ગામનું નામ | ફૉર્મ નંબર | જૈન મંદિર | શ્રાવકનાં ઘર | જૈન ઉપાશ્રય ધર્મશાળા | વિશેષ હકીકત |
|---|---|---|---|---|---|---|
| ૧॥(૮૪) | રોહિડા | (૨૮૮) | ૩ | ૧૦૦ | ૧+૧ | |
| ૪ (૮૫) | ભૂલા | (૨૯૨) | ૦(×) | ૦ | ૦ | |
| | રોહિડાથી— | | | | | |
| ૧॥।(૮૬) | વાટેડા | (૨૯૩) | ૧ | ૭ | ૧ | |
| ૪॥(૮૭) | કાછોલી | (૨૯૫) | ૧ | ૫૦ | ૨ | |
| ૨। (૮૮) | સાંગવાડા જૂનું | (૨૯૬) | ખંડિયેર | ૦ | ૦ | |
| ૨॥।(૮૯) | ભીમાણા | (૨૯૭) | ૧ | ૪ | ૦ | |
| ૧ (૯૦) | તુરંગી | (૨૯૮) | ખંડિત(×) | ૦ | ૦ | |
| ૧॥(૯૧) | ભારજા | (૨૯૯) | ૧ | ૨૫ | ૧+૨+૧ | |
| ૨॥।(૯૨) | કાસીંદ્રા | (૩૦૧) | ૧ | ૨ | ૦ | |
| ૨॥(૯૩) | આમથરા | (૩૦૪) | ૧ | ૦ | ૦ | |
| ૦॥।(૯૪) | કીવરલી | (૩૦૬) | ૧ | ૪ | ૦ | |
| ૩ (૯૫) | દેલદર | (૩૦૭) | ૧ | ૬ | ૦ | ઉપાશ્રય પડી ગયો છે. |
| ૨। (૯૬) | દેરણા | (૩૦૮) | ૧ | ૦ | ૦ | |
| ૧ (૯૭) | ઓર | (૩૧૦) | ૧ | ૭ | ૧ | |
| ૩ (૧) | ખરાડી | | | | | |

## —કોઠાનાં ટિપ્પણો—

૧ ભટાણા અને તેના બાર ગામના ગોળના સંઘમાં બે પક્ષો પડી ગયા હતા. અમારા ઉપદેશથી તેનું સમાધાન થતાં સંપ થયો. તેમજ ત્યાં જૈન પાઠશાળા સ્થાપવાનો ઉપદેશ આપતાં એક જ દિવસમાં રૂ. ૩૦૦૦ નું ફંડ થયું ને પાઠશાળા ચાલુ થઈ હતી. આ પુસ્તક છપાવવામાં પણ ગામના શ્રી સંઘ તરફથી આશરે રૂ. ૫૦૦) ની મદદ મળી છે; જેની નામવાર નોંધ સહાયક લિસ્ટમાં આપી છે.

૨ માનપુરમાં મંદિર સાબૂત તૈયાર છે, તેની પ્રતિષ્ઠા કરાવવાની બાકી છે. આ મંદિરનો તેમજ અચલગઢ તીર્થનો વહીવટ રોહિડાના સંઘને હસ્તક છે; તેથી માનપુરના મંદિરની અને અચલગઢ ઉપરના શ્રી ઋષભદેવ ભગવાનના મંદિર અને ચોવિશ દેવકુલિકાઓ ઉપર કળશ તથા ધ્વજાદંડની પ્રતિષ્ઠા કરવાનો ઉપદેશ અમે સં. ૧૯૯૨ માં આપ્યો હતો. અને અમારા ઉપદેશથી એ બંને કાર્યો કરવાનો નિર્ણય રોહિડાના સંઘે કર્યો હતો. તેમાં પ્રથમ અચલગઢના શ્રી ઋષભદેવ મંદિરના ધ્વજા-દંડ ને કળશની પ્રતિષ્ઠા કરાવ્યા પછી માનપુરના મંદિરની પ્રતિષ્ઠા કરાવવાનો નિર્ણય હતો. તેમાં અચલગઢના એ મંદિરની પ્રતિષ્ઠાનું કાર્ય તો પૂરું થયું તે પછી આ મંદિરની પ્રતિષ્ઠાનું કામ શરૂ થાય તે પહેલાં જ સિરોહી રાજને સિરોહી સ્ટેટના તમામ મહાજન સાથે વાંધો પડવાથી સમસ્ત મહાજન એકત્ર થઈને તમામ પ્રકારના જમણવાર અને મહોત્સવો કરવાનું બંધ રાખેલું તેથી આ મંદિરની પ્રતિષ્ઠા રહી જ ગઈ.

૩ બ્રાહ્મણવાડામાં જે ગુરુકુલ હતું, તે લગભગ એકાદ વર્ષ પહેલાં અહીંથી સરૂપગંજ [ રોહિડા રોડ ] સ્ટેશને લઈ જવામાં આવ્યું છે.

# અર્બુદાચલ લઘુપ્રદક્ષિણા.

અમે ખરાડી (આબુ રોડ)થી નીકળી અર્બુદગિરિની તળેટીની નજીકમાં ચારે દિશામાં ફરીને પાછા ખરાડી આવ્યા હતા. આ રીતે જે પ્રદક્ષિણા કરવામાં આવી તેને "લઘુપ્રદક્ષિણા" એવું નામ આપ્યું છે. તેમાં આવતાં ગામોનો ક્રમ આ પ્રમાણે છેઃ—

| | માઈલ |
|---|---|
| (૧) ખરાડી (આબુ રોડ)થી પશ્ચિમ દિશામાં બનાસ નદી અને કેરી થઈને મૂંગથલા | ૪॥ |
| (૯) મૂંગથલાથી વાયવ્ય ખૂણામાં મદુઆજી | ૧ |
| (૧૦) મદુઆથી પશ્ચિમ દિશામાં ગિરિવર | ૩। |
| (૧૨) ગિરિવરથી પશ્ચિમ દિશામાં પહાડી પ્રદેશમાં થઈ તોડાના દરવાજે (૧૩) થઈને દત્તાણી | ૫॥ |
| (૧૪) દત્તાણીથી ઉત્તર દિશામાં ધવલી | ૨॥ |
| (૧૫) ધવલીથી ઉત્તર દિશામાં ડાક* | ૪। |
| (૧૬) ડાકથી ઈશાનખૂણામાં હણાદ્રા+ | ૨ |
| (૨૮) હણાદ્રાથી ઈશાનખૂણામાં પાલડી | ૩॥ |
| (૩૨) પાલડીથી ઈશાનખૂણામાં ટોકરા થઈને માયલોગોડ | ૭ |
| (૩૭) માયલોગોડથી પૂર્વદિશામાં ઈસરા | ૩॥ |

---

* ડાકથી પૂર્વ દિશામાં લગભગ બે માઈલ જવાથી આબુની તળેટીમાં ક્રોડીધ્વજ (કાનડીધજ) નામનું હિંદુઓનું પ્રાચીન તીર્થ આવે છે. પરિચય માટે જૂઓ પૃષ્ઠ ૧૦૮.

+ હણાદ્રાથી અગ્નિખૂણામાં ૧॥ માઈલ જતાં સિરોહી રાજ્યનો ડાક-બંગલો આવે છે. ત્યાંથી આગળ જતાં આબુ પહાડ ઉપર ચડવાનો ધોરી માર્ગ ચાલુ થાય છે.

(૩૮) ઇસરાથી પૂર્વદિશામાં કેર ૩

(૭૪) કેરથી અગ્નિખૂણામાં નીતોડા ૩ાા

(૭૮) નીતોડાથી દક્ષિણદિશામાં નાનરવાડા ૧ા

(૭૯) નાનરવાડાથી દક્ષિણદિશામાં ખાખરવાડા ૧

(૮૦) ખાખરવાડાથી નૈઋર્ત્યખૂણામાં કાછોલી ૧ા

(૮૭) કાછોલીથી દક્ષિણદિશામાં સાંગવાડા ૨ા

(૮૮) સાંગવાડાથી નૈઋર્ત્યખૂણામાં કાયંદ્રા ૩

(૯૩) કાયંદ્રાથી દક્ષિણદિશામાં આમથરા થઈને
બનાસ નદી ઊતરીને કીવરલી ૩

(૯૪) કીવરલીથી નૈઋર્ત્યખૂણામાં મૂંગથલા અને
તરતોલી થઈને ખરાડી (આબુરોડ) ૪

# આ પુસ્તકમાં આવતા

## જૈન પારિભાષિક તથા અન્યાન્ય શબ્દોની સમજૂતી.

**અઠ્ઠાઇ મહોત્સવ** : આઠ દિવસનો ઉત્સવ.

**અનુત્તર વિમાન** : દેવોના પ્રકારોમાં ઊંચા પ્રકારના દેવો જ્યાં વસે છે, તે સ્થળનું નામ. આ દેવો અલ્પ ભવ કરીને મોક્ષે જનારા હોય છે.

**અભિષેક** : તીર્થંકરના જન્મ વખતે ઇંદ્રો જે સ્નાનવિધિ કરે છે તે.

**આમલસાર** : શિખરના છેક ઉપરના ભાગમાં કાંગરીવાળી ગોળ બેસણી કે ચકરડું.

**અરટ** : જેમાં મોટાં ખેતરો અને મોટો કૂવો હોય.

**અશ્વમાળ,**

**અશ્વથર** : ઘોડાઓની પંક્તિ.

**અષ્ટમંગળ** : આઠ માંગલિક વસ્તુઓ; જેમાં સ્વસ્તિક, કળશ, નંદ્યાવર્ત્ત, દર્પણ, મત્સ્યયુગલ વગેરે હોય છે.

**આચાર્ય** : ધર્મગુરુઓના નાયકની પદવી, જે ખાસ યોગ્યતા પછી આપવામાં આવે છે.

**આશાતના** : અવહેલના, અવિનય, અવજ્ઞા.

**ઉત્તરંગા** : બારશાખ ઉપરનો પથ્થર.

**ઉપકરણ** : ઉપયુક્ત સાધનો.

ઉપસર્ગ : અસહ્ય કષ્ટ.

ઉપાધ્યાય : સાધુઓને વિદ્યા આપવાની જેમની જવાબદારી હોય, તે પદવી.

એકતીર્થી : જેમાં તીર્થંકર ભગવાનની એક જ મૂર્તિ હોય એવી પરિકરવાળી મૂર્તિ.

ઓઘો : 'રજોહરણ' રજને સાફ કરવા માટે તથા સૂક્ષ્મ જીવોની રક્ષા માટે ઊનની દશીઓનો ગુચ્છો, જેને જૈન સાધુ-સાધ્વી હંમેશાં પાસે રાખે છે.

કલાઇ : પ્લાસ્તર.

કલ્યાણક : તીર્થંકર પ્રભુના ચ્યવન, જન્મ, દીક્ષા, જ્ઞાન અને મોક્ષ; એ પાંચ મંગલપ્રસંગ, તેને પંચ કલ્યાણક કહે છે.

કળશ : અમલસાર ઉપર ઘડાનો આકાર મુકવામાં આવે છે તે. કેટલાંક મંદિરોમાં ઉપરાઉપરી ત્રણ ચાર કળશની ઉતરડ બનાવવામાં આવે છે.

કાઉસગ્ગ : ધ્યાન કરવા માટે કાયાને સ્થિર કરવી તે, કાયોત્સર્ગ.

કાઉસગ્ગિયા : તીર્થંકર ભગવાનની ધ્યાનસ્થ ઊભી મૂર્તિ.

કારખાનું : કાર્યાલય, પેઢી.

કુંભી : થાંભલાને ખુરસી કે બેસણી હોય છે, જે થાંભલાના ઉપરના ભારને વહન કરવા પૂરતી મજબૂત બનાવવાના હેતુસર મોટા આકારની હોય છે.

ખત્તક : ગોખલો.

ગજમાળ, ગજથર : હાથીઓની પંક્તિનો દેખાવ, જે મંદિરના

| | |
|---|---|
| **ગજસર** | બહારના ભાગમાં કોતરવામાં આવે છે. |
| **ગણધર** | : તીર્થંકર પ્રભુના મુખ્ય શિષ્ય. |
| **ગણિ** | : સાધુને અપાતી એક પદવી. |
| **ગવૈયો** | : ગધેડો. આના વિસ્તૃત અર્થ માટે જૂઓ આ પુસ્તકનું પાન. ૭૩, ૭૪. |
| **ગભારો, ગર્ભાગાર** | : જૈન દેરાસરોમાં મૂર્તિઓ વિરાજમાન કરવામાં આવે છે, તે સ્થાન. |
| **ગૂઢમંડપ** | : મૂળગભારાની પાસેનો મંડપ. |
| **ગોષ્ઠિક** | : મંદિરની સાર સંભાળ રાખે અને વ્યવસ્થા કરે તે. ગોષ્ઠી ઉપરથી બનેલો "ગોઠી" શબ્દ અત્યારે પૂજારીના અર્થમાં જ વપરાય છે. |
| **ચાતુર્માસ** | : વર્ષાઋતુના ચાર મહિના; જેમાં જૈન સાધુઓને ચારે મહિના એક સ્થળે રહીને ગાળવા પડે છે. |
| **ચોવીશી** | : એક જ પથ્થર યા ધાતુપત્રમાં ભગવાનની ચોવીશ મૂર્તિઓ કોરેલી હોય તે. |
| **ચૌમુખ, ચતુર્મુખ** | : દેરાસર કે સમવસરણમાં વચ્ચે મૂળનાયકજીના સ્થાને ચારે દશામાં શ્રી તીર્થંકર ભગવાનની એકેક મૂર્તિ હોય છે તે. |
| **છચોકી** | : દેરાસરના ગૂઢમંડપની બહારનો છચોકીવાળો મંડપ. |
| **છદ્મસ્થ** | : સર્વજ્ઞ થયા પહેલાંની અવસ્થા. |
| **જિનમાતૃપટ** | : જિનેશ્વર ભગવાનની માતાઓનો પટ. |
| **જિનયુગ્મ** | : પ્રભુની મૂર્તિઓનું જોડુ (બે મૂર્તિ). |
| **જીવિતસ્વામી** | : પ્રસ્તાવના વિભાગમાં "કિંચિદ્ વક્તવ્ય" |

શીર્ષક હેઠળ પૃ. નં. ૧૪માં વિસ્તારથી અર્થ આપ્યો છે તે જૂઓ.

ઠવણી : સ્થાપનાચાર્ય મુકવાની લાકડાની ચોપાઈ.

તરપણી : જૈન સાધુઓનું લોટાના આકારનું કાષ્ટનું જળપાત્ર.

તીર્થંકર : તીર્થ (ધર્મ) ને પ્રવર્તાવનાર જૈનોના ઇષ્ટદેવ.

ત્રિતીર્થી : જેમાં તીર્થંકર પ્રભુની મૂર્ત્તિની બંને બાજુ બે ઊભી પ્રતિમા હોય, તથા ચોતરફ પરિકર હોય તેવી મૂર્ત્તિ.

દંડ : કળશના કંઠમાંથી ઉપર સુધી ધજા માટે એક કોણાકાર સળી ઊભી હોય તે.

દિગંબર : નગ્ન; જૈન ધર્મના એક ફિરકાનું નામ.

દીક્ષા : સંન્યાસ, ચારિત્ર, સાધુપણું.

દેવકુલિકા : દેરી.

દ્રમ્મ : એક પ્રકારનો ચલણી નાણાનો સિક્કો, જે અગાઉ ચાલતો હતો.

ધર્મચક્ર : પ્રભુની મૂર્ત્તિના પરિકરની ગાદીની વચ્ચે જે ખોદેલું રહે છે, અને જે તીર્થંકર પ્રભુના વિહાર સમયે આકાશમાં તેમની આગળ ચાલે છે તે, તીર્થંકર ભગવાનનું એક પ્રકારનું ધાર્મિક ચિહ્ન.

ધામ : જ્યાં વસ્તી ન હોય છતાં તીર્થભૂમિરૂપ બનેલું સ્થાન.

નંદીશ્વર દ્વીપ : એ નામનો જૈન ભૌગોલિક પ્રદેશનો દ્વીપ.

નંદ્યાવર્ત : એક પ્રકારનો મોટો સાથિયો.

નવચોકી : ગૂઢમંડપની બહારનો નવ ચોકીઓવાળો મંડપ.

પંચતીર્થી : ત્રિતીર્થીના પરિકરમાં કહેલી ઊભી બે મૂર્તિઓની ઉપર બીજી બે બેઠી પ્રતિમાઓ જેમાં હોય તે, એટલે જેમાં તીર્થંકર ભગવાનની પાંચ મૂર્તિઓ હોય એવી પરિકર-વાળી મૂર્તિ.

પટ્ટ, પટ : એક જ પથ્થર યા ધાતુના પતરામાં વધારે મૂર્તિઓ બનેલી હોય તે.

પટ્ટધર : ગુરુની પાટે—સ્થાને જે મુખ્ય શિષ્યની સ્થાપના કરી હોય તે.

પદ્મશિલા : ઘુમ્મટમાં વચ્ચોવચ મધ્યભાગમાં લગાવવામાં આવતી મુખ્ય શિલા.

પબાસણ : જેના ઉપર તીર્થંકર ભગવાનની મૂર્તિઓ સ્થાપન કરવામાં આવે છે તે.

પરિકર : જિનમૂર્તિની ચારે તરફનો નકશીવાળો ભાગ.

પર્ષદા : સભા.

પોષાળ : પૌષધ વગેરે ધાર્મિક ક્રિયા કરવાનું સ્થાન.

પ્રતિબોધ : ઉપદેશ.

પ્રતિષ્ઠા : સ્થાપના, અમુક ક્રિયા કરીને મંદિરમાં મૂર્તિનું સ્થાપન કરવું તે.

પ્રાગ્વાટ : પોરવાડ જ્ઞાતિ.

બલાનક : જિનમંદિરના દ્વારના ઉપરનો મંડપ.

બારશાખ : દરવાજા ઉપરનો નકશીવાળો પથ્થર.

બિજોરું : એક જાતનું ફળ.

બિંબ : મૂર્તિ.
ભમતી : દેવાલયને પ્રદક્ષિણા દેવાનો માર્ગ.
ભાખરી : ટેકરી.
મંગળમૂર્તિ : પ્રવેશ દ્વારાની બારશાખામાં કોરેલી મૂર્તિ.
મુહપત્તિ : બોલતી વખતે જીવરક્ષા અર્થે જૈન સાધુઓ મુખ પાસે જે વસ્ત્ર રાખે છે તે.
મૂળગભારો : મંદિરના જે ભાગમાં મુખ્ય પ્રતિમાને બિરાજમાન કરવામાં આવે છે તે.
મૂળનાયક : મંદિરમાં સ્થાપન કરેલી મુખ્ય પ્રતિમા.
યતિ : જતિ, સાધુઓના આચાર–વિચાર પાળવામાં ઢીલો થયેલ પરિગ્રહધારી જૈન સાધુ.
યક્ષ : વ્યંતર દેવની એક જાતિ.
યંત્ર : મંત્રનો એક ભેદ, જે પથ્થર યા પતરામાં કોરવામાં આવે છે.
રંગમંડપ : મંદિરનો મોટો મંડપ, જેને સભામંડપ કે ખેલામંડપ પણ કહેવામાં આવે છે.
રજોહરણ : 'ઓઘો' શબ્દ જૂઓ.
લંછન : તીર્થંકર ભગવાનની મૂર્તિઓનાં ચિહ્ન.
વાચક : સાધુઓને આગમ વગેરેની વાચના આપનારને દેવાતી એક પદવી.
વાસક્ષેપ : સુગંધી ચૂર્ણ.
વિહાર : પરિભ્રમણ, અને જિનમંદિર.
શકુનિકા : સમળી, 'સમળી વિહાર' એ નામનું જૈન મંદિર.

શાળ : દલાણુ, ઓસરી.

શ્વેતાંબર : શ્વેત વસ્ત્ર ધારણ કરનાર, જૈન ધર્મના એક ફિરકાનું નામ.

સંઘ : સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાનો સમુદાય, અથવા બહુ શ્રાવકોનો સમુદાય.

સંઘવી : સંઘનો નાયક, સંઘપતિ.

સભામંડપ : 'રંગમંડપ' શબ્દ જૂઓ.

સમવસરણ : તીર્થંકરોના ઉપદેશ શ્રવણુ માટે દેવોએ બાંધેલી વિશાળ વ્યાખ્યાન શાળા.

સિદ્ધચક્ર : અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, જ્ઞાન, દર્શન, ચરિત્ર અને તપઃ એ નવની સ્થાપના જેમાં હોય તે.

સુરહી : સુરભી, ગાય. આના વિસ્તૃત અર્થ માટે જૂઓ આ પુસ્તકનું પાન ૭૩.

સૂરિ : 'આચાર્ય' શબ્દ જૂઓ.

સ્થપતિ : શિલ્પકાર, શિલ્પી.

સ્થાપનાચાર્ય : ગુરુ મહારાજના અભાવમાં ગુરુ પદે સ્થાપન કરવામાં આવેલી વસ્તુ વિશેષ.

સ્નાત્ર : સ્નાન, 'અભિષેક' 'શબ્દ જૂઓ.



ॐ

॥ जगत्पूज्य-शास्त्रविशारद-जैनाचार्य-श्रीमद्विजयधर्मसूरिगुरुभ्यो नमः ॥

# અર્બુદાચલ પ્રદક્ષિણા

[ આબૂ ભાગ ચોથો ]

श्रीअर्बुदयुगादीशं धर्मसूरिं गुरुं तथा ।
प्रणम्य वर्ण्यतेऽधुनाऽर्बुदाचलप्रदक्षिणा ॥

## પ્રવેશ

ભગવાન મહાવીરના સમયમાં જેમ મગધ દેશ, જૈનોનું પ્રાબલ્ય અને જૈનોની વિશેષ વસ્તી હોવાને લીધે, જૈન જનપદ (જૈન પ્રદેશ) તરીકે ઓળખાતો હતો, તેવી જ રીતે ત્યાર પછીના સમયથી લઈને આજ સુધી મારવાડ દેશ જૈન જનપદ તરીકે પ્રસિદ્ધિને પામ્યો છે. મારવાડમાં પણ નાની મારવાડ (ગોલવાડ) અને સિરોહી રાજ્યમાં જૈનોની વસ્તી વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. ડગલે ને પગલે જ્યાં જુઓ ત્યાં જૈનોની વસ્તીવાળાં સેંકડો ગામો મળશે. દર એકેક બબ્બે માઈલે સો-પચાસ જૈનોનાં ઘરોવાળાં અને દર પાંચ પાંચ દશ દશ માઈલે જૈનોનાં ૪૦૦–૫૦૦ ઘરોવાળાં ગામો મળ્યા જ કરે. આવી ગીચ વસ્તીવાળા પ્રદેશના તમામ ગામોનું અને ત્યાંનાં જૈન મંદિરોનું વર્ણન લખવું અશકય નહિ તો દુઃશકય તો અવશ્ય છે જ. અને એટલા માટે તે વિષયને બાજુ ઉપર રાખી અત્યારે તો માત્ર આબૂગિરિરાજની આસપાસ જ ભ્રમણ કરવાનો વિચાર રાખ્યો. જો કે અત્યારે તો આબૂની આસપાસનાં ગામોમાં જૈનોની વસ્તી બહુ ઓછી છે. સંભવતઃ ચંદ્રાવતી ભાંગ્યા પછી વસ્તીનું રક્ષણ નહિ રહેવાથી તથા

ઘણો પહાડી પ્રદેશ હોવાથી આબૂની આસપાસના પ્રદેશ-માંથી જૈનોની વસ્તી ઘટી ગઈ હશે એમ લાગે છે. પરંતુ દંડનાયક વિમળશાહના વખતમાં ( ૧૧મી શતાબ્દિમાં ) અને ત્યારપછી ઘણા સૈકાઓ સુધી આ તરફમાં જૈનોની વસ્તી ઘણી હતી. એટલે આ પ્રદેશમાંથી ઐતિહાસિક સામગ્રી સારી મળશે; એમ ધારીને અર્બુદાચલની આસપાસ ચારે તરફ પ્રદક્ષિણારૂપે ખરાડી ( આબૂરોડ )થી શરૂ કરીને ફરી ખરાડી આવી પહોંચીએ ત્યાં સુધીમાં વિહાર કરતાં જે જે ગામો અને નગરો જોવામાં આવ્યાં, તેમાંનાં જૈન મંદિરો સાબૂત અને ધ્વસ્ત જે સ્થિતિમાં નિહાળ્યાં, તે તે ગામો–નગરોનું તથા જૈન મંદિરોનું ઐતિહાસિક તથા વર્તમાન સ્થિતિનું વર્ણન આપવા ઉપરાંત તેમાંની જૈન વસ્તી, ઉપાશ્રય કે ધર્મશાળા વગેરેની યાત્રિકોને ઉપયોગી સગવડો દૃષ્ટિ-ગોચર થઈ; એટલું જ નહિ તે સ્થળોમાં જ્યાં હિંદુઓનાં મંદિરો કે ધામો દેખાયાં તે બધાનું અને જૈન મંદિરોમાં જે જે શિલાલેખો અને મૂર્તિલેખો વગેરે મળી આવ્યા તેનું વર્ણન અહીં આપવામાં આવે છે. જો કે આ વર્ણન ફક્ત અર્બુદાચલની પ્રદક્ષિણાનું જ છે અને તેમાંની વર્તમાન સ્થિતિને અનુલક્ષીને છે; પરંતુ સમગ્ર રાજપૂતાનાનાં પુરાતન સ્થળોનું ખોદકામ કરવામાં આવે તો અનેક પ્રકારની પ્રાચીન સામગ્રી મળી આવે એમાં સંશય નથી.

હું અત્યારે અહીં બીજા ઇતિહાસકારો કે પુરાતત્ત્વજ્ઞોના ઉતારાઓ કે કથનો ટાંકતો નથી પણ મહાન્ ઇતિહાસ-લેખક મિ. વિન્સેંટ સ્મીથે ઉપર્યુક્ત હકીકતનો પુરાવો

આપતાં " Archaeological research a Jain duty" નામના લેખમાં જે લખ્યું છે તે અહીં આપીને મારું વિવેચન ચાલુ કરીશ.

" The field for exploration is vast. At the present day the adherents of the Jain religion are mostly to be found in Rajputana and Western India. But it was not always so. In olden days the creed of Mahavira was far more widely diffused than it is now. × × × I feel certain that Jain stupas must be still in existance and that they will be found if looked for. They are more likely to be found in Rajputana then elsewhere. "

અર્થાત્--શોધખોળનું ક્ષેત્ર બહુ જ વિશાળ છે. આજ-કાલ જૈનધર્મ પાળનારા વિશેષે કરીને રાજપૂતાના અને પશ્ચિમ ભારતમાં જ મળે છે. પણ હમેશાં એમ નહોતું. પ્રાચીન સમયમાં આ મહાવીર ભગવાનનો ધર્મ આજકાલની અપેક્ષાએ ખૂબ અધિક ફેલાયેલો હતો. × × × મને નિશ્ચય છે કે જૈન સ્તૂપો* ( જૈનમંદિરો તો ખૂબ મળી આવે છે પણ જૈન સ્તૂપો જે બહુ ઓછા પ્રમાણમાં મળે છે તે પણ )

* ભ. મહાવીર કે બીજા તીર્થંકરોના ભસ્માવશેષો ઉપર ઘુમ્મટ જેવું બાંધકામ કરેલું હોય છે તેને " સ્તૂપ " કહે છે. આવા બે જૈન સ્તૂપો મળી આવેલા છે. એક મથુરામાં અને બીજો રામગઢમાં.

મળી આવવાની વિશેષ સંભાવના બીજાં સ્થળોની અપેક્ષાએ રાજપૂતાનામાં અધિક છે."

આ હકીકતને અનુરૂપ પ્રદક્ષિણાનું વર્ણન શરૂ કરું તે પહેલાં મહાકવિ નાનાલાલના કથન મુજબઃ—

"સજાવ્યા જૈને રસશણગાર
લતામંડપ સમ ધર્માગાર"

ની આશાથી આબૂની માફક ભક્તિપૂર્વક નિહાળવા માટે આ પ્રદેશમાં ફરતાં જે સ્થિતિમાં ઉજ્જડ થયેલાં નગરો કે ગામો, મંદિરો, ખંડિયેરો, મૂર્તિઓ, શિલાલેખો વગેરે જોયા અને જે સંવેદના જાગી તે ભારતભારતીકારના શબ્દોમાં જ આલેખું છું:

"अबतक पुराने खण्डहरोंमें मंदिरोंमें भी कहीं,
बहु मूर्तियां अपनी कलाका पूर्ण परिचय दे रहीं;
दिखला रही हैं भग्न भी सौंदर्यकी परिपुष्टता,
दिखला रही हैं साथ ही दुष्कर्मियोंकी दुष्टता ॥"

# ૧. ખરાડી

ગુજરાતની ઉત્તર દિશામાં આબૂરોડ સ્ટેશનની પાસે "ખરાડી" નામનું ગામ છે. આ ગામ બનાસ નદીના કિનારે આવેલું છે. સિરોહી રાજ્યમાં સૌથી વધારે આબાદી-વાળો આ કસ્બો છે. રાજપૂતાના માળવા રેલ્વેના આબૂ વિભાગનું આ મુખ્ય સ્થાન છે. પહેલાં આ એક નાનું ગામડું હતું. પરંતુ રેલ્વે સ્ટેશન અને આબૂ ઉપર ચઢવાની પાકી સડક અહીંથી થવાથી આ ગામની આબાદી વધતી ગઈ અને બજાર રોનકવાળું બન્યું છે.

સિરોહીના મહારાવે અહીં એક સુંદર કોઠી (બંગલો) અને બગીચો બનાવ્યો છે. અહીં ખાંડ બનાવવાનું એક કારખાનું પણ હતું.

**ઘર દેરાસર :**

આ ગામની અંદર બાબુની એક શ્વેતાંબર જૈન-ધર્મશાળા છે. તેમાં એક નવું શ્વેતાંબરી જૈન ઘર–દેરાસર છે. એ સિવાય દિગંબરી જૈન ધર્મશાળા અને તેમાં દિગંબરી જૈન દેરાસર પણ છે. આ શ્વેતાંબર જિનમંદિરમાં આરસની મૂર્તિઓ ૩ છે, તથા ધાતુની ચોવિશી ૧, ધાતુની પંચ-

તીર્થી ૧, અને ધાતુની એકલમૂર્તિ ૧—એમ ધાતુની ત્રણ પ્રતિમાઓ છે.

યાત્રાળુઓ માટે આ ધર્મશાળામાં સર્વ પ્રકારની (વાસણ, ગોદડાં વ.) સગવડ છે. આ કારખાના ઉપરની બધી દેખરેખ અમદાવાદના શેઠ લાલભાઈ દલપતભાઈની છે. ધર્મશાળાના મુખ્ય દરવાજા ઉપરનું મકાન ઉપાશ્રય તરીકે વપરાય છે. અહીં શ્રાવકનાં ૨૦ ઘર છે.

અહીંથી આબૂ–દેલવાડા–અચલગઢ, અંબાજી, કુંભારિયાજી વગેરે તીર્થ સ્થળોએ જવાના રસ્તા છે. મોટર, ગાડીઓ, ઘોડા વગેરેનાં સાધન અહીંથી મળી શકે છે.

અહીંથી અંબાજી સુધી ઘોડું લાવે તો રૂા. ૨ા, મજૂર રૂા. ૧ા, અને બળદ ગાડીના ભાડાના રૂા. ૭ આવવા માટે લાગે છે. ગાડીમાં ચાર માણસ બેસી શકે છે. અંબાજીથી ખરાડી તરફ જતી ગાડીના રૂા. ૬ાા લાગે છે.

અંબાજી આવતાં વચલી ચોકીઓમાં કુલે માણસ દીઠ ૭ આના ચોકીના આપવા પડે છે.

## ૨. અંબાજી

આબૂરોડ સ્ટેશન–ખરાડી ગામથી ૧૨ માઈલ દક્ષિણમાં "અંબાજી" નામનું હિંદુઓનું તીર્થધામ છે. ખરાડીથી ૩ માઈલ ઉપર "તેલીયા" નામની નદી આવે છે. ત્યાં શીયાવાડ ચોકી છે. પાસે જ "શીયાવાડ" નામનું ગામ પણ છે. આ ચોકી પાસે 'ચા'ની એક દુકાન છે. અહીંથી ૩ માઈલ ઉપર "સુરપગલાં" નામનું ગામ આવે છે. આ ગામ સિરોહી સ્ટેટનું છે. અહીં એક હિન્દી સ્કૂલ છે. અહીં ચોકી છે ને યાત્રાળુઓ માટે ચા વગેરેની દુકાનો છે. અંબાજી ૩ માઈલ બાકી રહે છે, ત્યાંથી દાંતા સ્ટેટની હદ શરૂ થાય છે. અહીં સિરોહી અને દાંતા બંને રાજ્યની ચોકીઓ છે. ચોકીનું નામ 'પઠાણુ ચોકી' છે. અહીં બે ધર્મશાળા અને દુકાન વગેરે છે. આ ધર્મશાળામાં રાત રહી શકાય છે.

અહીંનો પહાડ "આરાસુર" નામે પ્રસિદ્ધ છે અને અંબાજી માતા "આરાસુરી" કહેવાય છે. અંબાજી અને કુંભારિયા આજે જે પ્રદેશમાં છે તે સમગ્ર પ્રદેશ પહેલાં "આરાસણુ નગર" કહેવાતું હતું.

અંબાજી માતાજીના દરવાજાના નાકા ઉપર મુંડકું (માથા વેરો) લેવાય છે.

અંબાજી ગામમાં અંબાજી માતાનું વિશાળ અને ભવ્ય મંદિર છે. મંદિરમાં મૂર્તિ નથી પરંતુ શૃંગાર વડે અંબાજીની આકૃતિ બનાવે છે. મંદિરની સામે એક બાંધેલી પગથિયાવાળી સુંદર વાવ છે. ગામમાં લગભગ ૧૨૫ ધર્મશાળાઓ છે. ચારે બાજુએ બાંધેલો પગથિયાવાળો એક કુંડ છે અને વસ્તી પણ ઠીક પ્રમાણમાં વસી ગઈ છે.

અહીં દરવાજા આગળ લેવાતું મુંડકું :—ચાર તીર્થોમાંથી ગમે તે–૧ અંબાજી, ૨ કુંભારિયાજી, ૩ કોટેશ્વર અને ૪ ગબ્બરમાં જનારા યાત્રાળુઓ પાસેથી દાંતા રાજ્ય લે છે. પુરુષના રૂા. ૧।।≈।।।, સ્ત્રીના ૦।।≈।।, બ્રાહ્મણના ૦।≈।।; એક દિવસના બાળકનું પણ મુંડકું ચૂકવવું પડે છે.

અંબાજીની પાસે "ગબ્બરજી" નામનું તીર્થ છે, તે અંબાજીનું મૂળ સ્થળ હોવાનું કહેવાય છે.

ખરાડીથી અંબાજી સુધીની પાકી સડક થોડાં વર્ષો પહેલાં થઈ છે અને મોટર સર્વીસ ચાલુ છે.

## ૩. કુંભારિયાજી ( આરાસણ )

અંબાજીથી દક્ષિણ દિશામાં ૧।। માઈલ ઉપર નદી કિનારે " કુંભારિયાજી " નામનું જૈનોનું તીર્થધામ છે. શિલાલેખમાં આ તીર્થ "આરાસણાકર"ને નામે પ્રસિદ્ધ છે. હાલમાં ૫ જૈન મંદિર, ૧ હિંદુ મંદિર, જૈન ધર્મશાળા, જૈન કારખાનું, બગીચો વગેરે છે; આ સિવાય કોઈ ઘરની વસ્તી નથી. આ તીર્થ દાંતા રાજ્યની હદમાં આવેલું છે.

અહીંનાં પાંચે મંદિરો આલીશાન અને ઐતિહાસિક છે. એમાંની સ્થાપત્ય કળા આજે પણ પ્રેક્ષકોને આબૂ ઉપરના દેલવાડાનાં મંદિરો જેટલી જ દિઙ્મૂઢ બનાવે છે.

**(૧) શ્રીસંભવનાથ ભગવાનનું મંદિર :**

આ મંદિરમાં મૂળ નાયકજી સંભવનાથ ભ૦ની મૂર્તિ છે. તેને એક પ્રાચીન વેદી ઉપર બેસાડેલી છે. કોઈને એ મૂર્તિ ઉપર સિંહના જેવું લાંછન જણાતાં તે મહાવીર સ્વામી ભ૦ની મૂર્તિ હોવાનું પણ કહે છે. પરંતુ અત્યારે આ મંદિર શ્રીસંભવનાથ ભ૦નું કહેવાય છે. આ મૂર્તિ સિવાય ગૂઢમંડપના એક ગોખલામાં પરિકર સહિત એક-તીર્થીની ખંડિત મૂર્તિ ૧ સ્થાપન કરેલી છે. કુલ મૂર્ત્તિઓ બે જ છે. ગૂઢમંડપમાં દરેક ગોખલામાં મૂર્ત્તિ વિનાના ખાલી પરિકર નંગ ૧૦ છે. તેમ જ શ્રાવક–શ્રાવિકાનું યુગલ ૧ છે. મૂળ ગભારો, ગૂઢમંડપ, સભામંડપ, શૃંગારચોકી તથા કોટ છે. ભમતી કે દેવકુલિકાઓ નથી. બધાં મંદિરો કરતાં આનો ઘાટ કંઈક જુદો છે. અને બીજાં મંદિરો કરતાં પ્રમાણમાં નાનું છે. મંદિર પાષાણનું છે. દરેક દરવાજામાં પ્રાયઃ કોરણી છે અને શિખરમાં પણ કોરણી છે. જીર્ણોદ્ધારની ખાસ જરૂર છે.

**શિવાલય :**

આ મંદિરની પાસે જ એક શિવાલય સાબૂત ઊભું છે. તે પણ પ્રાચીન જણાય છે. તેની પાસે સુરહીના બે પથ્થરોમાં તેરમી અને ચૌદમી શતાબ્દિના લેખો છે. તેની

સામે વડલાની નીચે ગણપતિની તથા બીજી કેટલીક દેવી, દેવતાની મૂર્ત્તિઓ પડી છે.

(૨) શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર :

મૂળ ગભારામાં મૂ. ના. શ્રીશાંતિનાથજીની પરિકર વિનાની મૂર્ત્તિ ૧ છે. ગૂઢમંડપમાં પરિકરમાંથી છૂટા પડેલા કાઉસગ્ગિયા ૪, ઈન્દ્રો ૨ અને શ્રાવકની મૂર્ત્તિ ૧ હાથ જોડીને ઊભેલી છે. આ બધુંયે ગૂઢમંડપમાં છૂટું મૂકી રાખેલું છે. મૂળ ગભારો, ગૂઢમંડપ, છ ચોકી, સભામંડપ, મુખ્ય દરવાજાની બંને બાજુએ આવેલી ૧૬ દેરીઓ અને ૧૦ ગોખલાઓ છે. મંદિરની પાછળનો ભાગ ખુલ્લો છે. ત્રણે બાજુએ શૃંગારચોકીઓ વગેરે બધું મકરાણાનું છે.

છ ચોકીઓમાં ગૂઢમંડપના મુખ્ય દરવાજાની બંને બાજુએ બે સુંદર કોરણીવાળા ગોખલા છે, તેમાંના એકમાં એકતીર્થીનું પરિકર ખાલી છે. છ ચોકી અને સભામંડપના ગુમ્મજો તથા સ્તંભોમાં આબૂ–દેલવાડાના જેવી સુંદર કોરણી છે. તેમાંય છ સ્તંભોમાં કોરણી વધારે છે. સભામંડપમાં એક તોરણ કોરણીવાળું છે. ગૂઢમંડપમાં જવાના મુખ્ય દરવાજા તથા તેની પાસેના સ્તંભો અને છચોકીના નીચેના ભાગમાં પણ કોરણી છે. છચોકી અને સભામંડપની બંને બાજુની છતોના ૧૨ ખંડોમાં પણ આબૂ–દેલવાડાના મંદિરો જેવા જુદી જુદી જાતના ભાવો કોતરેલા છે; પણ પાછળથી તેના ઉપર કોઈ અજ્ઞાની અધિકારીએ ચૂનાની સફેદી કરાવી દીધેલી હોવાથી ભાવોની સુંદરતામાં ઘણી જ ખામી આવી ગયેલી છે. દરેક દેરીઓ અને ગોખલાઓમાં પબાસણ અને

પરિકરો છે. તેમાંની કેટલીક દેરીઓમાંથી પરિકરો તોડી ફોડીને તેના ભાગો છૂટા છૂટા જ્યાં ત્યાં મૂકેલા છે. આ મંદિરની દેરીઓ ઉપર તથા તેની અંદરના પબાસણની ગાદીઓ ઉપર સં૦ ૧૧૩૮ના લેખો છે. મૂળ મંદિર પણ તે વખતનું અથવા કદાચ તેથી પણ પહેલાંનું બનેલું હશે. મૂ. ના. ની નીચેની ગાદી પર સંવત્ ૧૩–૦ નો લેખ છે પણ તે ગાદી જીર્ણોદ્ધાર વખતે ત્યાં લગાવવામાં આવી હશે; એમ લાગે છે. આરાસણના શ્રાવકે તે ગાદી કરાવેલી છે અને તેમાં શ્રીપાર્શ્વનાથબિંબ કરાવ્યાનું લખે છે; જ્યારે મૂ૦ ના૦ શાંતિનાથ ભ૦ છે.

આ મંદિરમાં ડાબા હાથ તરફના એક ખૂણામાં ચતુર્દ્વારની દેરીમાં સમવસરણના આકારમાં સુંદર કોરણીવાળા પબાસણમાં ઉપર નીચે બે ખંડમાં ચારે દિશામાં ત્રણ ત્રણ જિનમૂર્તિઓ કોતરેલી છે. તેના ઉપર એક જ પથ્થરમાં ત્રણ ગઢ યુક્ત ચતુર્મુખ (ચાર બિંબવાળું) સમવસરણ મૂકેલું છે, પણ તે બીજે ઠેકાણેથી લાવીને અહીં મૂક્યું હોય તેમ લાગે છે. તેના પર લેખ છે. મંદિરના પાછળના ભાગમાં પબાસણ અને પરિકરની ગાદીઓ અને પરિકરના ટુકડા છૂટા પડ્યા છે, તેને સંભાળીને યોગ્ય સ્થળે મૂકી રાખવાની જરૂર છે.

ગુમ્મજમાં મરમ્મત કરાવવાની જરૂર છે અને જીર્ણોદ્ધાર વખતે કોરણી ઉપર લાગેલો ચૂનો હોશિયાર કારીગરોદ્વારા ઉખડાવવાની જરૂર છે.

આ મંદિરની બાંધણી અહીંના મહાવીરસ્વામી ભ. ના મંદિર જેવી જ છે. માત્ર ફરક એટલો જ છે કે, ઉપરની

કમાનની બંને બાજુએ મહાવીર ભ૦ ના મંદિરની માફક ત્રણ ગોખલા નહિ પણ ચાર છે. આ દરેક ગોખલામાં સં. ૧૧૩૮ના લેખો છે અને એક લેખ સં. ૧૧૪૬ નો છે. વળી મંડપના આઠ સ્તંભો જે અષ્ટકોણાકૃતિમાં હોઈ ઘુમ્મટને ટેકો આપે છે તેના ઉપર ચાર તોરણો છે. જ્યારે મહાવીર દેવાલયમાં આઠ તોરણો છે. આ બધાં તોરણો તૂટી ગયાં છે. ફક્ત પશ્ચિમ બાજુનું અવશેષ બચી રહ્યું છે.

**સુરહીના પથ્થરો :**

શ્રીશાંતિનાથજી મંદિર અને જૈન ધર્મશાળાની વચ્ચેના પીંપળા નીચે સુરહીના બે પથ્થરો ઊભા છે. તેના પર સં૦ ૧૩૧૨ અને ૧૩૩૨ ના લેખો છે. તેમાં ગામના મંદિરો (પાંચ મંદિરો) ની પૂજા માટે ગામના લોકો તથા વ્યાપાર ઉપર લગાવેલા લાગા (કર) ની વ્યવસ્થા લખેલી છે; તે ઉપરથી જાણી શકાય છે કે અહીં પહેલાં સારા પ્રમાણમાં વસ્તી હશે અને આરાસણ મોટું નગર અથવા વ્યાપારની મંડી હશે.

**(૩) શ્રીપાર્શ્વનાથ ભ૦નું મંદિર:**

આ મંદિરમાં મૂ૦ ના૦ શ્રીપાર્શ્વનાથ પ્રભુની સુંદર પરિકર યુક્ત એકતીર્થી મનોહર મૂર્તિ છે. તેના ઉપર શ્રી વિજયદેવસૂરિ પ્રતિષ્ઠિત સં૦ ૧૬૭૫નો લેખ છે. ગૂઢમંડપમાં શ્રીશાંતિનાથ તથા શ્રીપાર્શ્વનાથ પ્રભુના પરિકર યુક્ત મોટા કાઉસગ્ગિયા ૨ છે. તેના ઉપર સં૦ ૧૧૭૬ના લેખો છે. ડાબા હાથ તરફ ત્રણ તીર્થીવાળું એક મોટું ખાલી પરિકર સ્થાપન કરેલું છે. તેમાં મૂ૦ ના૦જીની મૂર્તિ નથી. પરિકર-

માંથી છૂટા પડી ગયેલા કાઉસગ્ગિયા ૩ અને અંબિકાની મૂર્ત્તિ ૧ છે. મૂળ ગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગાર ચોકીઓ, બંને તરફ થઈને ૨૪ દેરીઓ અને ૧ ગોખલો વગેરે છે. આખું મંદિર મકરાણા પથ્થરનું બનેલું છે. છ ચોકીઓમાં બંને બાજુના બે ગોખલા તથા તેમાંના એક ગોખલામાં આખું પરિકર, સ્તંભો સહિત તોરણ વગેરે સુંદર કોરણીથી ભરેલાં છે. ગોખલાઓમાં પ્રતિમા નથી. એક ગોખલામાં ફક્ત પરિકરની ગાદી જ છે. ગૂઢમંડપ અને સભામંડપના ઘુમ્મટો, છ ચોકીનો સન્મુખ ભાગ, છ ચોકી અને સભામંડપના ચાર સ્તંભો, એક તોરણ, બંને તરફની વચ્ચેની એકેક દેરીના દરવાજા, સ્તંભો, ઘુમ્મટો, માથેનાં શિખરો અને પ્રત્યેક ગુમ્મજોમાં સુંદર કોરણી છે. મંદિરમાં ઉત્તર દરવાજાથી પ્રવેશ કરતાં જમણા હાથ તરફ મકરાણાના નકશીદાર બે સ્તંભો ઉપર મનોહર તોરણ ગોઠવેલું છે. તે સ્તંભો અને ઉપરનું તોરણ બીજી જગ્યાએથી લાવીને અહીં લગાવ્યું હોય તેમ જણાય છે. તેમાંના એક સ્તંભ ઉપર સં૦ ૧૧૮૧નો લેખ છે. બે દેરીમાં ખાલી પબાસણ છે. પરિકર નથી. બે દેરીમાં અધૂરાં પરિકર છે. બે દેરીઓમાં નકશીદાર સ્તંભોયુક્ત સુંદર તોરણો લાગેલાં છે. બીજી દેરીઓમાં પરિકર અને પબાસણ છે. એક ગોખલામાં પબાસણ અને પરિકરની ગાદી છે. દેરીઓમાંની પરિકરની ગાદી ઉપર ઘણે ભાગે તેરમી શતાબ્દિના મધ્યભાગના લેખો છે. સં૦ ૧૨૫૯ ના લેખમાં "આરાસણમાં મંડલિક પરમાર ધારાવર્ષદેવનું વિજયી રાજ્ય" એમ લખેલું છે. છેલ્લા ગોખલાના પબાસણની ગાદી ઉપર સં૦ ૧૧૬૧ નો લેખ છે.

તે પહેલાંનું આ મંદિર હોવું જોઈએ. ગૂઢમંડપનો મુખ્ય દરવાજો અને નકશીવાળી બંને દેરીના દરવાજા માથે ચ્યવન કલ્યાણકનો ભાવ અને ૧૪ સ્વપ્નો કોતરેલાં છે.

આ મંદિરના મંડપના સ્તંભો તથા ગોઠવણ શ્રીમહાવીર ભ૦ અને શ્રીશાંતિનાથ ભ૦ના મંદિર જેવી છે પણ શ્રીશાંતિનાથ ભ૦ના મંદિરની માફક આમાં માત્ર ચાર તોરણો છે; જેમાંથી દેવકુલિકાની પરસાલની સામે આવેલા દાદર ઉપરનું એક જ હાલમાં બચી રહ્યું છે.

સામાન રાખવા માટે પાછળ એક બાજુમાં બે ખંડવાળી ઓરડી છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર હાલમાં જ થયો છે.

## (૪) શ્રીમહાવીરસ્વામી ભ૦નું મંદિર :—

મૂળ ગભારામાં મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામી પ્રભુની મોટી એકતીર્થીના સુંદર પરિકરયુક્ત મનોહર મૂર્તિ છે. બંને બાજુએ એક એક યક્ષની તથા એક અંબાજીની મૂર્તિ છે. મૂ૦ ના૦જી પર સં૦ ૧૬૭૫ નો શ્રીવિજયદેવસૂરિએ આરાસણા નગરમાં પ્રતિષ્ઠા કરાવ્યાનો મોટો લેખ છે. મૂ૦ ના૦જીના પરિકરની ગાદી નીચે સં૦ ૧૧૨૦ નો જૂની લિપિમાં લેખ છે. તેમાં પણ આરાસણાનું નામ છે. આ ઉપરથી જણાય છે કે આ મંદિર લગભગ આ સમયમાં કે તે પહેલાંનું બનેલું હોવું જોઈએ. ગૂઢમંડપમાં બે પરિકરયુક્ત ભવ્ય કાઉસગ્ગિયા છે. તે બંને ઉપરના લેખો કાંઈક ઘસાઈ ગયા છે. સં૦ ૧૧૧૮ના લેખો હોવાનું વંચાય છે. મૂળ

ગભારાની બારશાખમાં બંને બાજુએ એકેક નાના કાઉ-સગ્ગિયા કોતરેલા છે. પરિકરથી છૂટા પડેલા ૩ કાઉસગ્ગિયા છે. મૂળ ગભારો, ગૂઢમંડપ, છ ચોકી, સભામંડપ, શૃંગાર ચોકીઓ, તેની સામે આઠ ગોખલા, બંને બાજુની આઠ આઠ દેરીઓ મળીને ૨૪ દેરીઓ વગેરે છે. છ ચોકીમાં દરવાજાની બંને બાજુએ બે ગોખલા છે. તે બંનેમાં ખાલી પરિકરો છે. આખુંયે મંદિર મકરાણાનું છે અને સામાન્ય રીતે બધે ઠેકાણે કોરણી છે. પણ ગૂઢમંડપ, છ ચોકી, સભામંડપ, ઘુમ્મટ, ગૂઢમંડપનો મુખ્ય દરવાજો, છ ચોકીની બાજુનો નીચેનો ભાગ, છ ચોકી અને સભામંડપના ૪ સ્તંભો, સભામંડપનું એક તોરણ વગેરેમાં વિશેષ નકશી છે.

છ ચોકી તથા સભામંડપ અને ભમતીની દેરીઓની વચ્ચેના બંને તરફના થઈને છતના ૧૪ ખંડોમાં ખૂબ કોરણી છે. તેમાંના પાંચ ખંડોમાં સુંદર ભાવો કોતરેલા જણાય છે.

(૧) રંગમંડપ તથા ભમતીની દેરી વચ્ચેની છતના જમણા હાથ તરફ સાતમા ખંડમાં — અતીત અને ભાવિ ચોવીશીનાં માતાપિતા તથા એક એક છત્રધર કોરેલાં છે.

(૨) બીજા ખંડમાં–વર્તમાન ચોવીશી તથા તેમનાં માતાપિતા છે. તે જ ખંડમાં ચૌદ સ્વપ્ન, ઇંદ્ર મહારાજે ભગવાનને મેરુ પર્વત ઉપર લઈ જઈને ખોળામાં બેસાડ્યા છે અને બંને બાજુ ઇંદ્ર મહારાજ કળશના અભિષેક કરે છે, કમઠ પંચાગ્નિનો તપ કરે છે તે વખતે પાર્શ્વકુમાર

આવીને લાકડામાંથી સર્પ કાઢી બતાવે છે, ત્યાર પછી ધરણેન્દ્ર, ભગવાનને નમસ્કાર કરવા આવ્યો છે, પાર્શ્વનાથ પ્રભુનું સમવસરણ તથા મરુભૂતિ પ્રભુ ઉપર શિલા મૂકે છે, ચાર અનુત્તર વિમાનના ભવ વગેરે ભાવો કોતરાયેલા છે.[1]

( ૩ ) ત્રીજી છતમાં — શ્રીશાંતિનાથ પ્રભુનું સમવસરણ છે, તેમનાં માતાપિતા વગેરે છે—બીજી બાજુએ શ્રીનેમનાથ ભગવાનનાં પંચકલ્યાણકનો ભાવ કોતરેલો છે.

( ૪ ) છઠ્ઠા ખંડમાં — કોઈ તીર્થંકર ભ૦ નાં પંચકલ્યાણક અને તેમના જીવન સંબંધી વિશિષ્ટ ઘટનાઓનો ભાવ; સાતમા ખંડમાં પણ — પંચકલ્યાણકનો તથા ચાર, પાંચ હાથી, ઘોડા વગેરેનો કોઈ ખાસ ભાવ છે. બધાઓ ઉપર નામો લખેલાં છે.

( ૫ ) ડાબી બાજુના સાતમા ખંડમાં — આચાર્ય મહારાજ સિંહાસન ઉપર બેઠેલા છે, શિષ્ય નમસ્કાર કરે છે, અને ગુરુ તેમના ઉપર હાથ મૂકે છે, વળી વચમાં બીજા આચાર્ય મહારાજ જેઓ હાથ જોડીને નમસ્કાર કરે છે તેમની સામે ઠવણી ( સ્થાપનાચાર્યજી ) પણ છે.

( ૬ ) તેવી જ રીતે પહેલી છતમાં પણ ઉપર પ્રમાણેનો ભાવ છે.

૧ આ ભાવોનું વર્ણન મેં સંક્ષેપમાં આપ્યું છે. કારણ કે કુંભારિયાજીમાં વધારે સ્થિરતા થઈ શકે તેવી સગવડ નહિ હોવાથી ભાવોમાં લખેલાં નામો અને તે ઉપરનું ઐતિહાસિક વિવેચન વગેરે લખી શકાયું નથી.

આવા ભાવો ઇતિહાસ અને ભક્તની ભાવનામાં કેવો આહ્લાદ જગાવે છે તે તો એવા ભક્તિપૂર્ણ હૃદયે દર્શન કરનાર જ અનુભવી શકે. સાથે સાથે સ્થાપત્યકળાની સીમા ભારતના એ સમયના કળાકારોમાં ચડતી કળાએ ક્યાં સુધીની હતી તેની અને એ કળાને પોષનાર તથા ઉત્તેજન આપનાર જૈન ધનાઢ્યોની સમર્પણ ભાવનાની પણ ઝાંખી થયા વિના રહેતી નથી. આજે એ કળા, એ હૃદય, એ ભાવો, એ પ્રેરણા અને ઉત્તેજન જાણે થાકીને હજુય વિશ્રાંતિ અને સમાધિભરી ઘારણ નિદ્રામાં પડ્યાં હોય તેમ લાગે છે.

બધી દેરીઓ અને ગોખલા કુલ ૨૪માંથી ૧માં પરિકર નથી, ત્રણમાં અધૂરાં છે, બાકી બધામાં પંચતીર્થીના આખા પરિકર લાગેલા છે. એકેમાં જિનબિંબ નથી. એકમાં ત્રણ તીર્થનું પરિકર છે. દેરીઓના પબાસણની ગાદી ઉપર પ્રાયઃ બધા પર લેખો છે. સં૦ ૧૧૪૦થી ૧૧૪૫ સુધીના લેખો હોવાનું જણાય છે.

મંદિરના દક્ષિણ દિશાના બારણાથી પ્રવેશ કરતાં ડાબા હાથ તરફ ચતુર્દ્વારવાળી એક દેરીમાં સુંદર નકશીદાર મકરાણાનું ત્રણ ગઢનું સ્પષ્ટ રીતે પર્ષદા બતાવતું છત્રી સહિત સમવસરણ છે. મૂળ મંદિરનું શિખર કોરણીવાળું છે. મૂળ ગભારાની પાછળના ત્રણે ગોખલામાં ખાલી પરિકરો છે. બાજુના ભાગમાં સામાન રાખવાની બે ખંડવાળી એક ઓરડી છે. શ્રીમહાવીરસ્વામી ભ૦ પાસેના મૂળ ગભારામાં સુંદર નકશીવાળું બે સ્તંભો ઉપર જે તોરણ હતું તેને હાલ સમવસરણના દરવાજા બહાર લાવીને ગોઠવ્યું છે. તેના પર સં૦ ૧૨૨૩નો લેખ છે.

### (૫) શ્રીનેમિનાથ ભગવાનનું મંદિર :

આ મંદિર અહીંનાં બધાં મંદિરોમાં સૌથી મોટું અને વિશાળ છે. આ મંદિરમાં મૂ૦ ના૦ શ્રીનેમિનાથ ભગવાનની ભવ્ય અને રમણીય મૂર્તિ મૂળ ગભારામાં છે. તેના પર શ્રીવિજયદેવસૂરિપ્રતિષ્ઠિત સં. ૧૬૭૫નો લેખ છે.

શ્રીધર્મસાગર ગણિ વિરચિત **तपागच्छ पट्टावली** માં જણાવ્યું છે કે વાદી દેવસૂરિએ ( સમય વિ. સં. ૧૧૭૪થી ૧૨૨૬ ) આરાસણમાં શ્રીનેમિનાથ ભ૦ની પ્રતિષ્ઠા કરી હતી. (**तथा आरासणे च नेमिनाथप्रतिष્ठा कृता**) વળી "**उपदेशसप्तति**ના અધિકાર ૨ ના ઉપદેશ ૮મામાં પાસિલ નામના શ્રેષ્ઠીએ આ શ્રીનેમિનાથ ભ૦નું મંદિર બંધાવ્યું અને શ્રીવાદી દેવસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી." એવી હકીકતવાળી કથા આલેખી છે.[૨]

---

૨. આરાસણા નગરમાં ગોગા મંત્રીનો પુત્ર પાસિલ નામે વસતો હતો. તે દૈવયોગે નિર્ધન બની ગયો તેથી એક દિવસે વ્યાપાર માટે તે પાટણ ગયો. ત્યાં દેવદર્શને જતાં તે રાજવિહાર પ્રાસાદનું પ્રમાણ ખૂબ ધ્યાનપૂર્વક જોવા લાગ્યો. તેના દરિદ્ર દેદાર જોઈને હાંસી નામની બાઈએ કંઈક ઉપહાસમાં કહ્યું કે, "શું તમારે આવું ચૈત્ય બંધાવવું છે, જેથી આટલી બારીકાઈથી તમે આ પ્રાસાદનું નિરીક્ષણ કરો છો?"

"બેન! આ કાર્ય મારે માટે દુર્ઘટ છે. છતાં જો હું આવો પ્રાસાદ બંધાવું તો તમારે ત્યાં આવવું જોઈશે," પાસિલે દુઃખિત હૃદયે પણ ખૂબ નમ્રતાથી જવાબ આપ્યો.

હાંસી શ્રાવિકાના ઉપહાસનો ખટકો તેના મનમાં સળવળ્યા કરતો હતો; તેથી તેણે ગુરુએ કહેલા આમ્નાયપૂર્વક અંબિકા દેવીની

આથી જણાય છે કે પ્રથમ આ મંદિરમાં ઉક્ત આચાર્યે પ્રતિષ્ઠિત કરેલી પ્રતિમા વિરાજિત હશે. પરંતુ પાછળથી કોઈ કારણથી તે ખંડિત કે નષ્ટ થઈ જવાના લીધે તેના સ્થળે, વોહરા રાજપાલે આ નવી પ્રતિમા બનાવરાવી શ્રીવિજયદેવસૂરિજીના હાથે પ્રતિષ્ઠિત કરી હોય એમ જણાય છે.

મૂ૦ ના૦ની આસપાસ એક તીર્થનું પાષાણનું મોટું

---

આરાધના કરી. પાસિલના ભાગ્યયોગથી અંબિકાએ પ્રત્યક્ષ થઈ કહ્યું કે, "સીસાની ખાણ મારા પ્રભાવથી રૂપાની થશે. તે વડે તું જૈન પ્રાસાદ બંધાવજે." આવા પ્રકારનો આદેશ મેળવીને તેણે આરાસણામાં શ્રીનેમિનાથ ભગવાનનું મંદિર બંધાવવાનો આરંભ કર્યો. એક સમયે વિહાર કરતા ગુરુ મહારાજ ત્યાં પધાર્યા અને પાસિલને પૂછ્યું: "ભદ્ર! ચૈત્યનિર્માણનું કામ સમાધિપૂર્વક બરાબર ચાલે છે ને?" તેણે કહ્યું: "દેવ અને ગુરુના પ્રસાદથી ઠીક ચાલે છે." આ જવાબથી અંબિકા દેવી કુપિત થઈ કે, ખરેખર આ પાસિલ કૃતઘ્ન છે. મારો ઉપકાર તો માનતો નથી. આથી તે ચૈત્યનું કામ શિખર સુધી બનીને અટક્યું. પાસિલે પાટણથી ગુરુ મહારાજ અને હાંસી શ્રાવિકાને સાદર આમંત્રણ કર્યું; ગુરુ મહારાજ શ્રીવાદી દેવસૂરિના હાથે શ્રીનેમિનાથ ભગવાનની મોટા સમારોહપૂર્વક પ્રતિષ્ઠા કરાવી. તે જ વખતે હાંસી શ્રાવિકાએ પાસિલને વિનવણી કરી કે, "જો તમે કહો તો હું અહીં મંડપ કરાવવાને ઇચ્છું છું, તેને માટે વસ્ત્ર લાવી આપો." આથી તે હાંસી શ્રાવિકાએ નવ લાખ રૂપિયાના ખર્ચથી "મેઘનાદ" નામનો મોટો મંડપ રચાવ્યો. વ્યાપારીઓએ ત્યાં બીજા પણ પ્રાસાદો રચાવ્યા. ત્યારથી આ નગરી તીર્થરૂપ બની ગઈ."

આ મંદિર શ્રીનેમિનાથ ભ૦નું મંદિર જ હશે કે બીજું તે જાણવાને કશું સાધન પ્રાપ્ત નથી.

પરિકર હતું. અત્યંત મોટા બે ઈંદ્રો પણ હતા. તેને જીર્ણોદ્ધાર વખતે તોડી ફોડી બહાર કાઢીને મંદિરની પાછળની ભમતીમાં મૂકેલા છે. ગૂઢમંડપમાં મોટા પરિકરયુક્ત ૪ કાઉસગ્ગિયા છે. તેમાંના મુખ્ય દરવાજા પાસેના કાઉસગ્ગિયા ઉપર સં૦ ૧૩૧૪ના લેખો છે. તેમાં આરાસણ નગર–નેમિનાથ ચૈત્યની અંદર આ કાઉસગ્ગિયા સ્થાપન કર્યાનું લખ્યું છે. બીજા બે કાઉસગ્ગિયા પર સં૦ ૧૨૧૪ના લેખો છે.

૧૭૦ જિનનો એક સુંદર પટ છે. તેના પર સં૦ ૧૩૧૦નો લેખ છે. પરિકરમાંથી છૂટા પડેલા ૪ કાઉસગ્ગિયા અને ૧ યક્ષની મૂર્ત્તિ છે. કાઉસગ્ગિયા પાસે ભીંત યા સ્તંભમાં બે મૂર્ત્તિઓ છે અને ૧ ધાતુની નાની પંચતીર્થી છે.

છ ચોકીને બદલે અહીં બે લાઈનમાં થઈને દસ ચોકી છે. તેમાં ડાબા હાથ તરફના ગોખલામાં નંદીશ્વર દ્વીપની સુંદર રચના છે. તેના ઉપર સં૦ ૧૩૨૩નો લેખ છે. તેની બાજુના એક રમણીય ખત્તકમાં ૧ કાઉસગ્ગિયા છે. તેના ઉપર એક જિનબિંબ છે. જમણા હાથ તરફની ( છ ચોકીમાં જ ) એક દેરીમાં અંબાજી માતાની મોટી મૂર્ત્તિ છે. છ ચોકીના ડાબા હાથ તરફના નકશીવાળા એક સ્તંભ ઉપર સં૦ ૧૩૧૦નો લેખ છે. તે સ્તંભ આરાસણના પોરવાડ શ્રાવકે શ્રીઅરિષ્ટનેમિ જિનમંદિરમાં આ એક સ્તંભ પોતાની શક્તિ મુજબ કરાવ્યો છે, એવી હકીકત છે. છ ચોકીમાં સન્મુખના બે ગોખલા ખાલી છે, તેમાં એકમાં ખાલી પરિકર છે. બાજુમાં ત્રણ ખાલી ગોખલા છે.

મૂળ ગભારો, મોટો ગૂઢમંડપ, દશ ચોકી, સભામંડપ, શૃંગારચોકીઓ, બંને બાજુના બે મોટા ગભારા અને ૨૪ દેરીઓ વગેરે છે. છ ચોકીના બધા સ્તંભો વગેરેમાં કોરણી છે. આખું મંદિર અને શિખર પણ મકરાણાના પથ્થરનું બનેલું છે. આ શિખરનો ઘાટ તારંગાના મંદિરના શિખર જેવો છે.

સભામંડપના ડાબા હાથ તરફના ગભારામાં મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભ૦ નું મકરાણાનું એકતીર્થી પરિકરયુક્ત મનોહર પ્રાચીન બિંબ છે. મૂર્ત્તિ સં૦ ૧૬૭૫માં શ્રીવિજયદેવસૂરિજીએ પ્રતિષ્ઠિત કરેલી છે. તેમાં બાજુના બંને ગોખલામાં ખાલી પરિકરો સં૦ ૧૩૩૫ના લેખોવાળા છે. જમણા હાથ તરફના ગોખલામાં મૂ૦ ના૦ શ્રીપાર્શ્વનાથ પ્રભુનું ભવ્ય અને દર્શનીય એકતીર્થી પ્રાચીન પરિકર યુક્ત પણ લેખ વિનાનું બિંબ છે. આ બિંબ એટલું મોટું છે કે નીચે ઊભા રહી ભગવાનના લલાટમાં ચાંલ્લો કરી શકાતો નથી, તેથી બાજુમાં લાકડાની ઘોડી મૂકેલી છે. આ તરફના જંગલી લોકો શ્રીપાર્શ્વનાથ ભગવાનને "ભીમાદાદા", શ્રીઆદીશ્વર ભ૦ને "અર્જુન" અને શ્રીનેમિનાથ ભ૦ને "યુધિષ્ઠિર" કહે છે.

મૂળ ગભારાની પાછળના ભાગની મંદિરની ભીંતમાં સુંદર કોરણી છે. મંદિરના પાછળના ભાગની ભમતીમાં સેંકડો પરિકરોના ટુકડા, પબાસણ અને ગાદીના ટુકડા, કાઉસગ્ગિયા, ઈંદ્રો (પરિકરમાંથી નીકળેલા) ખંડિત અને કેટલાક અખંડિત પણ છે. એક સુંદર નકશીદાર મોટું તોરણ સ્તંભો યુક્ત છે. તે મૂ૦ ના૦ પરથી કાઢી નાખ્યું હશે.

વળી ત્યાં જિનમાતૃપટો, ચોવીશીના પટો વગેરે છે, જેમાં લગભગ સો જેટલા લેખો પણ હશે. એક લેખ સં૦ ૧૨૦૪ નો છે એટલે તે પહેલાં આ જિનમંદિર બન્યું હશે. તેમાં "આરાસણ અરિષ્ટનેમિ ચૈત્ય"નું નામ આપેલું છે.

સમળી વિહારના પટનો નીચેનો અરધો ભાગ મંદિરના પાછલા ભાગના ગોખમાં ચોંટાડેલો છે અને ઉપરનો અરધો ભાગ અહીં નથી. આબૂના મંદિરમાંના પટ જેવો જ આ પટ છે. તેના ઉપર સં૦ ૧૩૩૮નો લેખ છે. એમાં લખ્યું છે કે, "સં. ૧૩૩૮ના જેઠ સુદિ ૧૪ ને શુક્રવારે શ્રીનેમિનાથ ભ૦ના મંદિરમાં સંવિજ્ઞ યશોધરસૂરિસંતાનીય શ્રીવર્ધમાન-સૂરિએ પ્રતિષ્ઠા કરેલો એવો આ પટ આરાસણના રહેવાસી પોરવાડ ગોનાના વંશમાં થયેલા તુલહારી આસપાલે–શ્રાવિકા આસિણિ વગેરે વિસ્તૃત કુટુંબ સહિત–શ્રીમુનિસુવ્રતસ્વામી બિંબ અને અશ્વાવબોધ સમળિકા વિહારનો પટ કરાવ્યો છે." આવી મતલબનો લાંબો લેખ છે.

આ પટમાં લંકાના રાજા, તેમના ખોળામાં રાજકુમારી, ભેટણું ધરતા જૈન ગૃહસ્થનાં પગલાં અને અશ્વ વગેરે આરસ-માં કોતરેલા છે. તેની નીચે ઉપર્યુક્ત લેખ છે. બાકીનો ભાગ, જેમાં સમુદ્ર, નર્મદાનદી, ઝાડી, સમળી, પારધી, જૈન સાધુ મહારાજ અને વહાણ કોતરેલાં છે, તે પટ દેરીઓ પાસે જ્યાં દેરીઓનાં પબાસન કાઢી નાખેલાં પડ્યાં છે ત્યાં દીવાલ પાસે મૂકેલો છે.

મંદિરમાંના મંડપના સ્તંભો આબૂ ઉપરના દેલવાડાના વિમલશાહના મંદિરના સ્તંભો જેવા જ છે. પરસાળના એક

સ્તંભ ઉપર સં૦ ૧૩૧૦ના વૈશાખ વદિ ૫ ને ગુરુવારનો લેખ છે, તેમાં "શ્રેષ્ઠી આસપાલે આરાસણ નગરના અરિષ્ટ-નેમિ મંદિરમાં ચંદ્રગચ્છીય શ્રીરત્નપ્રભસૂરિના ઉપદેશથી સ્તંભ કરાવ્યો," એમ લખ્યું છે.

રંગમંડપની બીજી બાજુએ ઉપરના દરવાજામાં તથા છેડેના બે નાના સ્તંભોની વચ્ચેની કમાનો ઉપર મકરનાં મુખો મૂકેલાં છે. આ મુખોથી શરૂ કરીને એક સુંદર તોરણ કોતરવામાં આવ્યું છે, જે ઉપરના પથ્થરની નીચેની બાજુને અડકે છે અને જે દેલવાડાના વિમલશાહના મંદિરમાંની કમાનો ઉપર આવેલા તોરણ જેવું જ છે. મંડપના સ્તંભોની ખાલી કમાનો તથા ગૂઢમંડપના દ્વારની બરાબર સામે આવેલી, પરસાળના સ્તંભોની ખાલી કમાનો તેમજ ઉપરના પાટડા નીચે આવેલા આગળા ઉપરથી એમ જણાય છે કે પહેલાં અહીં આવાં બીજાં તોરણો હતાં, જે હાલમાં નાશ પામ્યાં છે. આ ઉપરથી જણાય છે કે આબૂ ઉપરના વિમળશાહના મંદિરના અને આ મંદિરના સ્થપતિઓ એક હોય, એમ લાગે છે.

આ મંદિરમાં ૯૪ થાંભલા છે. તેમાં વચ્ચેના ૨૨ થાંભલા કારીગરી અને કોતરણીવાળા છે. તેના ઉપર દેવ, દેવીઓ અને વિદ્યાધરીની મૂર્તિઓ છે. બીજા થાંભલા સાદા છે.

રંગમંડપમાં ઉપર પૂજા–મહોત્સવ વખતે સ્ત્રીઓને બેસવાના ઝરુખા છે.

મંદિરની બાંધણી એટલી સરસ છે કે બહાર ઊભા રહીને પણ શ્રીનેમિનાથ ભ૦નાં દર્શન કરી શકાય છે.

મંદિરને ફરતી હાથીહાર જેને 'ગજસર' કહેવામાં આવે છે તે અને તે ઉપર નર–નારીનાં જોડલાં, જેને 'નરસર' કહેવાય છે તે કોતર્યાં છે. વળી દેવ, દેવી, યક્ષ, યક્ષિણી-નાં મોટાં પૂતળાં ફરતાં બેસાડચાં છે. તેની વચમાં કેટલાંક કામશાસ્ત્રીય જોડલાં પણ છે.

આ બધાં મંદિરો ઉપર મહાસુદ ૫ ના દિવસે ધ્વજા ચડે છે, અને જમણ પણ થાય છે.

**ધર્મશાળા અને વહીવટ:**

અહીં સં૦ ૧૯૬૦માં શેઠ મનસુખભાઈ ભગુભાઈએ બંધાવેલી એક ધર્મશાળા છે. કારખાનાની પેઢી ઉપરની મેડી પણ ધર્મશાળા તરીકે ઉપયોગમાં લઈ શકાય છે. ત્યાં ઉપર એક ઓરડીમાં મણિભદ્રવીરની સ્થાપના કરેલી છે. આ મકાન સં૦ ૧૯૭૮માં બન્યું છે. અહીં બીજાં કોઇનાં ઘર નથી. ગામ તદ્દન ઉજ્જડ છે.

આ તીર્થનો વહીવટ સં૦ ૧૯૭૭ના ચૈત્ર સુદિ ૧થી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી હસ્તક આવ્યો છે. તે પહેલાં દાંતાનું મહાજન વહીવટ કરતું હતું. મેળો ભરાતો નથી. પહેલાં આ નગર મોટું હશે એમ ત્યાં આસપાસ પડેલાં ખંડેરો, મકાનના પાયા અને જમીનમાંથી નીકળતી મોટી મોટી ઈંટો ઉપરથી માલૂમ પડે છે. ધર્મશાળાની આથમણી બાજુએ એક બાંધેલો કુંડ છે.

કુંભારિયાજી તીર્થની સામે જ બે–ત્રણ માઈલમાં આરસ-પહાણની ખાણો છે. હજુયે જરી વાવ પાસેની ખાણમાંથી આરસ નીકળે છે. કાટોડાના કાળા કોલસા જેવા ઢગલાઓ પણ જ્યાં ત્યાં પડ્યા છે.

**પ્રાચીનતા :**

ડો૦ ભાંડારકર કહે છે કે : "કુંભારિયાજીની આસપાસ જે અવશેષો પડ્યા છે તે ઉપરથી એક જમાનામાં ત્યાં ઓછાંમાં ઓછાં ૩૬૦ જિનમંદિરો હોવાં જોઈએ, એવું અનુમાન નીકળે છે." કુળદેવીએ ઘણાં મંદિરોનો નાશ કર્યો છે, એવી એક દંતકથા ચાલુ છે; તેમાં સત્યાંશ હોય એમ લાગતું નથી. શ્રીમાન્ ફાર્બસ સાહેબ માને છે કે :—
"ધરતીકંપને લીધે આરાસણનાં ઘણાં ખરાં મંદિરો જમીનદોસ્ત થઈ ગયાં હશે." પણ તે સંબંધી એકે પ્રમાણ મળી આવતું નથી. વધુ સંભવિત તો એ છે કે આ આખાયે સુંદર ગામને અગ્નિએ ઘેરી લીધું હશે અને અગ્નિની ભયંકર જિહ્વામાંથી માત્ર ગણ્યાં ગાંઠ્યાં મંદિરો જ બચી શક્યાં હશે. એ આગને લીધે જ નગરની જાહોજલાલી પણ નામશેષ બની હોય એમ લાગે છે. મુસલમાનોએ તેનો નાશ કર્યો તેના કરતાં બ્રાહ્મણોએ ધર્માંધતાને લીધે મંદિરો વગેરેનો નાશ કર્યો હોય એ વધુ સંભવિત છે અને એ ઉપસર્ગને દૈવી આફત માની લેવામાં આવી હોય તો તે બનવા જોગ છે." કદાચ રસાયનિક કારખાનાનો કાટોડો પણ હોવાનો સંભવ છે.

અહીં આગ લાગવાની વાતને વજૂદ વિનાની પુરવાર

કરતા સોમપુરા પ્રભાશંકર ઓઘડભાઈ પોતાના એક લેખમાં કહે છે કે, "અહીં છેલ્લી પ્રતિષ્ઠા વિ. સં. ૧૬૭૫માં થયા પછીના કાળમાં કે કદાચ તે પહેલાં એ મંદિરોની મુદ્દલ દેખરેખ રહી નથી અને એના પ્રતાપે ઉપરનું ધાબુ તુટેલું તેથી તેની સાંધોમાંથી પાણી પુષ્કળ પડેલું અને એ ઘણા પાણીથી છાતીયા ભારવટને લીલ બાઝી ગયેલી. એ લીલ લાંબા વખતે કાળી પડી જાય છે તેથી તેમ ( કાળું ) થવા પામ્યું છે. જો કે બળવા જેવી વસ્તુ નથી, તો પણ કોઈ વાદ કરે કે કાષ્ઠાદિ ભરી તેવો જુલમ થયો હોય, પણ તે સંભવે જ નહિ; કેમકે બધા ભાગો કાળા કેમ નથી પડયા ?"

કુંભારિયાજીનાં એક મંદિરને છોડીને બધાં મંદિરો આબૂ પરના દેલવાડાનાં વિમલશાહનાં મંદિરો જેવાં જ છે અને લગભગ એક જ સૈકામાં એ બધાં બન્યાં છે. વિમલ-શાહના મંદિરનો સમય સં. ૧૦૮૮ અને કુંભારિયાજીના મંદિરોમાં સં. ૧૧૧૮ લગભગના લેખો મળે છે. પણ આ બધાં મંદિરો વિમલશાહે બંધાવ્યાનું કહેવાય છે, પણ બધાં તેમણે બંધાવ્યાં હોય તેમ લાગતું નથી. જો વિમલશાહે શ્રીનેમિનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું હોય તો એવું અનુ-માન કરી શકાય કે, શત્રુંજયનો ભાવ દેખાડવા તેમણે આબૂ ઉપર શ્રીઆદિનાથ ભગવાનનું મંદિર બંધાવ્યું અને ગિરનારનો ભાવ બતાવવા અંબાજી માતાના દેવળ નજીક આ કુંભારિયાજીનું મંદિર બંધાવ્યું.

કુંભારિયાજી નામ કુંભા રાણાના નામ ઉપરથી પડયાનું કહેવાય છે, પણ તે માની શકાય તેમ નથી. કેમકે કુંભા રાણાનો

સમય સં. ૧૪૯૫–૧૫૧૫ છે, તે પછી એટલે સં. ૧૬૭૫ના ત્યાંના લેખમાં પણ આનું નામ આરાસણા જ આપ્યું છે. એટલે કુંભારિયાજીનો ગમે તે અર્થ થતો હોય, પણ તેનું નામ કુંભારાણાના નામ ઉપરથી પડેલું નથી જ. આ ઉપરથી આ નગરીની જાહોજલાલી સં. ૧૬૭૫ સુધી રહી હશે અને એ પછી જ આ જૂના નગરનો વિનાશ થયો હશે, એમ લાગે છે.

**મુંડકું વગેરે :**

અંબાજીથી કુંભારિયાજી આવતાં માણસ દીઠ બે પૈસા અંબાજીમાં ચોકીના આપવા પડે છે. કુંભારિયાજી માટે માતાજીથી નવો મજૂર લેવો પડે છે, કેમકે ખરાડીથી લીધેલા માણસને અંબાજીથી આગળ જવા દેતા નથી. મોટર, ગાડી વગેરે સાધનો પણ ભાડાથી મળી શકે છે.

અહીંથી કોટેશ્વર મહાદેવનું મંદિર લગભગ ૨ ગાઉ દૂર છે. મંદિર પહાડની ગુફામાં છે. એ જ પહાડના ઊંચા શિખરમાંથી સરસ્વતી નદી વહે છે. આસપાસની રમણીય ઘાડી ઝાડી અને કુદરતી દૃશ્ય વડે માનવીના ભાવો કવિતામય બની જાય છે. અંબાજીથી કોટેશ્વર મોટર જાય છે.

અહીંથી અંબાજી થઈને પાછા ખરાડી આવ્યા.

## ૪. માનપુર.

ખરાડીથી વાયવ્ય ખૂણામાં ૧॥ માઈલ ઉપર "માનપુર" નામનું ગામ આવે છે. આ ગામ રખીકિશનના

રસ્તા ઉપર જ આબૂ કેમ્પની સડકે માૈ નં. ૧૬ થી લગભગ એક દોઢ ફર્લાંગ ઉપર જ છે. આ સિરોહી રાજ્યની સાંત-પુર તહેસીલમાં છે.

**જૈનમંદિર :**

આ ગામમાં એક પ્રાચીન જૈન મંદિર સાબૂત છે. તેમાં શ્રીઆદિનાથ ભગવાનની એક ખંડિત મૂર્તિ પર સં૦ ૧૫૮૫નો લેખ છે અને એક પગલાંજોડી નવી છે; તે બંને મંદિરમાં છૂટાં પડેલાં છે. મંદિરમાં મૂળ ગભારો, ગૂઢમંડપ, તેની આગળ ચોકી અને ભમતી છે. મુખ્ય દરવાજાની બંને બાજુએ ઓસરીવાળી બે ઓરડીઓ છે. દરવાજાની બહાર થોડી જગ્યા છૂટી પડી છે; તેમાં ધર્મશાળા તરીકેનું એક મકાન ભીંતો સાથે ઊભું છે. છાપરું પડી ગયું છે.

લગભગ ૪૦ વર્ષ પહેલાં શ્રીયુત જુવાનમલજી સિંઘીએ પરિશ્રમ કરીને ઉક્ત મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે. ત્યાર-પછી કેટલુંક જીર્ણોદ્ધારનું કામ હાલમાં જ થયું હોય તેમ જણાય છે. પણ આ મંદિરની પ્રતિષ્ઠા થઈ નથી. ભગવાનની પ્રતિષ્ઠા કરાવીને એક મૂર્તિ બિરાજમાન કરાવવાની જરૂરત છે અને કેટલેક સ્થળે મરમ્મત તથા ધર્મશાળાને સુધરાવ-વાની જરૂર જણાય છે. આબૂના રસ્તા પરનું આ ગામ હોવાથી સાધુ-સાધ્વીઓ અને પગે ચાલીને ઉપર જનારાં શ્રાવક-શ્રાવિકાઓને, દેલવાડા ૧૮ માઈલ સળંગ ચાલવું પડે છે. વચ્ચે વિશ્રાંતિયોગ્ય સ્થાન નથી. જો આ સ્થાનમાં સગવડ

કરવામાં આવે તો વિશ્રાંતિ લેવાનું સ્થળ બની શકે તેમ છે અને પ્રાચીન મંદિરની રક્ષા થાય એમ છે. અન્યથા ગામના લોકો મહાદેવ વગેરે બેસાડી દેશે યા બીજી રીતે મંદિરની સ્થિતિ જોખમમાં આવી પડે તેમ છે. મંદિરના તાબાની લગભગ ચારેક વીઘા જમીન છે તેમાં એક *અરટ-અવેડો અને બગીચો છે, તેમજ ખેતીને યોગ્ય જમીન પણ છે. કૂવામાં પાણીના અભાવે બગીચો વેરાન થઈ ગયો છે.

મંદિરથી થોડે દૂર સિરોહી રાજ્યનો એક ડાક બંગલો આવેલો છે.

## ૫. ઉંબરણી ( ઉમરણી )

માનપુરથી વાયવ્ય ખૂણામાં કાચે રસ્તે લગભગ ૧ માઈલ ને ખરાડીથી વાયવ્ય ખૂણામાં ૨ માઈલ દૂર આબૂની તળેટીમાં "ઉંબરણી" નામનું નાનું ગામડું આવે છે. આ ગામ સિરોહી સ્ટેટની સાંતપુર તહેસીલમાં છે.

**પ્રાચીનતા :**

આ ગામની આસપાસ ઊભેલાં ખંડિયેરો અને પથ્થરના ઢગલા પરથી અનુમાન થાય છે કે, પહેલાં આ ગામ સારી હાલતમાં હશે. સં. ૧૫૦૦ની આસપાસ શ્રીમેઘ-રચિત **તીર્થમાલા** માં આ ગામને લઘુ વારાણસી કહીને

* રહેંટ-મોટો કૂવો, જેને લગતાં ત્રણ-ચાર મોટાં ખેતરો તેની સાથે જ હોય છે.

વર્ણવ્યું છે.[1] તેમ જ શ્રીસંઘે એક જિનમંદિર કરાવ્યાનું પણ જણાવ્યું છે; એટલે આ ગામની જાહોજલાલી લગભગ સં૦ ૧૫૦૦ સુધી હોવાનું નક્કી થાય છે.

વળી સં. ૧૨૮૭ના લેખમાં દેલવાડાના લુણવસહી મંદિરની વર્ષગાંઠના અઠ્ઠાઈ મહોત્સવના પહેલા દિવસના (ફાગણ વદિ ૩ ના) મહોત્સવનું કામ જેને સોંપાયું છે, તેમાં ઉંબરણી ગામના શ્રાવકોનો પણ હિસ્સો છે. અર્થાત્ પહેલા દિવસના મહોત્સવ સંબંધી હક્ક ચંદ્રાવતી, ઉમરલી (ઉંબરણી) તથા કીસરઉલી — આ ત્રણ ગામના શ્રાવકોને આપવામાં આવ્યો હતો.[2] આ વર્ણનથી અહીં શ્રાવકોની વસ્તી પણ સારા પ્રમાણમાં હોવી જોઈએ, એમ જણાય છે. હાલમાં તો પોતાની પ્રાચીનતાનું ભાન કરાવતાં અવશેષો સિવાય કશું જણાતું નથી.

શ્રીવીર ગણિ, જેમનો જન્મસમય સં૦ ૯૩૮, દીક્ષા સં૦ ૯૮૦ અને સ્વર્ગવાસ સં૦ ૯૯૧માં થયો છે, તેઓ આ ઉંબરણી ગામમાં આવ્યા હતા. આ ઉપરથી આ ગામ તે કરતાં પણ વધારે પ્રાચીન હોવાનું જણાય છે.[3]

**ભદ્રકાળી મંદિર :**

અહીંથી આબૂ પહાડ તરફ ૦॥। માઈલ દૂર રસ્તાથી

---

૧ ઉંબરણી લઘુ બાણારસી તેહની વાત કહઉં કિસી;
ઊંબરણી અરબદ તલહટી પ્રાસાદ કરાવિઉ સંધિઈ હટી. કડી. ૨૯

૨ જૂઓ "શ્રીઅર્બુદપ્રાચીનજૈનલેખસંદોહ" લેખાંક : ૨૫૧

૩ જૂઓ પ્રભાવકચરિત માંનું શ્રીવીરસૂરિચરિત પૃ. ૧૨૭–૧૩૨ (સિંઘીજૈનગ્રંથમાલા).

ડાબા હાથ તરફ નાળાને કાંઠે ભદ્રકાળીનું મંદિર આવેલું છે. આ મંદિર જીર્ણ થઈ જવાથી સિરોહી મહારાવ શ્રીમાન કેસરીસિંહજીએ રૂા. ૨૭૦૦૧) ખરચીને નવેસરથી બંધાવી સં૦ ૧૯૭૯ માં તેની પુનઃ પ્રતિષ્ઠા કરી છે.

આ ભદ્રકાળી માતાનું મંદિર ઝાડી અને પહાડની ઓથમાં આવેલું છે. એટલે કુદરતી દૃશ્ય રમણીય લાગે છે. પાસે જ નાળાના જમણા હાથ તરફ એક જૈન મંદિર હતું; જેની થોડી ભીંતો હજુય ઊભી છે.

**હૃષીકેશ મંદિર :**

ઊંબરણીથી ઉત્તરમાં ૧ માઈલ દૂર હૃષીકેશ નામનું વિષ્ણુ મંદિર છે. તેની આસપાસ કેટલાંક ખંડિયેરો જોવામાં આવે છે. અહીંના લોકો કહે છે કે, "હૃષીકેશથી ઊંબરણી સુધી પહેલાં "અમરાવતી" નામની નગરી વસેલી હતી." તેના નામ ઉપરથી આ ગામનું નામ ઉંબરણી પડ્યું છે.

## ૬. રખીકીશન

ઉંબરણીથી ઉત્તરમાં ૧ માઈલ, ભદ્રકાળીના મંદિરથી આબૂ પહાડ તરફ ૦॥। માઈલ તેમજ ખરાડીથી વાયવ્ય ખૂણામાં ૩॥ માઈલ "રખીકીશન" નામનું ધામ આવે છે. આ ધામ સિરોહી તાબે સાંતપુર તહેસીલમાં આવેલું છે.

**રખીકીશન મંદિર :**

ત્રણે તરફ સઘન ઝાડીથી આચ્છાદિત પહાડની ઓથમાં

આ ( રખીકીશનનું ) મંદિર અને ધામ આવેલાં છે. સ્વાભાવતઃ સુંદર અને રમણીય ઝાડીભર્યું કુદરતી દશ્ય મનોરમ લાગે છે. ઝાડીની સઘનતા એટલી બધી છે કે મંદિરની અતિ નજીક જવાય ત્યારે જ તે દૃષ્ટિગોચર થાય છે.

રખીકીશનના ધામમાં એક મહંત રહે છે. નાની ધર્મ-શાળા, અરટ અને તેમાં ગાયો વગેરે રહે છે. મુસાફરો આરામ માટે અહીં રાત્રિ ગાળી શકે છે. સીધું–સમાન, પાગરણ વગેરે મહંતજી પૂરું પાડે છે.

અહીંથી ભદ્રકાળી મંદિરે પાછા આવીને ડાબા હાથ તરફ પહાડની જોડે ૧ માઈલ પગદંડીએ અને ૨ માઈલ ગાડા રસ્તે જવાથી માઉંટ આબૂની સડકના મા. નં. ૧૩–૨ પાસે જ્યાં પરબ છે ત્યાં અવાય છે અને તે સડકે ઉપર ચડતાં આબૂ, દેલવાડા અને અચલગઢ વગેરે સ્થળોમાં જવાય છે. તેમજ નીચે ઊતરતાં ખરાડી અવાય છે.

આ રસ્તેથી ખરાડી પાછા આવ્યા.

## ૭. સાંતપુર.

ખરાડીથી નૈઋર્ત્ય ખૂણામાં ૧॥ માઈલ ઉપર “સાંતપુર” નામનું ગામ આવેલું છે અને તે સિરોહી રાજ્યની તહેસીલનું ગામ છે.

**શ્રીવિમલનાથ ભગવાનનું મંદિર :**

આ ગામમાં એક જિનમંદિર છે. તેમાં મૂ૦ ના૦

શ્રીવિમલનાથ ભગવાન છે. તેમની મૂર્ત્તિની પલાંઠી પર સં. ૧૮૯૯ નો લેખ છે. પહેલાં આ મંદિર જૂનું હશે, તેનો જીર્ણોદ્ધાર કરાવીને એટલે નવેસરથી નાનું મંદિર બંધાવીને સં. ૧૯૦૯ માં પ્રતિષ્ઠા કરાવી છે. મંદિરમાં મૂ૦ના૦જીની એક જ મૂર્ત્તિ છે. આ મંદિરની પાસે જ નકશીવાળા મકરાણાના તૂટી ગયેલા પથ્થરો છૂટા છવાયા પડ્યા છે; એટલું જ નહિ પણ ગામમાં લોકોના ઘરના આંગણામાં પડેલા કે જડેલા પથ્થરો આજ પણ નજરે પડે છે, તે પ્રાચીન મંદિરોના અવશેષો હોવાનો સંભવ જણાય છે.

આ ગામ ચંદ્રાવતીનું એક પરું અથવા સળંગ નગરીનો એક ભાગ હશે, એમ લાગે છે. આ ગામનો ત્રણ વખત નાશ થયો. છેલ્લીવાર સં૦ ૧૮૬૯ માં ભંગાયું એવી જનશ્રુતિ છે. આ ચંદ્રાવતીનો જ ભાગ હોવાથી તેની જાહોજલાલી પૂર્વકાળમાં ઠીક હશે એમ જણાય છે. સં૦ ૧૭૪૬ માં શીલવિજય રચિત **तीर्थमाला**માં પણ સાંતપુરનું વર્ણન મળે છે.[1]

અહીં શ્રાવકનાં ૫ ઘર છે. ઉપાશ્રય ધર્મશાળા વગેરે નથી. એક ઘર પંચને હસ્તક છે.

## ૮. ચંદ્રાવતી.

સાંતપુરથી લગભગ ૨॥ માઇલ અને ખરાડીથી દક્ષિણ દિશામાં ૪ માઇલ પર "ચંદ્રાવતી" હાલ 'ચંડેલા'

---

૧ "સાંતપુર આંબથડિ" **प्राचीनतीर्थमालासंग्रह** ઢાળ. ૧ કડી ૩૩

નામથી ઓળખાતું ગામડું આવેલું છે. ત્યાં હાલમાં રબારી, રજપૂત, ખેડૂત વગેરેનાં ૪૦–૫૦ ખોરડાં છે.

**જિનમંદિરોનાં વિદ્યમાન અવશેષો :**

આજે આ પ્રાચીન અને સમૃદ્ધ નગરી અનેક ઢગલાઓના ગંજમાં ઢંકાયેલી પડી છે. **सिरोही राज्यका इतिहास**માં લખ્યું છે[1] કે, " વિ૦ સં૦ ૧૮૭૯ માં કર્નલ ટોડ સાહેબ અહીં આવ્યા હતા, ત્યારે તેમણે **ट्रावेल्स इन वेस्टर्न इंडिया** નામના પોતાના અંગ્રેજી પુસ્તકમાં અહીંનાં તે વખત સુધી બચેલાં થોડાંક મંદિરો વગેરેના ફોટા આપ્યા છે; એનાથી તેની કારીગરી અને સુંદરતા વગેરેનું અનુમાન થઈ શકે છે. વિ૦ સં૦ ૧૮૮૧ માં સર ચાર્લ્સ કોલ્વિલ સાહેબ પોતાના મિત્રો સાથે અહીં આવ્યા હતા, તે વખતે આરસપહાણનાં ૨૦ મંદિરો બચેલાં હતાં. એની સુંદરતાની તેમણે પ્રશંસા કરી હતી. વિ૦ સં૦ ૧૯૩૬ ની આસપાસમાં રાજપૂતાના–માળવા રેલ્વે કંપનીના ઠેકેદારો ( કંટ્રાક્ટરો )એ અહીંના પથ્થરો ઉઠાવી લઈ જવાનો ઠેકો ( કંટ્રાક્ટ ) લીધો ત્યારે તેઓ અહીં ઊભેલાં મંદિરોને પણ તોડી નાખીને તેના પથ્થરો લઈ ગયા. તે વાતની જ્યારે રાજ્યને ખબર પડી ત્યારે રાજ્યે ઠેકેદારોને પથ્થર લઈ જતા અટકાવ્યા. તેમણે એકઠા કરી રાખેલા આરસના પથ્થરોના ઢગલા ચંદ્રાવતી અને માવલ સ્ટેશનની વચ્ચે ઠેકાણે ઠેકાણે હજુ પણ પડ્યા છે. અત્યારે અહીં એક પણ મંદિર સારી સ્થિતિમાં નથી. આવી રીતે આ પ્રાચીન નગરીનો ખેદજનક અંત આવ્યો.

---

૧. જૂઓ એ જ ગ્રંથનું પૃ. ૪૧–૪૩.

"અત્યારે તો આ અનુપમ મંદિરોનાં દર્શન મહાનુભાવ કર્નલ ટોડે આપેલાં સુંદર ચિત્રો સિવાય બીજી કોઈ પણ રીતે થઈ શકે એમ નથી."

ચંદ્રાવતી અને સાંતપુરના જૈનમંદિરોના કેટલાય પથ્થરો લોકોના ઘરના આંગણામાં, તહેસીલના ચોતરામાં અને રાજ-મકાનો તથા મહાદેવના મંદિરમાં ચણાયેલા આજે પણ નજરે પડે છે. સાંતપુરની તહેસીલમાં ચાર–પાંચ મોટી દેવ–દેવીઓની મૂર્તિઓ પથ્થરમાં કોરેલી પડી છે, કે જેને રેલવાળા ગાડીના વેંગણોમાં ભરી ભરીને લઈ જતા હતા તેને અટકાવીને પાછી મેળવી છે. અહીંના ( સાંતપુર ) મહાદેવના મંદિરમાં એક મોટી ગેંડા ( વરાહ )ની એક જ પથ્થરમાં ઘડેલી ભવ્ય મૂર્તિ છે. તેની સામે દેવી–દેવતાઓની બે–ચાર મૂર્તિઓ પણ તેમાં જ કોતરેલી છે. આ મૂર્તિ પણ ચંદ્રાવતીથી જ લાવવામાં આવી હતી. આવી રીતે અહીંની સુંદર વસ્તુઓ લુંટાઈ જવા છતાં હજુયે જૈન મંદિરોના આરસના પથ્થરોના ઢગલે ઢગલાઓ અને મંદિરની ૪–૬ ફૂટ ઊંચી ઊભી દીવાલો દૃષ્ટિગોચર થાય છે.

પાલનપુરને રસ્તે ચંદ્રાવતી નદીના કાંઠે પૂલ નીચે રેલ્વેની બંને બાજુએ જિનમંદિરના શિખરોના ટુકડાઓ, ઘુમ્મટો, મોટા મોટા થાંભલા, થાંભલાના ટુકડાઓ, અનેક પ્રકારનાં પૂતળાં, નાની–મોટી દેરીઓનાં સુંદર શિખરો, ગુમ્મજના ટુકડા, મનોહર કારીગરીવાળાં જાળિયાં, તોરણો, આરસની કુંભીઓ, ઉંબરાઓ અને ઉપરની છતના કળામય શિલ્પવાળા મધ્ય ગુમ્મજોના ઢગલે ઢગલા પડ્યા છે. આ

સિવાય દશ–પંદર મોટા ટેકરાઓ છે જેની નીચે અનેક મંદિરોનાં અવશેષો દટાયાં પડયાં છે.

નગરીના દરવાજાની બહાર, ચંદ્રાવતી નદીના પૂલની બંને બાજુએ પથરાયેલું એક મંદિર છે તે વિશાળ જૈન-મંદિર હોય એમ જણાય છે. ઘણા મંદિરોના પાયા, મધ્યભાગો, મૂળગભારા, નાની નાની દેરીઓના શિખરો અને જિનપ્રતિમાનાં આસનો વગેરેની વિવિધ કોતરણીવાળી સામગ્રી આજે પણ વિદ્યમાન છે અને તેના વિવિધ થરો પણ નજરે પડે છે; જેમાં હંસથર, ગજથર, અશ્વથર, સિંહથર, કિંનરથર આદિની મનોહર કળામય આકૃતિઓ દેખાય છે. શાસનદેવીઓ, મંદિરની બહારનાં પૂતળાં, યક્ષરાજો વગેરેમાં કોતરણીની બિવિધતા જણાય છે. અહીં યક્ષરાજોનાં પૂતળાં વિશેષ પ્રમાણમાં મળે છે, તેમાં યે બ્રહ્મ-શાંતિની આકૃતિઓ વધુ પ્રમાણમાં નજરે ચડે છે. આ ઉપરથી જણાય છે કે અહીં ભગવાન મહાવીર સ્વામીનાં મંદિરો વિશેષ પ્રમાણમાં હશે અને જિનમૂર્તિઓ તો પહેલેથી જ ઉપડી ગઈ હશે: આમ આ નગરી કાળના વિકરાળ જડબામાં પીસાઈને ત્યાંનાં અવશેષો જાણે પોતાના કરુણ અંતની વીતકો ગૌરવપૂર્વક આપણને કહી રહ્યા હોય એમ લાગે છે.

એક ઢગલામાંથી એક સંવત્ વિનાનો શિલાલેખનો ટુકડો અમને મળી આવલો છે. એમ જો તપાસ કરવામાં આવે તો ઘણાય લેખો અને સુંદર મકાનો, મંદિરો વગેરેના અવશેષો મળી આવે. કેટલાક વખત પહેલાં અહીં ખોદાવતાં એક પાકી બાંધેલી વાવ નીકળી આવી છે, જેના ત્રણ

મજલા (માળ) દેખી શકાય છે. વધુ તો ખોદવાથી જ જાણી શકાય.

## નગરીની પ્રાચીનતા અને સમૃદ્ધિ:

ચંદ્રાવતી નગરી અતિ વિશાળ હતી. તેનો દરવાજો દત્તાણી ગામની પાસે આવેલો છે, જેને "તોડાનો દરવાજો" આજે પણ કહે છે. બીજો દરવાજો કીવરલી પાસે હતો; એવી જનશ્રુતિ છે. ખરાડી, સાંતપુર વગેરેની હદો તો ચંદ્રાવતીની વિશાળતામાં જ સમાઈ ગયાં હતાં.

આ નગરીનાં પ્રાચીન નામો "ચડ્ડાઉલ્લી, ચડ્ડાઉલી, ચડાઉલિ, ચડ્ડાવલી, ચંદ્રાવઈ, ચંદ્રાવતી" વગેરે જૂના ગ્રંથોમાં મળી આવે છે. ત્યાંના ભગ્નાવશેષો આ નગરીની પ્રાચીનતા અને આબૂના પરમાર રાજાઓની રાજધાની હોવાથી તેની સમૃદ્ધિની શાખ પૂરે છે. ગુજરાતના મહારાજાઓના મહામંત્રીઓ વિમલશાહ, વસ્તુપાલ અને તેજપાલના વખતમાં આ નગરીની જાહોજલાલી પૂરજોશમાં હતી.

મહામાત્ય વસ્તુપાલના ભાઈ તેજપાલની ધર્મપત્ની અનુપમાદેવી, ચંદ્રાવતીના રહેવાસી પોરવાડ શ્રાવક ગાગાના પુત્ર ધરણિગની પુત્રી હતી. ધરણિગના પુત્રો (અનુપમાદેવીના ભાઈઓ) ૧ ખીંબસિંહ, ૨ આંબસિંહ અને ૩ ઉદલ વગેરેને મહામાત્ય તેજપાલે દેલવાડાના લૂણવસહી મંદિરના ચોથા નંબરના ટ્રસ્ટી બનાવ્યા હતા, તેમજ વિ૦ સં૦ ૧૨૮૭ ના શિલાલેખ મુજબ ઉક્ત મંદિરની વર્ષગાંઠના

અઠ્ઠાઈ મહોત્સવના પહેલા દિવસ (ફાગણ વદિ ૩) નો મહોત્સવ કરવાનું ચંદ્રાવતીના શ્રીસંઘને સોંપ્યું હતું.[૨]

સં૦ ૧૩૮૯ માં શ્રીજિનપ્રભસૂરિએ રચેલા **વિવિધતીર્થકલ્પ** માં આ નગરીને લક્ષ્મીનો ભંડાર કહેલી છે.[૩]

સં૦ ૧૫૦૦ ની આસપાસ શ્રીમેઘ રચિત **તીર્થમાલા**માં આ નગરીની સમૃદ્ધિનું વર્ણન કર્યું છે કે[૪] "ચંદ્રાવતી નગરીના ગુણ ઘણા છે, જિનેશ્વર ભગવાનનાં ૧૮૦૦ મંદિરો છે, ૮૪ ચૌટામાં ફરતાં ઠામ ઠામ જિનમંદિરોનાં ભોંયરાં દેખાય છે, ત્યાં મુખ્ય મંદિરમાં મૂલનાયક શ્રીઋષભદેવ ભગવાન બિરાજે છે. ટૂંકમાં–ચંદ્રાવતી લંકા જેવી દીસે છે."

શ્રીસોમધર્મે સં૦ ૧૫૦૩ માં રચેલી **ઉપદેશસપ્તતિ**માં લખ્યું છે કે,[૫] "૪૪૪ આર્હતપ્રાસાદો અને ૯૯૯ શૈવમંદિરોવાળી ચંદ્રાવતીમાં આવીને ભીમ રાજાથી અપમાન પામેલો વિમલ કોટવાળ રાજ્ય કરતો હતો. તેના અધિકારી પુરુષો ૮૪ હતા અને તેણે ૧૨ પાદશાહોને જીતીને તેમનાં છત્રો લઈ લીધાં હતાં. અંતમાં ભીમે તેને બહુમાનપૂર્વક શાંત કર્યો હતો."

---

૨. જૂઓ **શ્રીઅર્બુદપ્રાચીનજૈનલેખસંદોહ** લેખાંક ૨૫૧.

૩. જૂઓ એ જ ગ્રંથના **અર્બુદાદ્રિકલ્પ** નો શ્લોક ૩૫.

૪. જૂઓ **પ્રાચીનતીર્થમાલાસંગ્રહ** પૃ. ૫૦ માંની કડી ૨૬–૨૭.

૫. જૂઓ એ જ ગ્રંથના "બીજા અધિકારના ચતુર્થ ઉપદેશ" ના શ્લોક ૬–૭.

શ્રીશીલવિજયે સં૦ ૧૭૪૬ માં રચેલી **તીર્થમાલામાં** લખ્યું છે કે,[૬] "આબૂની નીચે ચંદ્રાવતી નગરી છે, ત્યાં વિમલમંત્રીશ્વરના સમયમાં ૧૮૦૦ મનોહર જિનમંદિરો હતાં."

આ ઉલ્લેખો ઉપરથી જણાય છે કે શ્રીવિમલશાહ અને વસ્તુપાલ–તેજપાલના સમયે આ નગરીમાં અનેક જિનમંદિરો અને જૈન ધનાઢ્યો રહેતા હતા.

પરમાર રાજાઓની પછી જ્યાં સુધી સિરોહી નહોતું વસ્યું ત્યાં સુધી ચંદ્રાવતી દેવડા (ચૌહાણ) રાજાઓની પણ રાજધાની બન્યું હતું. જો કે તે પહેલાં જ ચંદ્રાવતી ઉપર આક્રમણો શરૂ થઈ ગયાં હતાં તેથી જ બીજી જગ્યાએ (પહાડી પ્રદેશમાં) સં૦ ૧૪૮૨ માં મહારાવ સેંસમલે સિરોહી વસાવી; રાજધાની ત્યાં લઈ જવાની તેને જરૂર પડી અને ત્યારપછી અનેક આક્રમણો અને કાળના સામે ઝૂઝતી એ નગરી તૂટવા માંડી, જેની ગૌરવભરી યશોગાથાઓ ત્યાંના ખંડિયેરોમાં આજે પણ ઉત્કીર્ણ થયેલી વાંચી શકાય છે.

ચંદ્રાવતી ભાંગ્યા પછી, પહેલાં કહેવામાં આવ્યું છે તેમ, ત્યાંના મંદિરોના આરસના નકશીદાર બારશાખ, સ્તંભો તોરણો (મેરાબો), દરવાજા અને બીજા પથ્થરો દૂર દૂર સુધીના ગામોના મંદિરોમાં લાગી ગયેલા જોવામાં આવે છે. તેની નકશી જોવાથી ચંદ્રાવતીનાં દેવવિમાનો જેવાં આરસના મંદિરોનો ખ્યાલ હજુ પણ આવી શકે તેમ છે.

---

૬. જૂઓ **प्राचीनतीर्थमालासंग्रह** પૃ૦ ૧૦૩ માંની કડી ૩૨.

**આ નગરીમાં બનેલી ઘટનાઓનો ઉલ્લેખ :**

શ્રીમહાવીરસ્વામી ભગવાનની ૩૫ મી પાટે થયેલા વડગચ્છ સંસ્થાપક શ્રીઉદ્યોતનસૂરિએ આબૂની યાત્રા કરીને "ટેલી" નામના ગામના પાદરે સં૦ ૯૯૪માં શ્રીસર્વદેવ પ્રભૃતિ આઠ જણને સૂરિપદે સ્થાપ્યા હતા. તેમાંના તેમની જ પાટે મુખ્ય થયેલા અને સં૦ ૧૦૧૦ માં "રામસેન" નામના નગરના ઋષભજિનપ્રાસાદમાં શ્રીચંદ્રપ્રભુની પ્રતિષ્ઠા કરાવનાર શ્રીસર્વદેવસૂરિએ ચંદ્રાવતી રાજાને નેત્રસમાન શ્રીકુંકુણ નામના મંત્રી, જેણે સમૃદ્ધિશાળી ઊંચું જિન-મંદિર બંધાવ્યું હતું, તેને દીક્ષા આપી.[૭]

માલવનરેશ મુંજ અને ભોજના રાજકવિ પુરોહિત પરમાર્હત ધનપાલે સં૦ ૧૦૮૧ ની આસપાસ રચેલું **सत्यपुरमंडनमहावीरोत्साह** નામનું ટૂંકું કાવ્ય અપભ્રંશમાં રચ્યું છે, તેમાં જ ચંદ્રાવતીના ધ્વંસનું વર્ણન પણ કર્યું છે.[૮]

પરમાર રાજાઓને હરાવી ગુજરાતના રાજા ભીમનું આધિપત્ય સ્વીકાર કરાવનાર અને આબૂ ઉપર શ્રીધર્મઘોષ-સૂરિના ઉપદેશથી સં૦ ૧૦૮૮માં "વિમલવસહી" નામનું મોટું જિનમંદિર બંધાવનાર શ્રીવિમલશાહ મંત્રી ચંદ્રા-વતીમાં જ રહેતા હતા.

સં૦ ૧૦૯૫ માં શ્રીધનેશ્વરસૂરિએ **सुरसुंदरी** નામનો પ્રાકૃત કથાગ્રંથ આ નગરીમાં રહીને જ રચ્યો હતો. વળી

---

૭. જૂઓ **गुर्वावली** પૃ૦ ૬ માંના શ્લોક ૫૭–૫૮.

૮. જૂઓ **जैनसाहित्यसंशोधक** ખંડ અંક

ચંદ્રગચ્છમાં થયેલા શ્રીવિજયસિંહસૂરિએ આ જ નગરીના નવગૃહ ચૈત્યમાં રહી **उपदेशमाला** ની **वृत्ति**ની વ્યાખ્યા કરતાં ચૈત્યવાસ ઉપર વિરાગભાવ ઉત્પન્ન થયો અને પૌર્ણમિક પક્ષના શ્રીચંદ્રપ્રભસૂરિને આશ્રિત થયા.

શ્રીમાણિક્યપ્રભસૂરિએ આજ ચંદ્રાવતીમાં રાઉલ ધંધલો દેવની સમક્ષ મંત્રવાદીને મંત્રથી હરાવ્યા. તેમનો સ્વર્ગગમન કાળ સં. ૧૩૧૩ માં થયો હતો; એટલે એ પહેલાં આ ઘટના બનેલી.

સં૦ ૧૩૨૦ની આસપાસ થયેલા માંડવગઢના પ્રસિદ્ધ શ્રીપેથડકુમારે ભિન્ન ભિન્ન ૮૦ સ્થળોમાં જિનમંદિરો બંધાવ્યાં હતાં, તે સ્થળો પૈકી ચંદ્રાવતી પણ એક છે.[૯]

ગ્યાસુદ્દીનના મંત્રી સોની સંગ્રામે પંદરમા સૈકામાં ચંદ્રાવતીમાં એક મંદિર કરાવ્યાનો અને તેની શ્રીસોમ-સુંદરસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવ્યાનો ઉલ્લેખ પણ મળે છે.

આ અને બીજાં અનેક ઉદાહરણોથી ચંદ્રાવતીની સમૃદ્ધિ અને પ્રાચીનતા સિદ્ધ થાય છે. આવી રીતે તીર્થ-ભૂમિ, સમૃદ્ધનગરી અને યુદ્ધની સમરાંગણ ભૂમિ તરીકે પ્રસિદ્ધ થયેલી નગરી આજે કરાળ કાળની કેવી ભક્ષ્ય બની છે એ તેનો ભૂતકાલીન ઇતિહાસ અને વિદ્યમાન અવશેષોને જોનાર કોઈ પણ માનવી કાળની પરિવર્તનશીલતાનું માપ આંકી શકશે.

અહીંથી સાંતપુર પાછા આવ્યા.

---

૯. જૂઓ **गुर्वावली** પૃ૦ ૧૯ માંનો શ્લોક ૧૯૩.

## ૯. મૂંગથલા ( મુંડસ્થલ )

સાંતપુરથી વાયવ્ય ખૂણામાં ૩ા માઇલ અને ખરાડીથી પશ્ચિમમાં ૪ા માઈલ દૂર આબૂની નીચે "મૂંગથલા" નામનું ગામ આવેલું છે. આ ગામ સાંતપુર તહેસીલમાં છે.

**જૈનમંદિર :**

આ ગામની આસપાસમાં હાલ કેટલાંક મંદિરો ઉજ્જડ–ખંડિયરો થઈ ગયેલાં પડયાં છે. તેમાં વિશાળ આકારવાળું એક જૈનમંદિર ગામના દક્ષિણ તરફના ઝાંપામાં જ રાજના પડવા ( થાણા ) પાસે પાછળથી જરા ઊંચાણ ભાગવાળી જમીન ઉપર અને આગળથી જરા નીચાણવાળી જમીન ઉપર આવેલું છે. તેથી આગળના ભાગથી જોતાં આ મંદિર ત્રણ મજલા જેટલું ઊંચું હોય એમ દેખાય છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શિખર, દરવાજાની બંને બાજુએ થઇને ૨૪ દેરીઓ, શૃંગારચોકી અને ભમતીના કોટ યુક્ત દેવવિમાન જેવું બનેલું હતું. છચોકી અને રંગમંડપનું બધું કામ સુંદર મકરાણાના સફેદ પથ્થરથી બનેલું છે પરંતુ ખાસ કરીને તેના સ્તંભો, મેરાબો, ગોખલા અને દરવાજા વગેરે તો સુંદર કોરણીવાળા મકરાણાના પથ્થરોથી બનેલા છે. અત્યારે આ મંદિરનો ગૂઢમંડપ, છચોકી અને રંગમંડપનો ભાગ સ્તંભો અને ઘુમ્મટો સહિત સહી-સલામત ઊભો છે. એ સિવાય ચાર–પાંચ દેરીઓ, કેટલાક સ્તંભો, કેટલીક છત અને કેટલીક ભીંતો થોડી થોડી ઊભી

છે. બાકીનો બધો ભાગ ( મૂળગભારો, શિખર, ઘણીખરી દેરીઓ, ઘણીખરી છત, શૃંગારચોકી, મૂળ દરવાજો અને કોટની કેટલીક ભીંત વગેરે ) પડી ગયો છે. સાંભળવા પ્રમાણે આ મંદિરના શિલાલેખો ઉતારવા માટે આબૂરોડથી શ્રીમાન્ પ્રવર્તક શ્રીકાંતિવિજયજી મહારાજના શિષ્ય શ્રીમાન્ ચતુરવિજયજી મહારાજ વિ૦ સં૦ ૧૯૫૬ ની આસપાસ મૂંગથલા ગયા હતા, ત્યાં સુધી આ મંદિર આખું સાબૂત હતું. અત્યારે તો પથ્થરો અને ઈંટોના ઢગલે ઢગલા પડ્યા છે. અનેક પ્રકારનાં ઝાડો ઊગી ગયાં છે. તે ઝાડો બાકી રહેલા ભાગને પણ થોડાં વર્ષોમાં પાડી નાખશે. આમ આ મંદિર અત્યારે સાવ ઉકરડા જેવું થઈ ગયું છે. કોઈ કોઈ તેના નકશીદાર કિંમતી પથ્થરો વગેરે પણ લઈ જતું હશે.

### મંદિરના શિલાલેખોનો ઇતિહાસ :

આ શ્રીમહાવીર સ્વામીનું મંદિર હતું, જે જીવિતસ્વામીના નામથી ઓળખાય છે. **विविधतीर्थकल्प**[1] અને મેહ રચિત **तीर्थमाला**[2] માં પણ અહીં મહાવીર ભ૦નું મંદિર હતું એમ જણાવ્યું છે. તેમાં પ્રવેશ કરતાં મંદિરના સ્તંભો ઉપર પાંચ લેખો–વિ૦ સં૦ ૧૨૧૬ ના બે, ૧૪૨૬ ના બે અને ૧૪૪૨ ના જે પ્રગટ થઈ ચૂક્યા છે–તે જોવામાં આવે છે. બીજા સં૦ ૧૨૧૬ ના બે લેખો સ્તંભો પરથી જ મળી આવ્યા. અંધારામાં આવેલ મૂળગભારાના દરવાજાની બારશાખની ઉપરના

---

૧ જૂઓ એ જ ગ્રંથ પૃ. ૮૬ [ सिंघीजैनग्रंथमाला ]

૨ જૂઓ **प्राचीनतीर्थमालासंग्रह** પૃ૦ ૫૦ માંની કડી ૨૮

ભાગમાં કાળપ્રભાવથી ચૂનાના પ્લાસ્તરનું પોપડું ઉખડી જતાં બે–ચાર અક્ષરો જોવામાં આવતાં એક અપૂર્વ અને ઇતિહાસમાં નવો પ્રકાશ પાડે એવો સમગ્ર લેખ અમને પહેલ વહેલો જ મળી આવ્યો.

આ લેખમાં "શ્રીવીર ભગવાન છદ્મસ્થપણામાં પણ અર્બુદભૂમિમાં વિચર્યા હતા. એ જ સમયમાં શ્રીવીર જન્મથી ૩૭ મા વર્ષમાં પૂર્ણરાજ (?) નામના રાજાએ શ્રીવીર ભગવાનની સુંદર મૂર્તિઓ કરાવી હતી અને તેની તથા આ મુંડસ્થલ તીર્થમાં આવેલા આ મંદિરની શ્રીપાર્શ્વનાથ ભગવાનના સંતાનીય શ્રીકેશી ગણધરે પ્રતિષ્ઠા કરી હતી." એમ જણાવ્યું છે.

નીચેની બીજી એક ગદ્ય લીટીનો ભાવાર્થ એ છે કે, "શ્રીવીર ભગવાનના જન્મથી સાડત્રીશમા વર્ષે શ્રીદેવા અને જારુ નામના શ્રાવક–શ્રાવિકાએ કંઈક કરાવ્યું." શું કરાવ્યું, એ સંબંધી ત્રણ–ચાર અક્ષરો ઘસાઈ ગયા છે તેથી સ્પષ્ટ રીતે માલમ પડી શકતું નથી પણ પૂર્ણરાજ નામના રાજાએ શ્રીવીર ભગવાનની મૂર્તિઓ ભરાવી અને શ્રીદેવા અને જારુ નામના પતિ–પત્નીએ આ મંદિર બંધાવ્યું; એવી કલ્પના કરીએ તો તે સાવ અસ્થાને નથી.

આ લેખને આધારભૂત રાખીને વિચારીએ તો ચરમ તીર્થંકર શ્રીમહાવીર ભગવાનના ચરણકમળથી જે ભૂમિ પવિત્ર થઈ હોય, જે ભૂમિમાં ભગવાનની વિદ્યમાન અવસ્થા-છદ્મસ્થાવસ્થામાં જ દેવવિમાન જેવું મંદિર બન્યું હોય અને જેના મંદિરની તથા મૂર્તિઓની પરમપવિત્ર શ્રીકેશી ગણધર

જેવાને હાથે પ્રતિષ્ઠા થઇ હોય તે ગામ મહાતીર્થભૂત મનાય એમાં આશ્ચર્ય નથી.

ભગવાન મહાવીરસ્વામી છદ્મસ્થપણામાં અર્બુદભૂમિમાં વિચર્યા હતા, એવું આ લેખમાં જણાવેલું છે, એટલું જ નહિ લગભગ ૧૨ મી શતાબ્દિમાં થયેલા શ્રીમહેન્દ્રસૂરિએ પણ પોતાની **अष्टोत्तरीतीर्थमाला** નામના પ્રકરણમાં ભગવાન મહાવીર સ્વામી પછી ૩૭ મા વર્ષે મુંડસ્થલમાં શ્રીવીર ચૈત્ય બન્યું હતું, એવો ઉલ્લેખ કર્યો છે.[3] તેથી નાણા, દીયાણા, અને નાંદિયા આ ત્રણે તીર્થોમાં શ્રીવીર ભગવાનનાં જીવિત-સ્વામીનાં મંદિરો લોકોમાં મનાય છે તેને સંપૂર્ણ ટેકો મળે છે. કેમકે ઉપર્યુક્ત ત્રણે ગામો આબૂની નજીકની ભૂમિમાં જ આવેલાં છે. આ લેખથી મુંડસ્થલ મહાતીર્થનું આ મંદિર જીવિતસ્વામીનું અર્થાત્ ભગવાનની વિદ્યમાનતામાં તેમની છદ્મસ્થાવસ્થામાં જ બનેલું છે. તેથી આ મંદિરને જીવિત-સ્વામીનું મંદિર માનવામાં કોઈ પણ શંકાને સ્થાન નથી. વળી આ ત્રણે ગામોમાં અને બ્રાહ્મણવાડજીમાં પણ શ્રીવીર ભગવાન છદ્મસ્થપણામાં વિચર્યા હોય અને તેથી કોઈ ભક્ત શ્રાવકોએ

---

૩ **अब्बुयगिरिवरमूले, मुंडथले नंदीरुक्ख अहभागे ।**
**छउमत्थकालि वीरो, अचलसरीरो ठिओ पडिमं ॥ ९७ ॥**
**तो पुन्नरायनामा, कोइ महप्पा जिणस्स भत्तीए ।**
**कारइ पडिमं वरिसे, सगतीसे (३७) वीरजम्माओ ॥ ९८ ॥**
**किंचूणा अट्ठारसवाससयाए य पवरतित्थस्स ।**
**तो मित्थघणसमीरं, थुणेमि मुंडत्थले वीरं ॥ ९९ ॥**
અંચલગચ્છીય **पंचप्रतिक्रमणसूत्र** પૃ. ૮૧

ત્યાં એ જ સમયમાં મંદિરો બંધાવ્યાં હોય તો તે કોઇ રીતે અસંભવિત નથી.

ઘણા ઇતિહાસના વિદ્વાનોની માન્યતા છે કે, "શ્રીવીર ભગવાન છદ્મસ્થપણામાં મારવાડ, ગૂજરાત કે સૌરાષ્ટ્રમાં વિચર્યા નથી." પણ આ લેખથી એ માન્યતા ફેરવવી પડશે.[૪]

---

૪ ભગવાન કયા વર્ષમાં મરુદેશમાં વિચર્યા હતા; એ સંબંધમાં વિચાર કરતાં જણાય છે કે (**श्रीकल्पसूत्र**ની **सुबोधिका टीका**ને આધારે) શ્રીવીર ભગવાન છદ્મસ્થપણાના સાતમા અને આઠમા ચોમાસાની વચ્ચે ગોભૂમિમાં વિચર્યા. ગોભૂમિ એટલે વ્રજદેશ (મથુરાની આસપાસનો પ્રદેશ) માનવામાં આવે તો ત્યાંથી આબૂ સુધી એ અરસામાં ભગવાન વિચરી ગયા હોય તો તે અસંભવિત નથી. પણ એમ માનવામાં એક આપત્તિ આવે છે અને તે એ કે ભગવાને (ગુજરાતી) કારતક વદિ ૧૦ ને દિવસે દીક્ષા લીધેલી હોવાથી તે સમયે ભગવાનના છદ્મસ્થપણાનું સાતમું નહિ પણ આઠમું વર્ષ લાગી ગયું ગણાય. છતાં સામીપ્યપણાને લીધે તેને સાતમું વર્ષ જ માની લેવામાં આવે તો પણ ભગવાન જે વર્ષમાં ત્યાં વિચર્યા હોય એ જ વર્ષમાં ભગવાનની મૂર્તિઓ બને, મંદિર બંધાય અને તેની પ્રતિષ્ઠા પણ થઈ જાય એ બનવાયોગ્ય માની શકાય નહીં. ત્યારે બીજી કલ્પના કરવી જોઈએ અને તે એ કે ભગવાન ચોથા–પાંચમા ચોમાસા વચ્ચે લાઢા દેશમાં પધાર્યા છે. લાઢાવિષય એટલે લાટ દેશ (ભરુચની આસપાસનો પ્રદેશ) આ અર્થ જો વિદ્વાનોને માન્ય હોય તો મગધ દેશમાં જતાં કે ફરતાં ભગવાન અર્બુદભૂમિમાં વિચર્યા હોય. જો આ વાત સાચી જ હોય તો તે બરાબર સંગત પણ થઈ શકે છે કે, ભગવાન પાંચમા વર્ષમાં આબૂની આસપાસમાં વિચર્યા અને ત્યારપછી તે ભૂમિમાં ભક્ત શ્રાવકોએ મંદિરો બંધાવ્યાં, મૂર્તિઓ કરાવી અને તેની છદ્મસ્થપણાના સાતમા વર્ષમાં પ્રતિષ્ઠા કરાવી.

આ લેખ વિ૦ સં૦ ૧૪૨૬ માં ખોદાયેલો હોવાથી બીજી કોઈ શંકાને સ્થાન રહેતું નથી; કેમકે આ લેખમાં રાજાનું નામ, પ્રતિષ્ઠા કરનારનું નામ, શ્રાવક, શ્રાવિકાનું નામ અને સંવત્ પણ આપેલો છે, જે જીર્ણોદ્ધાર સમયે પ્રતિષ્ઠા કરનાર સુવિહિત જૈનાચાર્યના હાથથી અને જીર્ણો-દ્ધાર કરાવનાર શ્રદ્ધાવાન શ્રાવકની દેખરેખથી ખોદાયેલો હોય તે લેખ કૃત્રિમ હોવાનો સંભવ નથી. પરંતુ જીર્ણોદ્ધાર કરાવીને પ્રતિષ્ઠા કરતી વખતે આચાર્ય મહારાજે પહેલાંના કોઈ પ્રાચીન લેખના આધારે જ આ નવો લેખ લખાવ્યો હોય અથવા પ્રાચીન લેખ કિંવા તેનો પથ્થર ખરાબ થઈ ગયો હોય કે તે પ્રાચીન લિપિનો હોઈ ભવિષ્યમાં વાંચવો અશક્ય જણાયાથી તેને દરવાજા માથેના પથ્થર પર અક્ષરશ: તે સમયની ચાલુ લિપિમાં ખોદાવ્યો હોય એ વાત માની શકાય તેવી છે.

એ જ સંવત્માં (૧૪૨૬માં) આ મંદિરનો જીર્ણોદ્ધાર પોરવાડ જ્ઞાતિના મહિપાલના પુત્ર સિરપાલે કરાવ્યો છે. અને જીર્ણોદ્ધાર થયા બાદ દંડ–કલશાદિની પ્રતિષ્ઠા શ્રીમાન કક્કસૂરિના શિષ્ય શ્રીમાન્ સાવદેવસૂરિએ એ જ સંવત્માં કરેલી છે. એ વાતની એ જ મંદિરના છ ચોકીના સ્તંભો પર ખોદાયેલા બે લેખો સાક્ષી પૂરે છે.

આ મંદિરમાં બીજા ચાર સ્તંભો ઉપર વિ૦ સં૦ ૧૨૧૬ માં શ્રાવકોએ ભક્તિપૂર્વક સ્તંભો અને તોરણો નવાં કરાવ્યા સંબંધીના લેખો ખોદેલા છે. તેથી ઉક્ત સંવત્માં પણ આ મંદિરનો જીર્ણોધ્ધાર થયો હોય એમ જણાય છે.

સંવત્ ૧૪૪૨ ના એક લેખમાં રાજા કાન્હડદેવના પુત્ર વીસલદેવે આ મંદિરને ગામ વગેરે કંઈક ભેટ કર્યા સંબંધીનો ઉલ્લેખ છે. આ લેખથી તે સમયે આ મંદિર માટે રાજાઓની શ્રદ્ધા, ભક્તિ તેમજ તીર્થમાહાત્મ્ય ઉપર પ્રકાશ પડે છે.

## ગામની પ્રાચીનતા :

આ ગામનું પ્રાચીન શિલાલેખોમાં "મુંડસ્થલ મહાતીર્થ" નામ લખેલું જોવામાં આવે છે.

અહીં (મુંડસ્થલ)ના મુદ્ગલેશ્વર મહાદેવના મંદિરમાંના વિ૦ સં૦ ૮૯૫ ના શિલાલેખથી જણાય છે કે આ ગામ ૧૧૦૦ વર્ષથી વધારે પ્રાચીન છે.

આબૂ ઉપરના દેલવાડાના લૂણવસહી મંદિરની વર્ષગાંઠના અઠ્ઠાઈ મહોત્સવના પાંચમા દિવસ (ફાગણ વદિ ૭)નો મહોત્સવ કરવાનું કાયમને માટે મુંડસ્થલના શ્રીસંઘે પોતાને માથે લીધું હતું.[3]

મુંડસ્થલ મહાતીર્થના શ્રીમહાવીર સ્વામીના મંદિરમાં સ્થાપન કરવા માટે કોરંટગચ્છના શ્રીનન્નાચાર્યના સંતાનમાં થયેલ શ્રેષ્ઠી ધાંધલ મંત્રીએ વિ૦ સં૦ ૧૩૮૯ માં મોટા બે કાઉસગ્ગિયા કરાવ્યા હતા અને ત્યાં સ્થાપન કર્યા હતા. આ બંને કાઉસગ્ગિયા અત્યારે આબૂ ઉપર દેલવાડામાં વિદ્યમાન છે. બંને કાઉસગ્ગિયા બહુ જ મનોહર અને

---

૩. જૂઓ **श्रीअर्बुदप्राचीनजैनलेखसंदोह** લેખાંક-૨૫૧.

એકજોડીના છે. બંને પર વિ૦ સં૦ ૧૩૮૯ ના ઉક્ત હકીકતના લેખો છે. આ કાઉસગ્ગિયા મુંડસ્થલથી ક્યારે આબૂ ઉપર લઈ જવામાં આવ્યા તે ચોકકસ રીતે જણાયું નથી.

તપાગચ્છાચાર્ય શ્રીમુનિસુંદરસૂરિજીએ વિ૦ સં૦ ૧૫૦૧ માં શ્રીમુંડસ્થલમાં શ્રીલક્ષ્મીસાગરજીને વાચક (ઉપાધ્યાય) પદ આપ્યું હતું અને તે વખતે તેમના ભાઈ સંઘપતિ ભીમે એ પદનો ઘણા ઠાઠથી મહોત્સવ કર્યો હતો.[૪]

શ્રીરત્નમંદિર ગણિએ વિ૦ સં૦ ૧૫૧૭ ની આસપાસ રચેલી उपदेशतरंगिणीમાં લખ્યું છે કે,[૫] "આબૂના વિમલવસહીના મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભગવાનની નિત્ય સ્નાત્ર–પૂજા તથા ધ્વજારોપણનો ઉત્સવ ચાલુ રહે તે માટે મુંડસ્થલાદિ ૩૬૦ ગામોમાં ચંદ્રાવતી–ઈશ (દંડનાયક) વિમલશાહે પોરવાડોને વસાવ્યા અને તેમને બધા પ્રકારના કરથી મુક્ત કરી અનેક ઉપકારો કરવા વડે ધનાઢ્ય કર્યા; તેથી તેઓ હમેશાં પોતાના વારના ક્રમ મુજબ મુંડસ્થલાદિ ગામોના સંઘો આબૂ ઉપરના વિમલવસહી મંદિરમાં સ્નાત્ર વગેરે પુણ્યાદિ કાર્યો કરતા હતા."

પં૦ મહિમાએ વિ૦ સં૦ ૧૭૨૨ માં રચેલી तीर्थमालाમાં

---

૪. જૂઓ गुरुगुणरत्नाकरकाव्य સર્ગ ૧, શ્લોક ૯૦.

૫. જૂઓ એ જ ગ્રંથનું પૃ૦ ૨૨૪.

લખ્યું છે કે,[૬] મુંડસ્થલમાં તે વખતે કુલ ૧૪૫ જિન-બિંબો હતાં.

આ બધા કારણો ઉપરથી સ્પષ્ટરીતે અનુમાન થઈ શકે છે કે, પહેલાં અહીં શ્રાવકોની વસ્તી સારા પ્રમાણમાં હશે. શહેર મોટું હશે અને તેથી મુંડસ્થલ મહાતીર્થ તરીકે ગણાતું હશે. અત્યારે તો સાવ ઉજ્જડ જેવું થઈ એક નાના ગામડાના રૂપમાં બદલાઈ ગયું છે. આની આવી દશા વિ૦ સં૦ ૧૭૨૨ પછી શરૂ થઈ હશે એમ શ્રીમહિમા રચિત **तीर्थमाला** ઉપરથી જણાય છે.

**મુદ્દગલેશ્વર મહાદેવ અને અન્ય સ્થાનો[૭] :**

" મૂંગથલા ગામમાં પહેલાં બ્રાહ્મણ, મહાજન વગેરેની સારી આબાદી હતી. પરંતુ હવે તો તેમનું એક પણ ઘર નથી રહ્યું. અહીં મુદ્ગલેશ્વર નામક શિવમંદિર વિ૦ સં૦ ૮૯૫ માં બન્યું હતું. જેમાં ઉક્ત સંવત્નો એક શિલાલેખ બે મોટી મોટી શિલાઓ ઉપર ખોદાયેલો લાગેલો છે. આ મંદિરની બહારના દક્ષિણ તરફના ગોખલામાં લકુલીશની મૂર્તિ રાખેલી છે.

" અહીં એક સૂર્યનું મંદિર પણ હતું, જે અત્યારે તદ્દન નષ્ટ થઈ ગયું છે અને સૂર્યની મૂર્તિ એક મકાનની પાછળ પડેલી છે."

---

૬. જૂઓ **प्राचीनतीर्थमालासंग्रह** પૃ. ૬૦ માંની ઢાલ ૪ ની કડી ૮.

૭. **सिरोही राज्यका इतिहास** પૃ૦ ૪૩ ઉપરથી.

## ૧૦. મદુઆજી

મૂંગથલાથી ઉત્તર પશ્ચિમમાં ૧ માઈલ અને ખરાડીથી પશ્ચિમમાં ૫ માઈલ "મદુઆજી" (મધુસૂદન) નામનું વિષ્ણુ મંદિરનું ધામ છે. તેની બહાર ચંદ્રાવતીના મંડલિક પરમાર રાજા ધારાવર્ષના સમયનો વિ૦ સં૦ ૧૨૪૨ નો લેખ છે. આ મંદિર ઉક્ત સમયથી પૂર્વનું હોવું જોઈએ.

તે લેખમાં જણાવ્યું છે કે—"વશિષ્ઠાશ્રમ અને પ્રીલિણી ગામની મઠની વાડીમાં સુંદર વૃક્ષો વાવવાં, ઉછેરવાં, વધારવાં, જે આ વૃક્ષોનો નાશ કરશે તે દંડપાત્ર થશે." લેખ નીચે સ્ત્રી–ગર્દભનું ચિહ્ન છે. મંદિરના દરવાજા બહાર મકરાણાના નકશીદાર પથ્થરનું એક સુંદર જૈન મંદિરનું તોરણ લાગેલું છે. તે કદાચ ચંદ્રાવતીથી આવેલું હશે. મંદિરમાં વિષ્ણુની મૂર્ત્તિ છે. અહીં એક મહંત રહે છે તેના ગુરુ હૃષીકેશમાં રહે છે. કહેવાય છે કે હૃષીકેશનું મંદિર અંબરીષ રાજાએ અને આ મદુઆજીનું મંદિર તેની રાણી તોરાદેએ બંધાવ્યું હતું.

આ મંદિરની વાડીના બગીચામાં એક વાવ છે. તેના ગોખલામાં સં૦ ૧૬૨૧ નો લેખ છે; જેમાં વાવ કરાવ્યા સંબંધી ઉલ્લેખ છે. મંદિરના એક થાંભલા પર સં૦ ૧૬૫૪ નો બીજો લેખ પણ છે.

## ૧૧. તેલપુર

મહુઆજીથી ૩ માઈલ ઉત્તર પશ્ચિમમાં અને ખરાડીથી ઉત્તર પશ્ચિમમાં ૭ાા માઈલ દૂર "તેલપુર" નામનું ગામ આવેલું છે. આ ગામ પહાડની તળેટીમાં વસ્યું છે. છૂટાં છવાયાં થોડાં ઘરો છે. જો કે તે તેલપુરની હદનાં છે પણ હાલમાં તે જુદા જુદા નામે ઓળખાય છે.

દંતકથા છે કે—આબૂ દેલવાડામાં લૂણવસહી નામનું મંદિર બંધાવનાર મહામંત્રી તેજપાલે આ ગામ પોતાના નામ ઉપરથી "તેજપુર" નામે વસાવ્યું હતું અને ત્યાં જૈનમંદિર બંધાવી જૈનોને પણ વસાવ્યા હતા. પાછળથી એ ગામનું નામ તેલપુર થયું લાગે છે. ઘણી તપાસ કરવા છતાં અહીં મંદિરનાં કોઈ અવશેષ જોવામાં આવ્યાં નથી.

અહીંથી પહાડમાં ઉપર ચડતાં ૩ માઈલ પર ગૌતમાશ્રમે અને તેથી ઊંચે ચાર માઈલ પર વશિષ્ઠાશ્રમે જવાય છે. અહીંથી મગરામાં (પહાડમાં) થઈને હણાદ્રા ચાર માઈલ થાય છે.

## ૧૨. ગિરિવર

તેલપુરથી નૈર્ઋત્ય ખૂણામાં ૪ માઈલ, મૂંગથલાથી પશ્ચિમમાં ૫ માઈલ અને ખરાડીથી પશ્ચિમમાં ૯ માઈલ

દૂર આબૂની તલેટીમાં આવેલું "ગિરિવર" નામનું પ્રાચીન ગામ છે.

ગામની પશ્ચિમ દિશાના ઝાંપામાં એક તૂટેલા મંદિરના થોડા ઘણા પથ્થરો પડેલા છે. તેના ઘણા ખરા પથ્થરો તો ઉપડી ગયા જણાય છે. પથ્થરોનો ઢગલો, ભોંયતળિયાનો થોડો ભાગ અને પાયા વગેરે જમીનમાં દટાયેલું પડ્યું છે. આ અવશેષો જૈનમંદિરના હોવાનું જણાય છે.

**પાટનારાયણનું વિષ્ણુમંદિર :**

અહીં પાટનારાયણનું એક પ્રાચીન મંદિર છે; જેમાં વિષ્ણુની મૂર્ત્તિ છે. બહારના ભાગમાં બે મોટા શિલાલેખો છે. જેમાંનો એક સં૦ ૧૧૮૧ નો છે અને બીજો સં૦ ૧૩૪૩ નો ઇતિહાસ-ઉપયોગી લેખ છે. આ મંદિરના પ્રવેશ દ્વાર પરના નકશીવાળા સ્તંભો, બારશાખ વગેરે ચંદ્રાવતીના જૈનમંદિરમાંથી લાવીને લગાવેલા છે. બારશાખના પથ્થરમાં મંગળમૂર્ત્તિ તરીકે બે જિન મૂર્ત્તિઓ કોતરેલી છે.

**બે નાળાં :**

જૈનમંદિરના પડેલા અવશેષોથી આગળ જતાં "ગોમતી" અને "ઝાંબુઆ" નામનાં બે નાળાં આવે છે. તે પાટનારાયણના મંદિર આગળ ભેગાં થાય છે. આ બંને નાળાં ગિરિવરની બંને બાજુએથી આબૂમાંથી નીકળીને વહે છે. આ બંને નાળાંનું પાણી પીનાર મૃત્યુને શરણે થતો અને તેમાં પગ બોળનાર—સ્પર્શ કરનાર પણ બિમાર થયા વિના રહેતો નહિ. ઘણા ભાગે આબૂ પરના ઝેરી વૃક્ષોનો રસ તે પાણીમાં

વહેતો હોવો જોઈએ. આજે તે નાળાંના પાણીની એવી સ્થિતિ નથી કેમકે આબૂ પરનાં કેટલાંય વૃક્ષો કાઢી નાંખઆવ્યાં છે.

શ્રાવકનાં ઘર, ધર્મશાળા વગેરે કંઈ જ નથી.

## ૧૩. વાજનવાળા (તોડાનો દરવાજો)

ગિરિવરથી ૧॥ માઈલ ગાડા રસ્તે "વાજનવાળા" નામનું ગામ આવે છે.

અહીંથી લગભગ ૧॥ માઈલ દૂર "તોડાનો દરવાજો" આવે છે. દરવાજો સાદા પથ્થરનો બનેલો છે અને જેનો ઘણો ભાગ પડી ગયેલો હોવાથી તેની પ્રાચીનતા પુરવાર થાય છે. લોકો આને "ચંદ્રાવતીનો દરવાજો" પણ કહે છે.

આ દરવાજા પાસે એક મકરાણાનું મોટું મંદિર ખંડિત થઈ પડ્યું છે. હજુ બે દેરીના મંડપ ઊભા છે. બાકીના પથ્થરો છૂટા વીખરાયેલા પડ્યા છે. આ જૈનમંદિર હોવાનું જણાય છે. તેની પાસે એક વાવ છે. વાવમાં તથા હાલમાં સિરોહી રાજ્યે બેસાડેલી ચોકીના મકાનમાં મંદિરના પથ્થરો લગાવી દીધેલા જણાય છે.

અહીં પહેલાં ગામ હશે ત્યારે જ મંદિર વગેરે બન્યું હશે. કદાચ ચંદ્રાવતી નગરીમાં જ આ ભાગ સમાઈ જતો હશે. હાલમાં તો ગામ પણ નથી.

દરવાજા બહાર નજીકમાં એક સુરહીનો પથ્થર છે. તે પર સ્ત્રી–ગર્દભનું ચિહ્ન છે. તેના પર સં૦ ૧૨૮૭ (૫૭)નો લેખ છે; જેમાં **राजराजेश्वर** વગેરે શબ્દો લખેલા છે. તેથી ચંદ્રાવતીના કોઈ રાજા સંબંધી લેખ હશે એમ જણાય છે. તેનો ઘણોખરો ભાગ તૂટી ગયો છે.

**પાલડીખેડા :**

તોડાના દરવાજાથી લગભગ ૧ માઈલ ઉપર "પાલડી-ખેડા" નામનું નાનું ગામડું દશેક વર્ષથી વસેલું છે. અહીં કોળી, ભીલોનાં ઘરો છે. ઊતરવા માટે સ્થાન મળી શકે તેમ નથી.

## ૧૪. દત્તાણી

વાજનવાળાથી પશ્ચિમમાં ૨॥ માઈલ તથા ગિરિવરથી વાયવ્ય ખૂણામાં, ૫ માઈલ અને ખરાડીથી પશ્ચિમમાં ૧૩ માઈલ દૂર આબૂની તળેટીમાં " દત્તાણી " નામનું ગામ આવેલું છે. આ ગામ પામેરા તહેસીલમાં છે.

**શ્રીપાર્શ્વનાથ ભ૦નું મંદિર :**

ગામની પૂર્વ દિશા તરફ એક મોટું જૈનમંદિર ખાલી પડ્યું છે. મંદિરનો ગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગાર ચોકી અને ભમતીના કોટયુક્ત વિશાળ આકૃતિનું હજુ સાબૂત ઊભું છે પણ આ બધું જીર્ણપ્રાયઃ

થઈ ગયું છે. પબાસણ ઉપરનું પરિકર અને ગોખલાના પથ્થર વગેરે કોઈ કાઢી ગયું છે. આ મંદિરની મૂર્તિઓ કોણ ક્યારે ક્યાં લઈ ગયું એ જણાયું નથી. સભામંડપની આસપાસની કેટલીક છત પડી ગઈ છે. કોટની નીચેનો અરધો ભાગ સફેદ પથ્થરનો બનેલો છે. તે હજુ વિદ્યમાન છે. તે ઉપરનો ભાગ ઈંટોથી ચણેલો છે, તેમાંનો કેટલોક ભાગ પડી ગયો છે.

આ મંદિરમાંથી મળેલા ત્રણ લેખો ઉપરથી જણાય છે કે, આ મંદિર ઘણું પ્રાચીન છે. મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાનનું આ મંદિર હતું અને આ ગામનું નામ "દંતાણી" હતું. તેમાંના પહેલા લેખમાં વિ૦ સં૦ ૧૨૧૬માં એક શ્રાવકે આ મંદિરની એક દેરીના ઘુમ્મટની એક પદ્મશિલા કરાવ્યાનો ઉલ્લેખ છે. બીજા લેખમાં વિ૦ સં૦ ૧૨૮૮માં આ મંદિરની છચોકીમાં એક શ્રાવકે સ્તંભ કરાવ્યાનો ઉલ્લેખ છે. આ બંને લેખોથી એ સારી રીતે સમજી શકાય તેમ છે કે ઉક્ત સંવતોમાં જીર્ણોદ્ધાર તરીકે સ્તંભ અને એક પદ્મશિલા કરાવવામાં આવી છે, ત્યારે આ મંદિર વિ૦ સં૦ ૧૨૧૬ પહેલાં અવશ્ય બનેલું હોવું જોઈએ.

ત્રીજા લેખમાં (ગુજરાતના મહારાજાધિરાજ) શ્રીસારંગદેવના વિજયી રાજ્યમાં તથા ચંદ્રાવતીના મહારાજાધિરાજ શ્રીવિસલદેવના વિજયી રાજ્યમાં શ્રીહેમદેવે આ પાર્શ્વનાથ ભગવાનના મંદિરને બે ક્ષેત્ર (ખેતર) કાયમને માટે ભેટ કર્યાં. તેમજ રા૦ મહીપાલ દેવના પુત્ર રા૦ સુહડા-

સિંહે યાત્રારથમાં દ્રમ્મ (રૂપિયા) મૂકયા; એમ ઉલ્લેખ્યું છે. આ લેખ ઉપરથી એમ જણાઇ આવે છે કે, એ સમયમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનના મંદિરને ગામના ઠાકોરો પણ ઘણી જ માનભરી દૃષ્ટિથી જોતા હતા.

આ મંદિરથી થોડે દૂર ગામના ગોંદરે ખુલ્લા મેદાનમાં લગભગ બે ફૂટ ઊંચી શ્રીતીર્થંકરદેવની એક ખંડિત મૂર્ત્તિ રખડતી પડી હતી. તેના બે હાથ અને મસ્તક ખંડિત થઈ ગયેલાં હતાં. આ મૂર્ત્તિને હમણાં જ કેટલાંક વર્ષોથી દત્તાણીથી ઉત્તરમાં ૨ માઈલ દૂર આબૂની તળેટીમાં આવેલા ગામ ધવલીનાં જૈનમંદિરમાં રાખવામાં આવી છે. આ મૂર્તિ ઉપર પ્રાચીન લિપિમાં વિ૦ સં૦ ૧૧૩૯નો લેખ છે, તે હજુ સારી સ્થિતિમાં બચી જવા પામ્યો છે.

આ બધા લેખો ઉપરથી આ મંદિર બારમી શતાબ્દિ અથવા તે પહેલાં બન્યાનું પુરવાર થાય છે. માત્ર થોડા પૈસા લગાવવવાથી એક વિશાળ જૈન મંદિર કાળનું ભક્ષ્ય બનતાં ઉગરે એવું છે.

ગામ બહાર સિદ્ધેશ્વર મહાદેવનું મંદિર પણ પ્રાચીન જણાય છે.

### ગામની પ્રાચીનતા :

અંચલગચ્છીય શ્રીવીરચંદ્રસૂરીશ્વરજીના પટ્ટધર શિષ્ય શ્રીજયસંઘસૂરિજી સંવત્ ૧૧૪૧ માં ફરીને દંત્રાણી

(દત્તાણી) ગામમાં પધાર્યા હતા.[1] તેમના જ શિષ્ય શ્રીઆર્યરક્ષિતસૂરિનો જન્મ પણ આ ગામમાં જ થયો હતો.[2] તેથી આ ગામ તેથીયે પ્રાચીન હોય એમ જણાય છે.

આ ગામ સિરોહીમાં રણભૂમિ તરીકે પ્રસિદ્ધિ પામ્યું છે. અહીં વિ૦ સં૦ ૧૬૪૦ ના કાર્તિક સુદિ ૧૧ના દિવસે સિરોહીના પ્રસિદ્ધ વીર મહારાવ સુરતાણ અને દેહલીના બાદશાહ અકબરના સૈન્ય વચ્ચે ભારે લડાઈ થઈ હતી, જેમાં મહારાવ સુરતાણનો વિજય થયો હતો. બાદશાહ અકબરની આ સેના મેવાડના મહારાણા પ્રતાપસિંહના ભાઈ જગમાલને સિરોહીનું અરધું રાજ્ય અપાવવા માટે સિરોહી ઉપર ચઢી આવી હતી. તેનો મુખ્ય સેનાપતિ જોધપુરના મહારાવ ચંદ્રસેનનો પુત્ર રાઠોડ રાયસિંહ હતો. આ જ રણક્ષેત્રમાં રાઠોડ રાયસિંહ, સીસોદિયા જગમાલ આદિ કેટલાયે પ્રસિદ્ધ પુરુષો માર્યા ગયા હતા અને શાહી ફોજ હારીને પાછી ફરી હતી. આ જ લડાઈમાં પ્રસિદ્ધ દેવડા સમરા પણ માર્યો ગયો હતો, જેની છત્રી અહીં સિદ્ધેશ્વર મહાદેવના મંદિર સામે જ બનેલી છે. આ લડાઈ દત્તાણી ગામથી પૂર્વ થોડી દૂર આબૂની દક્ષિણ–પશ્ચિમી પર્વતશ્રેણીમાં થઈ હતી.[3]

આ ગામમાં અત્યારે શ્રાવકનું ઘર એક અને અગ્રવાલ મોદીનું ઘર એક છે.

---

૧. જૂઓ अंचलगच्छीयपट्टावली પૃ. ૧૨૭
૨. ,, ,, ,, પૃ. ૧૨૦
૩. જૂઓ सिरोही राज्यका इतिहास પૃ. ૪૪

## ૧૫. ધવલી

દત્તાણીથી ઉત્તરમાં ૨॥ માઇલિ અને ખરાડીથી વાયવ્ય ખૂણામાં ૧૫ માઇલિ દૂર "ધવલી" નામનું ગામ આવેલું છે. આ ગામ હણાદ્રા તહેસીલમાં છે.

**શ્રીમહાવીરસ્વામી ભ૦નું મંદિર :**

અહીં શ્રીમહાવીર સ્વામી ભ૦નું મંદિર છે. મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામી ભ૦ ના જમણા હાથ તરફ શ્રીશાંતિનાથજીની એક મૂર્તિ છે. ડાબા હાથ તરફ એકતીર્થીનું પરિકર ખાલી લાગેલું છે; તેમાં મૂર્ત્તિ નથી. તે પરિકરની ગાદી અલગ પડી છે. મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગાર ચોકી વગેરે છે. સં૦ ૧૯૬૧માં થોડાક ભાગમાં જીર્ણોદ્ધાર કરીને ધ્વજા દંડ–કલશ ચઢાવેલો છે, છતાં કેટલેક સ્થળે મરમ્મત–જીર્ણોદ્ધાર કરાવવાની જરૂરત છે.

આ જૈન મંદિરમાંથી સં૦ ૧૧૩૯ નો લેખ મળ્યો છે. તેથી આ મંદિર તેના કરતાં પણ વધારે પ્રાચીન હોવાનો સંભવ છે.

આ ગામમાં એક નાની જૈન ધર્મશાળા ને શ્રાવકનાં ઘર ૨ તથા અગ્રવાલનું ઘર ૧ છે.

## ૧૬. મારોલ

ધવલીથી પશ્ચિમ દિશામાં ૫ માઈલ અને ખરાડીથી વાયવ્ય ખૂણામાં ૨૦ માઈલ દૂર "મારોલ" નામનું ગામ આવેલું છે. આ ગામ મડાર તહસીલનું છે. તેની પોસ્ટ રેવદરમાં છે.

અહીં એક જૈન ધર્મશાળા છે. તેનો આગળનો ભાગ ધર્મશાળા તરીકે વપરાય છે. અંદરનો એક ઓરડો ઉપાશ્રય તરીકે રાખવામાં આવ્યો છે; જેમાં વાસણો અને કબૂતરની મકાઈ વગેરે ભરી રાખવામાં આવે છે. એક ઓરડામાં ઘર દેરાસર છે. તેમાં ધાતુની ચોવીશી ૧ ધાતુની પંચતીર્થી ૧ અને આરસની ચોવીશીના પટ વગેરેમાંથી અલગ પડી ગયેલી જિન મૂર્ત્તિ ૧ છે. ઉપરના ભાગમાં દેરાસર માટે ઓરડો તૈયાર થયો છે. તેનું તથા ધર્મશાળાનું કેટલુંક ચણતર કામ અધૂરું છે.

**દવસ્ત જૈનમંદિર :**

આ જ ધર્મશાળાની પાસે એક પ્રાચીન જૈનમંદિર હોવાનું લોકો કહે છે પણ મહમ્મુદ બેગડા (સમય ઈ૦ સ૦ ૧૪૫૯થી ૧૫૧૩)ના વખતમાં આ ગામ ભાંગ્યું ત્યારે મહાજન ચાલ્યા ગયા હતા, તે જ વખતે જૈનમંદિર પણ તોડી નાખેલું.

**રઘુનાજીનું મંદિર :**

અત્યારે આ જૈન ધર્મશાળાની બાજુમાં ગામના મધ્ય-

ભાગમાં, શ્રીરઘુનાથજી (વિષ્ણુ—રામચંદ્રજી)નું એક મંદિર આવેલું છે. તે મંદિરના દરવાજામાં બંને બાજુએ કાચી ઈંટોથી ચણેલી પોળ—ઓશરી બનેલી છે. ત્યાં હિંદુઓના સાધુ-સંતો આવીને ઊતરે છે. આ પોળના દરવાજાનાં પગથિયાં, તૂટી ગયેલા મંદિરના મકરાણાના સફેદ પથ્થરોથી બાંધેલાં જોવામાં આવ્યાં. તેમજ આ પોળના ચોતરામાં અને ભીંતોમાં જ્યાં ત્યાં આવા પથ્થરો ચણેલા જોવામાં આવ્યા, તેથી આ પથ્થરો કદાચ જૈનમંદિરોના હશે એવો સંદેહ થતાં શ્રાવકોને પૂછવાથી નક્કી થયું કે આ જૈનમંદિરના જ પથ્થરો છે. તેથી શ્રાવકો સાથે અંદર જઈને તપાસ કરતાં સ્પષ્ટ રીતે જણાયું કે પહેલાં આ જૈનમંદિર હતું; કારણ કે—અંદરના ભાગમાં જૈનમંદિરના મૂળ ગભારાની ત્રણે તરફની મકરાણાની ભીંતો ૧૦ થી ૧૫ ફૂટ જેટલી ઊંચી ઊભી છે અને ગૂઢમંડપની ભીંતો ૮ થી ૧૦ ફૂટ જેટલી મકરાણાના પથ્થરની ઊભી છે. ઉપરનાં શિખર અને ઘુમ્મટ પડી ગયેલાં છે. ચોકીનાં પગથિયાં વગેરે એમ ને એમ સાબૂત છે.

મૂળ ગભારાના દરવાજાની બારશાખ એમ ને એમ છે. તેમાં મંગલમૂર્તિ તરીકે તીર્થંકર ભગવાનની મૂર્ત્તિ કોતરેલી છે. મૂળ ગભારાની બહારની—પાછળની ભમતી તરફના ત્રણે બાજુના ત્રણે તરફના ગોખલામાં પણ શ્રીતીર્થંકર ભગવાનની મોટી મૂર્ત્તિઓ કોતરેલી હજુ વિદ્યમાન છે. તેમાંના વચ્ચેના ગોખની મૂર્ત્તિની પલાંઠી પર **શ્રીઆદિનાથઃ** આટલા અક્ષરો

કોતરેલા છે. મંદિરનો ઘાટ અને આકૃતિ પણ જૈનમંદિરના જેવી જ છે. ઉપર જણાવેલી પોળના એક ગોખલા ઉપર પાટિયાને બદલે એક પથ્થર ચણેલો છે. તે નકશીદાર સફેદ પથ્થર તીર્થંકર ભગવાનના પરિકરની ગાદીનો છે. તેના ઉપર વિ૦ સં૦ ૧૨૩૫ ના વૈશાખ સુદિ ૩ નો લેખ છે. તેમાં × × × શ્રાવકે શ્રીશીતળનાથ ભગવાનની મૂર્તિ ભરાવ્યાનું અને તેની પ્રતિષ્ઠા કરાવ્યાનું લખ્યું છે. ભાગ્યવશાત્ આ લેખવાળો ભાગ આગળ રહી ગયેલો હોવાથી માત્ર ૮–૧૦ અક્ષરો સિવાય બધો ભાગ સાબૂત રહી ગયો છે. ગયેલા અક્ષરો ઈરાદાપૂર્વક ઘસી નાંખ્યા હોય એમ જણાય છે. જો લેખવાળી બાજુ ભીંતમાં ચણાઈ ગઈ હોત તો આ લેખનો પત્તો લાગી શકત નહીં. આ પરિકરની ગાદીનો પથ્થર નાનો હોવાથી મૂ૦ ના૦ની ગાદી નહિ પણ બાજુની મૂર્તિ કે ગોખલામાંની મૂર્તિની ગાદીનો હશે એમ લાગે છે. આ ગાદીના લેખ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે, આ જૈનમંદિર વિ૦ સં૦ ૧૨૩૪માં અથવા તે પહેલાં બનેલું હતું. અહીંના લોકો કહે છે કે "મહમ્મુદ બેગડાએ આ મંદિર તોડી નાખેલું ત્યારથી ઘણાં વર્ષો સુધી આ મંદિર ખંડિત અવસ્થામાં પડી રહ્યું હતું. બાદ વિ૦ સં૦ ૧૯૩૨ માં ગામના વૈષ્ણવો–હિંદુ લોકોએ આ મંદિરના ઉપરના પડી ગયેલા ભાગને ઠીક કરાવી, ઈંટોથી ઉપરની થોડી થોડી ભીંતો ચણાવી, ઈંટો અને ચૂનાથી ઘુમ્મટ કરાવી લઈ તેમાં શ્રીરઘુનાથજીની મૂર્તિ બેસાડી દીધી છે. ત્યારથી આ મંદિર તેમના કબજામાં ગયું છે."

આગળના ભાગમાં પોળ અને પાછળના ભાગમાં એક–બે કાચાં મકાનો બંધાવ્યાં છે, તેમાં પૂજારીનું કુટુંબ રહે છે. મંદિરના ભાગમાં આ મંદિરની જગ્યામાં, આ મંદિરના તાબાની ગાયો વગેરે ઢોરો બંધાય છે. આ જગ્યા, પ્રાચીન જૈન મંદિર અને હાલની જૈન ધર્મશાળા, તે બંનેની વચ્ચે આવેલી છે. આ જમીનમાં ૧૦–૧૨ વર્ષો પહેલાં તીર્થંકર ભગવાનની મૂર્ત્તિનું નિશાન જરા દેખાવાથી ત્યાં ખોદાવતાં તેમાંથી નાની મોટી તીર્થંકર ભગવાનની ૮–૧૦ મૂર્ત્તિઓ નીકળી હતી. પણ એક સિવાય તે બધી ખંડિત—કકડા થઈ ગયેલી હોવાથી પાછી એ જ જગ્યાએ ભંડારી દેવામાં આવી છે. તેમાંથી જે એક નાની મૂર્ત્તિ સાબૂત નીકળી હતી, તે અત્યારે જૈન ધર્મશાળામાં રાખેલી છે.

આ જમીન પર તથા આસપાસમાં આ મંદિરના કોરણીવાળા અને સાદા કેટલાયે સફેદ પથ્થરો હજુ પણ જ્યાં ત્યાં પડેલા છે. બાકી કેટલાયે ઘડેલા અને નહિ ઘડેલા આ મંદિરના આરસના સફેદ પથ્થરો પગથિયાં, મંદિર તથા ઘરોની ભીંતોમાં અને ચોતરા વગેરેમાં ચણી દીધેલા છે.

આવી રીતે આ એક શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર મટીને હવે શ્રીરઘુનાથજીનું મંદિર થઈ ગયું છે. મંદિર, તેની આસપાસનાં મકાનો, પાસેની જમીન વગેરે બધું વૈષ્ણવોના તાબામાં છે અને ગામના શ્રાવકો પોતાની એ પ્રાચીન મિલ્કત હોવા છતાં ધર્મશાળાની એકાદ ઓરડીમાં

ધાતુની નાની એકાદ બે મૂર્ત્તિઓ પધરાવી સંતોષ માને છે. થોડી વસ્તી અને સામાન્ય સ્થિતિવાળા શ્રાવકો બીજું શું કરી શકે ?

અહીં ઓશવાળ શ્રાવકનાં ૧૬ ઘરો છે.

## ૧૭. ભટાણા

મારોલથી દક્ષિણ દિશામાં ૫ માઈલ અને ખરાડીથી પશ્ચિમમાં ૧૯ માઈલ પર “ભટાણા” નામનું ગામ આવેલું છે. આ ગામ મડાર તહેસીલમાં છે.

**શ્રીશાંતિનાથ ભ૦નું મંદિર :**

આ ગામમાં મૂળનાયકજી શ્રીશાંતિનાથ ભગવાનનું એક મંદિર છે. મૂળગભારો, ગૂઢમંડપ, આગળ છ ચોકીનો ભાગ હોલના જેવો છે; એને ફરતો કોટ છે. મૂ૦ ના૦ ઉપર તથા તેમની બંને બાજુની પાષાણની મૂર્ત્તિઓ પર સં૦ ૧૮૮૦ના લેખો છે. આ મૂર્ત્તિઓ ભટાણા ગામના શ્રીસંઘે ભરાવી છે. કુલે પાષણની ૪ મૂર્ત્તિઓ છે; તેમાં એક સાવ નાની છે. ચાંદીની ચોવીશી ૧, ધાતુની ચોવીશી ૧, ધાતુની પંચતીર્થી ૨, ધાતુની એકલમૂર્ત્તિ ૧ છે.

આ મંદિરમાં પરિકર અથવા પટમાંથી જુદી પડી ગયેલી ભગવાનની નાની મૂર્ત્તિ ૧ છે. અહીંનું મંદિર સો-દોઢસો વર્ષમાં અથવા સં૦ ૧૮૮૦ માં જ નવું થયું હોય એમ જણાય છે.

યક્ષ, ગરુડ અને નિર્વાણી દેવીની મૂર્તિઓ સં૦ ૧૯૮૪ના ફાગણ વદિ ૫ ના દિવસે નવી કરાવીને લાવવામાં આવી છે. તેની હવે પ્રતિષ્ઠા કરાવવાની છે.

મૂ૦ ના૦ ની ગાદી તથા દૃષ્ટિ નીચી છે. માટે ભગવાનનું ઉત્થાપન કરી ફરી પ્રતિષ્ઠા કરાવવાનો વિચાર શ્રીસંઘ કરી રહ્યો છે.

**પ્રાચીનતા :**

આ ગામના મંદિરનું વર્ણન—શ્રીમેઘરચિત **તીર્થમાલા** માં છે.[1] તેના કર્તાનો સત્તા–સમય સં૦ ૧૪૯૯ પહેલાંનો નિર્ણીત છે; તેથી આ ગામ તે કરતાં વધારે પ્રાચીન હોવાનું નક્કી થાય છે. તે સમયે અહીં એક જૈન મંદિર પણ હતું.

આ ગામમાં અત્યારે શ્રાવકોનાં ૪૦ ઘરો છે. ઉપાશ્રય ૧ અને ધર્મશાળા ૧ છે. એક જૈન પાઠશાળા પણ ચાલુ છે.

## ૧૮. મડાર

ભટાણાથી ૭ માઈલ વાયવ્ય ખૂણામાં અને ખરાડીથી પશ્ચિમમાં ૨૬ માઈલ પર "મડાર" નામનું ગામ આવેલું છે. આ સિરોહી રાજ્યની તહેસીલનું ગામ છે.

આ ગામમાં બે મંદિરો છે. એક શ્રીધર્મનાથજીનું તથા બીજું શ્રીમહાવીરસ્વામીનું મંદિર છે.

---

૧ જાઉં **ભટાણે** વીજૂએ પ્રસાદે પૂજઉં જૂજૂએ;
**प्राचीनतीर्थमालासंग्रह** પૃ૦ ૫૪; કડી. ૬૨.

(૧) શ્રીધર્મનાથ ભ૦નું મંદિર :

આ મંદિર જૂનું છે પણ ક્યારે બન્યું તેનો પત્તો લાગતો નથી. મૂ૦ ના૦ પર સં૦ ૧૬૭૪નો લેખ છે. બાજુની બંને મૂર્તિઓ પર સં૦ ૧૪૮૩ અને સં૦ ૧૯૦૩ના લેખો છે. આ મંદિરમાં મૂળ ગભારામાં જિનબિંબ ૩, અંબિકા દેવીની મૂર્તિ ૧, એક ગોખલામાં પાદુકા જોડી ૨ છે; તેના પર સં૦ ૧૭૮૦ નો લેખ છે. એ જ ગોખલામાં એક નાની જિનમૂર્તિ છે. જમણા હાથ તરફની ભીંતમાં શ્રીવીશ વિહરમાનનો એક પટ છે, તે ભીંતમાં ચણી લીધેલો છે. પંચતીર્થી ધાતુની ૨ અને ધાતુની એકલ મૂર્તિ ૧ છે.—આ બધું મૂળ ગભારામાં છે.

ગભારા બહારના મંડપમાં શ્રીપાર્શ્વનાથ ભગવાન તથા શ્રીવિમલનાથ ભગવાનના બે મોટા કાઉસગ્ગિયા છે. આ બંને કાઉસગ્ગિયા મનોહર અને પ્રાચીન જણાય છે. બંને કાઉસગ્ગિયા એક જ નમૂનાના ન હોવાથી જુદી જુદી વ્યક્તિએ પણ કરાવેલા હોય. શ્રીવિમલનાથજીના કાઉસગ્ગિયા પર સં૦ ૧૨૫૯ નો લેખ છે. પરિકરના ઉપરના ભાગનો એક અરધો ટુકડો છે, તેમાં નાની નાની ૬ જિનમૂર્તિઓ કોતરેલી છે. ઉપરના બંને કાઉસગ્ગિયા શ્રીમહાવીર સ્વામીની સાથે જ જમીનમાંથી નીકળ્યા હતા. આ ગૂઢમંડપમાં ધાતુની પંચતીર્થી તથા એકતીર્થી ૧૭ અખંડિત અને ૫ ખંડિત તથા નાની એકલમૂર્તિઓ ૧૦ છે.

**મેઘજી ભટ્ટારક :**

મંદિરની પાસે એક ઉપાશ્રય આવેલો છે તેને લોકો

પોશાળ કહે છે. તેમાં કેટલાંક વર્ષોથી મડાહડગચ્છીય શ્રીચક્રેશ્વરસૂરિ સંતાનીય ગૃહસ્થાશ્રમી ઘરબારી મહાત્મા (કુલગુરુ) મેઘજી ભટ્ટારક રહેતા હતા. તેથી છેલ્લાં થોડાંક વર્ષોથી આ મંદિરનો વહીવટ તેઓ કરતા હતા. કોઈ વખત તેને મડારના શ્રાવકો સાથે ઝગડો થતાં તેણે મંદિરને તાળાં લગાવી દીધાં. કોઈ પણ શ્રાવક—શ્રાવિકાને અંદર જવા કે દર્શન—પૂજન કરવા દેતા નહીં. એ અરસામાં મડારના પંચોએ ભેગા મળીને જબરજસ્તીથી તે મંદિર ઉઘડાવવાનો વિચાર કરી તે મહાત્મા પાસે જઈ મંદિરની કૂંચી માગી. મહાત્માએ નારાજ થઈ આવેશમાં આવી ગાળો દેતાં દેતાં કૂંચી ફેંકી પણ ભાવી ઊલટું જ હોવાથી તે કૂંચી હાથમાં લેનાર શ્રાવક એ જ વખતે અકસ્માત્ બિમાર થયો અને બે કલાકમાં મરી ગયો. બસ, લોકોને વહેમ પડ્યો કે મહાત્માએ મૂઠ મારીને તેને મારી નાખ્યો. કૂંચી ત્યાં ને ત્યાં રહી. મંદિર કોઈએ ખોલ્યું નહિ. પછી કોને ગરજ પડી છે કે માથું કોરે મૂકીને મંદિર ઉઘાડવા જાય ! એ વાતને આજકાલ કરતાં ૪૫ વર્ષો વીતી ગયાં. વચ્ચે થોડા થોડા પ્રયત્નો થયેલા પણ કાર્યસિદ્ધિ મળી નહિ. આખર તેનો ઉદયકાળ આવ્યો. શા. ધરમચંદજી તારાચંદજી તથા શા. જુવાનમલજી વકીલ વગેરે પંચોએ માત્ર બે દિવસના પ્રયત્નથી રાજની મદદ લઈ પર્યુષણાના કલ્પધરને દિવસે તાળાં ઉઘડાવી નાખ્યાં અને મંદિર તથા પોશાળનો કબજો લીધો. મંદિરમાં પૂજા શરૂ થઈ. આ મંદિરના ભગવાનનાં ૪૫ વર્ષે અહીંના શ્રાવકોને દર્શન થયાં. આ મંદિરની બધી મૂર્ત્તિઓ એ મહાત્માએ ઉત્થાપિત—અસ્થિર કરી નાખેલી. કાઉસગ્ગિયા પણ પબાસણ

વિના જમીન પર અસ્થિર છે. દંડ–કલશ નથી. તે બધું ઠીક કરાવવાની જરૂર છે.

**(૨) શ્રીમહાવીર સ્વામી ભ૦નું મંદિર :**

આ મંદિરની પ્રતિષ્ઠા સં૦ ૧૯૨૦માં થઈ છે. પણ તે સંબંધી લેખ નથી. મૂ૦ ના૦ની મૂર્ત્તિ તથા શ્રીધર્મનાથ ભગવાનના મંદિરમાંના બે કાઉસગ્ગિયા; જેમાંના એક પર વિ૦ સં૦ ૧૨૫૯ નો લેખ છે, તે ત્રણે મૂર્ત્તિઓ મડાર પાસેની બે ભાખરી (ટેકરી)ની વચ્ચેની જમીનમાંથી નીકળી હતી. ત્યારબાદ આ મંદિર બંધાવી તેમાં મૂ૦ ના૦ પધરાવ્યા અને કાઉસગ્ગિયા શ્રીધર્મનાથજી ભગવાનના મંદિરમાં જ રહ્યા છે. જ્યાંથી મૂર્ત્તિઓ નીકળી છે તે સ્થળે મકરાણાના છૂટાછવાયા ઘડેલા પથ્થરો પડ્યા છે અને કેટલાક પથ્થરો ત્યાંથી લોકો ઉઠાવી પણ ગયા છે. તેથી એ સ્થળે પહેલાં જૈન મંદિર હોવાની સંભાવના થાય છે. શ્રીમેઘ—રચિત **તીર્થમાલા**માંનો ઉલ્લેખ[1] કદાચ આ મંદિર માટે જ હશે.

મૂળ ગભારો, ગૂઢમંડપ, નવ ચોકી, શૃંગારચોકી અને ભમતીના કોટ યુક્ત આ મંદિર છે. મૂળ નાયકજી પર લેખ નથી. પણ મૂર્ત્તિ બહુ સુંદર છે. બીજી ત્રણે મૂર્ત્તિઓ પર સં૦ ૧૯૨૧ના લેખો છે અને મડારના શ્રીસંઘે એ મૂર્તિઓ કરાવ્યાનો તેમાં ઉલ્લેખ છે.

---

૧ મડાહડી સાહિ વડગામ સાચરઉ શ્રીવીર પ્રણામ.
**प्राचीनतीर्थमालासंग्रह** પૃ૦ ૫૪; કડી. ૬૧.

કુલે જિનબિંબ ૫, ધાતુની ચોવીશી ૧, ધાતુની પંચતીર્થી ૧, ચાંદીની ચોવીશી ૧ અને ચાંદીની એકલમૂર્ત્તિ ૧ છે. અંબાજીમાતા ૧, પદ્માવતીદેવી ૧ અને મણિભદ્રની મૂર્ત્તિ ૧ છે. શ્રીમહાવીર સ્વામીની મૂર્ત્તિ વગેરે સં૦ ૧૮૬૫ લગભગમાં જમીનમાંથી પ્રગટ થઈ તે જ વખતે આ નવું મંદિર બંધાવવાની શરૂઆત થઈ અને સં૦ ૧૯૨૦માં તેની પ્રતિષ્ઠા કરવામાં આવી.

### શ્રીમણિભદ્રને બદલે મડારદેવીનું દેરું:

મડાર ગામમાં એક ઊંચી ભાખરી ઉપર સદાશિવજી મહાદેવનું સ્થાન છે. પહાડની ગુફાને આગળના ભાગથી બાંધી લઈને માથે ઘુમ્મટ તથા પગથિયાં સાથે ઊંચો ચોતરો બનાવીને બે ખંડવાળા એક નાના દેરા સરખો આકાર બનાવેલો છે. તેને ગામના લોકો મડારદેવીના સ્થાન તરીકે ઓળખે છે ને પૂજે છે. ગામના લોકો પણ અત્યાર સુધી એમ જ સમજતા હતા. ત્યાં જઈને તપાસતાં તે દેરાના અંદરના અને બહારના ખંડમાંથી ઊંચા પથ્થરો ઉપર લાલ રંગથી લખેલા વિ૦ સં૦ ૧૬૭૪, ૧૭૮૭ અને ૧૭૮૭ ના એમ ત્રણ લેખો મળ્યા; જેમાં સ્પષ્ટ રીતે લખ્યું છે કે આ દેરું મણિભદ્રજી યક્ષ અને ચક્રેશ્વરસૂરિનાં પગલાં સ્થાપન કરવા માટે બનાવવામાં આવ્યું છે. તથા આમાં અંદરના ખંડમાં બીજા કોઈ આચાર્યનાં પગલાં સ્થાપન કરેલાં હતાં. આ પગલાં તેમ જ શ્રીચક્રેશ્વરસૂરિજીનાં પગલાં અહીં દેખાતાં નથી. બીજા ખંડમાં મુખ્ય સ્થાન પર પગલાં જોડી ૨ છે; જે પાછળથી

મૂકવામાં આવ્યાં હોય એમ જણાય છે. અને તેની નીચેના ભાગમાં પગલાં જોડી ૯ નો એક પટ છે. તેના પર ખોદેલા વિ૦ સં૦ ૧૭૭૧, ૧૭૭૧ અને ૧૯૫૭ના ત્રણ લેખો છે. એ બધાં પગલાં મડાહડગચ્છીય શ્રીચક્રેશ્વરસૂરિસંતાનીય (પાછળથી ગૃહસ્થાશ્રમી—ઘરબારી થઈ ગયેલ) ગુરાં—મહાત્માઓનાં છે. તેની બંને બાજુએ સાદા પથ્થરમાં બનાવેલી આશરે ચાર ફૂટ ઊંચી ગૃહસ્થ—શ્રાવકની બે મૂર્ત્તિઓ છે. તેમના હાથમાં કેશરની વાટકી અને બીજા હાથમાં ફળ અથવા કળશ છે. શરીર પર અંગરખુ અને ધોતિયાની નિશાની છે. ખભે દુપટ્ટો નાખેલો છે. તેના પર નામ કે લેખ નથી પણ તે બંને શ્રીમણિભદ્રની શ્રાવક અવસ્થાની મૂર્ત્તિઓ હશે એમ ચોકકસ જણાય છે. એ બંને મૂર્તિઓનું પેટ બહુ મોટું હોવાથી ગામના લોકો તેને મડારદેવી તરીકે માને છે. અહીં પ્રક્ષાલ–પૂજા કંઈ થતું નથી. હિંદુ લોકો કોઈ કોઇ વખત ફકત ગુલાલ ચડાવે છે.

અહીં બીજા દેવ—દેવી કે મનુષ્યોની ૧૪ મૂર્તિઓ છે.

આ દેરાના બહારના ચોતરાના ડાબા ખૂણા ઉપર એક પથ્થરમાં સં૦ ૧૨૮૭નો લેખ છે. દેરાની બહાર આ ચોતરા પાસે પણ એક એવી જ મોટી મૂર્ત્તિ છે. તેમના ગળામાં ખેસ—દુપટ્ટો નાખેલો છે.

આ દેરું અહીંના મડાહડગચ્છના યતિઓએ શ્રીમણિભદ્ર અને તેમના સમુદાયના યતિઓ—આચાર્યોનાં પગલાં વગેરે માટે બંધાવેલું છે.

ગામ બહાર પૂર્વ દિશામાં એક ચોતરાવાળી આંબલી છે ત્યાંથી, તથા સાતસેણુના રસ્તા તરફ વાળો (નાળું) આવે છે ત્યાંથી; એમ બંને જગાએથી ખંડિત જિનમૂર્તિઓ પહેલાં નીકળી હતી પરંતુ ખંડિત હોવાથી ત્યાં જ પાછી ભંડારી દેવામાં આવી હતી.

સુરહીનો લેખ :

મડાર ગામની બહાર પૂર્વ દિશામાં પાવડિયા ફળાની પાસે જેરાજના ચોતરા પાસે એક સરઈ (સુરભી)[1]નો લેખ

---

૧ સુરહી-સુરભી=ગાય. જે પથ્થરને મથાળે સૂર્ય અને ચંદ્ર કોતર્યા હોય, તેની નીચે વાછરડા સહિત અથવા વાછરડા રહિત ગાય કોતરેલી હોય અને તેની નીચે રાજા-મહારાજા, ઠાકોર, જાગીરદારો વગેરેએ ગામ-ગરાસ વગેરે અર્પણ કર્યા સંબંધીના લેખો ખોદેલા હોય એવા પથ્થરોને "સુરહી" કહેવામાં આવે છે. મારવાડ વગેરે પ્રદેશોમાં આજકાલ તેને "સરઈ" નામથી ઓળખવામાં આવે છે. આવા પથ્થરોને મથાળે સૂર્ય ચંદ્ર તથા ગાય કોતરવાની મતલબ એ છે કે દાન આપનાર—લેખ લખાવનાર પોતે જાહેર સૂચના કરે છે કે, મારું આ દાન અથવા આજ્ઞા, દુનિયા ઉપર જ્યાંસુધી સૂર્ય-ચંદ્ર વિદ્યમાન રહે ત્યાં સુધીને માટે અર્થાત્ કાયમને માટે જ છે. અમુક જ મુદતને માટે નથી. વળી મારા આ દાનને જે માણુસ પાછું ખેંચી લેશે—તેનો લોપ કરશે અથવા મારી આ આજ્ઞાનો ભંગ કરશે, તેને ધાવતા વાછરડા સહિત ઘાસ ખાતી ગાયને માર્યા જેટલું અર્થાત્ ગૌહત્યાનું પાપ લાગશે.

મુસલમાનો વગેરે જેઓ ગૌહત્યાના પાપને નથી માનતા અથવા તેને મોટું પાપ ગણતા નથી એવાઓ માટે આવા પથ્થ-

છે. "સં૦ ૧૩૫૨ વર્ષે ચૈત્ર શુદિ ૨ ગુરુવારે મહારાજ કુલશ્રી વિસલદેવ નિયુક્ત મહં મૂંજિગ પ્રભૃતિ પંચકુલે માંડવી (દાણુ)નો અમુક કર માફ કર્યો" તે સંબંધીનો લેખ છે.

તેની પાસેના એક ઘરમાં એક સરઈ છે. તેના પર સં૦ ૧૩૬૭ (૭૭) નો લેખ છે. **सरताणजी मडाहड** વગેરે નામો લખેલાં છે.

**છત્રી :**

ડીસા કેંપના રસ્તે ગામના ઝાંપામાં છત્રી નામનું પંચનું એક મકાન છે. તેમાં વચ્ચે ચોકમાં બે છત્રીઓમાં બે દેરીઓ છે. તેમાંની પાછલી દેરીમાં વિજયરાજસૂરિજીનાં પગલાં છે. પગલાં ઉપર ફક્ત નામ છે. સં૦ ૧૮—નો લેખ છે પણ બધો ચૂનામાં દબાઈ ગયો છે. ફક્ત નામ વંચાય છે. આગળની દેરીમાં ચાર જોડી પગલાંનો એક પટ છે. તેના પર લેખ છે પરંતુ અંધારાના લીધે તે વાંચી શકાતો નથી. યતિઓનાં પગલાં હશે; એમ લાગે છે. તેથી જરા આગળ ગામના ઝાંપામાં પડી ગયેલી એક જૈનોની ધર્મશાળા છે.

---

રોમાં ગાયને બદલે ગધેડો કોતરવામાં આવે છે. આવા કોઈ કોઈ પથ્થરોમાં તો સૃષ્ટિ વિરુદ્ધ અને ઘણું જ બીભત્સરૂપ કોતરવામાં આવે છે. આવા પથ્થરોને "ગધૈયા" કહેવામાં આવે છે. ગધેડો કોતરવાની મતલબ એ છે કે, જે આવા લેખમાં દર્શાવેલ દાનપત્રનો લોપ કરશે અથવા આ આજ્ઞાનો ભંગ કરશે તેને ગધેડા તરફ ઈશારો કરી ભૂંડી ગાળ આપવામાં આવે છે.

સકલેશ્વરજી :

કંસારાવાસ તરફથી ભાખર ઉપર થોડું ઊંચે જવાથી એક દેરી આવે છે, તેને લોકો "સકલેશ્વરજી"ના સ્થાન તરીકે ઓળખાવે છે. તે દેરીમાં મહાદેવનું લિંગ કે મૂર્તિ વગેરે કંઈ જ નથી પણ તેમાં મૂ૦ ના૦ના સ્થાને એક દેવીની મૂર્તિ છે. તેના ઉપરના બે હાથમાં અંકુશ અને નાગપાશ છે. નીચેના હાથમાં માળા અને ફળ અથવા ખાલી હોય તેમ લાગે છે. હસ્તિનું વાહન છે તેથી કોઈ પણ જૈન વિદ્યાદેવી અથવા યક્ષિણી હોવાનો સંભવ છે. સંભવતઃ આ મૂર્તિ ચક્રેશ્વરી દેવીની લાગે છે. શ્રીચક્રેશ્વરી દેવીને મારવાડના ઘણા શ્રાવકો "સંખેસરી" દેવી કહે છે. તેનો અપભ્રંશ થતાં સંખેસરીને બદલે સકલેશ્વર થઈ ગયું હોય એમ જણાય છે. અત્યારે અહીં જૈન વિધિ પ્રમાણે પૂજા થતી નથી. આ સ્થાનની નજીકમાં રહેલા કંસારા લોકો તેને કુળદેવી તરીકે માનવા લાગી ગયા છે, તેથી તેઓ વાર–તહેવારે સિંદૂર, પિત્તલપાન વગેરેથી શંગાર અને ધૂપ-દીપ કરે છે. બંને બાજુએ બીજી દેવ—દેવીઓની મૂર્તિ અને બહાર સન્મુખ ઝાંપામાં સવારીવાળા નાના હાથીઓની મૂર્તિઓ ૨ છે.

મારા ધારવા પ્રમાણે મડાર દેવીનું દેરું અને સકલેશ્વરનું દેરું—આ બંને સ્થાનો શ્રીધર્મનાથજીના મંદિરની પોશાળમાં રહેતા ગુરાંજી મહાત્માના તાબામાં હશે. તેણે પોતાની આ મિલ્કત છે એવા મદથી શ્રાવકોને તે સ્થાનો સોંપ્યાં નહિ હોય અને બેદરકારીને લીધે પોતે ત્યાં પૂજા–પાઠની પણ

વ્યવસ્થા રાખી નહિ હોય આમ તેના પ્રમાદથી ઉપરનાં બંને સ્થાનો જૈનોના કબજામાંથી નીકળીને હિંદુઓના કબજામાં ગયાં હોય એમ સ્પષ્ટ રીતે જણાય છે.

ભાખરીની નીચે પૂર્વ દિશામાં સાતસેણુના રસ્તા તરફ પહેલાં ગામ વસેલું હતું. અહીં પહેલાં વધારે જૈન મંદિરો હોવાં જોઈએ; કેમકે ચોતરાઓમાં, ગામના ઝાંપામાં, સાતસેણુના રસ્તા તરફના ઢોળાવમાં, ગામના ચોરાઓની ભીંતો વગેરે સ્થળે ઘડેલા અને નહિ ઘડેલા પથ્થરો ચણેલા તથા છૂટાછવાયા પડેલા જોવામાં આવે છે. શ્રીમહાવીરસ્વામીના મંદિર બહાર આરસના ઘડેલા સ્તંભો અને ટુકડાઓ હજુયે પડેલા છે.

**દેદાપર :**

મડારથી લગભગ ૧ ગાઉ દૂર વરમાણના રસ્તા તરફ એક "દેદાપર" નામનું ગામ હતું પણ અત્યારે તેનું નામનિશાન નથી. એક કારીગર કહે છે કે, તેના બાપે દેદાપરના તૂટી ગયેલા જૈન મંદિરના પથ્થરો લાવીને મડારમાં જ્યાં ત્યાં લગાવ્યા છે.

**પ્રાચીનતા :**

આ ગામનું પ્રાચીન નામ મડાહૃત, મડાહડ વગેરે પ્રાચીન ગ્રંથો અને શિલાલેખોમાં જોવામાં આવે છે. અત્યારે તેને મઢાર, મંડાર પણ કહે છે. આ ગામના નામ પરથી જ "મડાહડગચ્છ" પણ નીકળ્યો હતો.

આ મડાહૃત ગામમાં સં૦ ૧૧૪૩ માં શ્રીમુનિચંદ્રસૂરિના શિષ્ય શ્રીવાદી દેવસૂરિનો જન્મ થયો હતો.[૧]

---

૧ જૂઓ प्रभावकचरित માં श्रीवादिदेवसूरिचरित શ્લોક ૬—૧૩

મડાહડદેવીના મંદિરની બહાર ડાબા હાથ તરફના ચોતરાના ખૂણામાં એક પથ્થર છે; તેમાં સં૦ ૧૨૮૭નો લેખ કોતરેલો છે. તેમાં આ ગામનું નામ "મડાહડ" લખેલું છે. વળી આબૂ પરના લૂણવસહી મંદિરના શિલાલેખમાં તે મંદિરના અઠ્ઠાઈ મહોત્સવના નક્કી થયેલા દિવસોમાં ફાગણ વદિ ૮ ના દિવસનો ઉત્સવ મડાહડ ગામના લોકોએ ઉજવવો; એવો ઉલ્લેખ છે.[1] આ ઉપરથી આ ગામ એથી યે પ્રાચીન હોવું જોઈએ અને અહીં શ્રાવકોની વસ્તી પણ બહોળા પ્રમાણમાં હશે. સં૦ ૧૪૯૯ પહેલાં રચાયેલી મેઘ–રચિત **तीर्थमाला** માં આ ગામમાં ભ૦ મહાવીર સ્વામીનું મંદિર હોવાનું જણાવેલું છે.[2]

અહીં શ્રાવકનાં ૨૦૦ ઘર છે અને ઉપાશ્રય ૧ તપાગચ્છનો, ૧ લોંકાગચ્છનો, ૧ અંચલગચ્છનો, ૧ પોશાળ—એમ ચાર ઉપાશ્રય છે, તથા શ્રી સંઘની ૧ જૈનશાળા છે. તેમાં સાધુઓને ઉતરવા તથા વ્યાખ્યાનશાળા માટે અને સાધ્વીઓને ઉતરવા માટે, એમ જુદા જુદા ત્રણ વિભાગો છે. શાળામાં વ્યાવહારિક તથા ધાર્મિક શીખવાડાય છે. જૈન પંચ તરફથી એક સદાવ્રત ગરીબો માટે ચાલે છે. એક જૈન કન્યાશાળા પણ છે અને શ્રીકલ્યાણ જૈન લાયબ્રેરી પણ હમણાં જ સ્થાપન કરવામાં આવી છે. તપાગચ્છના ઉપાશ્રયમાં યતિ શ્રીવિવેકવર્ધનજી રહે છે.

---

૧ જૂઓ **अर्बुदप्राचीनजनलेखसंदोह** લેખાંક ૨૫૧.

૨ "**મડાહડી** સાઠી વડગામ, સાચરઉ શ્રીવીર પ્રણામ."
**प्राचीनतीर्थमालासंग्रह** પૃ. ૫૪—કડી. ૬૧.

**મગરીવાડા :**

અહીંથી ઈશાન ખૂણામાં ૪ાા માઈલ દૂર "મગરીવાડા" નામનું ગામ છે; ત્યાં અમે રહ્યા હતા. અહીં શ્રાવકનાં ૩–૪ ઘરો છે. દેરાસર, ઉપાશ્રય, ધર્મશાળા વગેરે કંઈ જ નથી. મગરીવાડાથી ઇશાન ખૂણામાં વરમાણ ૨ માઈલ થાય છે અને મગરીવાડાથી સીધે રસ્તે જતાં ઈશાન ખૂણામાં રેવદર ૬ાા માઈલ થાય છે.

## ૧૯. સાતસેણ

મડારથી નૈઋર્ત્ય ખૂણામાં ૨ાા માઈલ પર "સાતસેણ" નામનું ગામ આવેલું છે. આ ગામ પાલનપુર રાજ્યમાં પોથાવાડા તહેસીલનું છે.

**શ્રીશાંતિનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીશાંતિનાથ ભગવાનનું એક મંદિર છે. મૂ૦ ના૦ પર ૧૭૨૧ નો લેખ છે. જીર્ણોદ્ધાર કરાવતી વખતે આ મૂર્તિ સિરોહીથી લાવીને પધરાવી છે. મૂ૦ ના૦ સહિત કુલ ૪ જિનબિંબ છે. મૂળ ગભારો, ગૂઢમંડપ, છ ચોકી, શૃંગારચોકી અને ભમતીના કોટ યુક્ત શિખરબંધી આ મંદિર છે. પણ મંદિર પર ધ્વજા, દંડ, કળશ નથી. છ ચોકીમાં ઘણાખરા સ્તંભો અને દાસા તથા કુંભીઓ વગેરે કોઈ તૂટી ગયેલા જૈન મંદિરથી લાવીને લગાવેલા જણાય છે. મંદિરની છ ચોકીમાં ડાબા હાથ તરફના એક દાસા પર

સં. ૧૨૪૪નો લેખ છે, તેમાં દેલ્હણ નામના શ્રાવકે શ્રીપાર્શ્વનાથ ભગવાનની દેવકુલિકા કરાવ્યાનો ઉલ્લેખ છે. તે પણ બીજા મંદિરનો હોવો જોઈએ કેમકે એ દેવકુલિકાનો પથ્થર છે. તે દેરીની બારશાખને બદલે અત્યારે છ ચોકીના સ્તંભો ઉપર પાટ (પાટડા) તરીકે લાગેલો છે. વળી આ મંદિરમાં ભમતી પહેલાં દેરી બની હોય તેમ લાગતું નથી. કારણ કે દેરી બની શકે તેટલી જગ્યા જ નથી. તેમજ આ પથ્થરને લગાવતી વખતે લેખની બંને લાઈનોના છેડાના બબ્બે ચાર –ચાર અક્ષરો ઘડીને છોલી નાખ્યા છે. આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાય એમ છે કે આ પથ્થર બીજા મંદિરમાંથી અહીં લાવવામાં આવ્યો છે. સંભવત: આ બધું ગામથી બે ફર્લાંગ દૂર જૂના સાતસેન ગામમાં એક જૈન મંદિર તૂટી ગયેલું પડ્યું છે તેમાંથી લાવીને લગાવ્યા હોવા જોઈએ. અને બીજો લેખ સં. ૧૭૨૧ નો છે.

ગૂઢમંડપમાંથી મૂળ ગભારામાં જવાના મુખ્ય દરવાજાની પાસે જ એક થાળામાં મહાદેવજીનું લિંગ છે. તેની પૂજા જૈન મંદિરનો પૂજારી જ કરે છે. આ શિવલિંગને મરમ્મત કરાવતી વખતે બહાર ભમતીમાં એક જગ્યાએ મૂકાવ્યું હતું. મરમ્મતનું કામ પૂરું થઈ ગયા બાદ કોણે અને ક્યારે પાછું મૂળ ગભારા પાસે લાવીને મૂક્યું છે, તેની ખબર નથી.

આ મંદિરની દેખરેખ મડારવાળા રાખે છે અને ખરચની વ્યવસ્થા મડાર, પોથાવાડા વગેરે પાંચ ગામવાળા તરફથી

ચાલે છે. સં૦ ૧૯૨૨ થી આ મંદિરનો ખરચ ચલાવવાની વ્યવસ્થા થઈ છે. એક બે વર્ષ પહેલાં મંદિરની મરમ્મત થઈ છે.

અહીંથી શ્રાવકો લગભગ ૧૫૦-૨૦૦ વર્ષ પહેલાં ગામને ઝાંપે ગર્દભ[1] રોપીને ઉચાળો ભરી ચાલ્યા ગયા છે. હાલમાં એકે શ્રાવકનું ઘર નથી ઉપાશ્રય પણ નથી.

મડારવાસી એક બાઈએ અહીં એક ધર્મશાળા બંધાવી છે. સાધુ-સાધ્વી તથા શ્રાવકો ઊતરી શકે એવી વ્યવસ્થા તેમાં છે.

ગામથી લગભગ બે ફર્લાંગ દૂર પોથાવાડાના રસ્તા ઉપર જૂના સાતસેણ ગામમાં એક તૂટી ગયેલા જૈન મંદિરના ઘણા પથ્થરો પડ્યા છે. લોકો કહે છે કે—અહીંના બધા શ્રાવકો જ્યારે આ મંદિર નવું બંધાવતા હતા ત્યારે ગામના ઠાકોરની સાથે ઝગડો થવાથી મંદિરને પડતું મૂકી, ઉચાળો ભરી અને ગામનું પાણી હરામ કરી ગામને છોડી ચાલ્યા ગયા, તેથી જમીનથી ઉપર બે ત્રણ ફૂટ ઊંચા ચોતરા સુધીનું કામ મોજુદ છે. મૂળગભારાની જગ્યાયે હજુયે ઘણા પથ્થરો પડેલા છે, તેમાંથી જરૂર પૂરતા પથ્થરો ઉપરના મંદિરમાં લગાવ્યા હોવા જોઈએ.

---

૧ આ ગર્દભના ચિહ્નવાળા ગધયા-સરઈના લેખમાં સાતસેણુ મહાજને જણાવ્યું છે કે, અમારામાંથી બીજા કોઈપણ મહાજન અહીં રહેવા આવે તો તેને મહાજનની આણ છે અને તેને અમુક પ્રકારની ગાળો આપી છે.

પહેલાં મડાર વગેરે આસપાસના ગામોનાં શ્રાવકે વાર–તહેવારે તથા ખૂણો મૂકાવવા માટે નિયમિત રીતે અહીં જ આવતા પણ થોડાં વર્ષો પહેલાં મડારના લગભગ સો–બસો શ્રાવક—શ્રાવિકા અહીંનાં દર્શન કરી સાંજે પાછા મડાર જતાં હતાં ત્યારે ભિન્ન રાજ્ય હોવાથી અને ખાસ અંગત દ્વેષ–ઈર્ષ્યાના કારણે ભારે લૂંટફાટ થઈ. એક–બે શ્રાવકોનાં ખૂન પણ થઈ ગયાં; ત્યારથી મડારના શ્રાવકોએ સાતસેણ જવું બંધ કર્યું, એટલે મંદિરની આવક ઘટી અને દેખરેખમાં ખામી પડવા લાગી.

આ મંદિરના ખંડિયેરો પાસે રજપૂતના એક પાળિયા ઉપર સં૦ ૧૩૪૯નો લેખ છે તેથી આ ગામ સાડા સાતસો વર્ષોથી યે પ્રાચીન હોવાનું માની શકાય છે.

અહીંથી અમે પાછા મડાર આવ્યા.

## ૨૦. વરમાણ

મડારથી ઇશાન ખૂણામાં મગરીવાડા થઈને ૯॥ માઈલ પર "વરમાણ" નામનું ગામ આવેલું છે. આ ગામ મડાર તહેસીલનું છે.

### શ્રીમહાવીર સ્વામી ભ૦નું મંદિર :

અહીં મૂળ નાયકજી શ્રીમહાવીર સ્વામીનું એક વિશાળ અને મનોહર મંદિર અત્યારે વિદ્યમાન છે. મૂ૦ ના૦ની મૂર્તિ આશરે ૪ થી ૫ ફૂટ ઊંચી મનોહર અને પ્રાચીન

છે પણ કાન, તથા હાથ ખંડિત થયેલા હોવાથી નવા જોડચા છે. તેના ઉપર લેખ નથી. તેમની બાજુમાં શ્રીઆદીશ્વર ભગવાનની પ્રાચીન મૂર્ત્તિ છે. તેનું પરિકર, પરિકરની ગાદી અને પબાસણુ પણ જૂનું જણાય છે. પરિકરની ગાદીમાં ધર્મચક્રની બંને બાજુએ બે મૃગ છે અને ગાદી તથા પબાસણુમાં બંને બાજુએ એકએક હાથી નથી, માત્ર એક એક સિંહ જ છે. તેમની બાજુમાં મકરાણાના સફેદ પથ્થરમાં કોતરેલી એક સ્ત્રીની મૂર્ત્તિ છે. તેની નીચે મોટી ગાદી છે. અર્થાત્ ગાદી ઉપર તે બેઠેલી છે. કાંચળી, વગેરે કપડાં અને દાગીના પહેરેલાં છે. એક હાથમાં ચંદનની વાટકી અને બીજા હાથમાં ફૂલની માળા છે. તેથી આ શ્રાવિકાની મૂર્ત્તિ હોવાની ખાત્રી થાય છે. અહીંના લોકો આને ચક્રેશ્વરી દેવી કહે છે; પણ તે ખોટું છે. આ મૂર્ત્તિ ઉપર લેખ નથી.

આ મંદિરમાં મોટા અને મનોહર બે કાઉસગ્ગિયા છે. બંને પાર્શ્વનાથ ભગવાનના એકસરખા, બ્રહ્માણગચ્છના આ મંદિરમાં મડાહડગચ્છના પોરવાડ શ્રાવક પૂનસીહે કરાવેલા છે. બંને પર સં૦ ૧૩૫૧ના લેખો છે. મૂ૦ ના૦ કાઉસગ્ગિયા, તેની બંને બાજુએ પાંચ પાંચ અને એક માથે બેસાડેલી જિનમૂર્ત્તિ—એમ મળીને એકમાં બાર બાર મૂર્ત્તિઓ છે. બે ઇંદ્રો અને શ્રાવક શ્રાવિકા દરેકમાં છે.

એ રીતે કુલ જિનબિંબ ૨, કાઉસગ્ગિયા અને શ્રાવિકાની મૂર્ત્તિ ૧ છે. આ બધી મૂર્ત્તિઓ ગૂઢમંડપમાં જ છે. મૂળગભારામાં પબાસણુ વગેરે બધું તૈયાર હોવા છતાં બધી મૂર્ત્તિઓ ગૂઢમંડપમાં પણ વ્યવસ્થિત રીતે સ્થાપન કરેલી

નથી. શ્રાવકોના કહેવા મુજબ આ બધી મૂર્ત્તિઓ આમ ને આમ ગૂઢમંડપમાં જ પરોણા દાખલ છે.

મૂળગભારો, ગૂઢમંડપ, છ ચોકી, સભામંડપ, શૃંગાર-ચોકી, બંને બાજુએ દેરીઓ અને ગઢયુક્ત આ મંદિર બનેલું છે. આ મંદિરનું શિખર ઘણું ઊંચું છે.

આ મંદિર ઘણું ઊંચું અને વિશાળ છે. છચોકી અને સભામંડપના સ્તંભો તથા ઘુમ્મટોમાં સુંદર કોરણી કરેલી છે. એક ઘુમ્મટમાં વચ્ચે મહાલક્ષ્મીદેવી અને તેની પાસેના બીજા ઘુમ્મટમાં વચ્ચે અંબિકાદેવી કોતરેલાં છે.

આ મંદિરનો સભામંડપ કરાવ્યા સંબંધીનો વિ૦ સં૦ ૧૪૪૬નો એક લેખ અને પૂનિગ આદિ શ્રાવકોએ શ્રીબ્રહ્માણગચ્છના શ્રીમહાવીર સ્વામીના મંદિરની ભમતી-માંની શ્રીઅજિતનાથ ભગવાનની દેરીના ગુમ્મજની પદ્મશિલા[1] કરાવ્યા સંબંધીનો વિ૦ સં૦ ૧૨૪૨નો એક લેખ; એમ કુલ ૪ લેખો મળ્યા છે. આ લેખો ઉપરથી નીચેની હકીકત સિદ્ધ થઈ શકે છે:—

(૧) આ મંદિર શ્રીબ્રહ્માણગચ્છના શ્રાવકોએ બંધાવ્યું છે. (૨) આ મંદિર અસલથી જ શ્રીમહાવીર સ્વામી ભગવાનનું હતું. અને (૩) તે વિ૦ સં૦ ૧૨૪૨માં અથવા તે પહેલાં બનેલું છે.

---

૧ ઘુમ્મટમાં વચ્ચોવચ મધ્યભાગમાં લગાવવામાં આવતી મુખ્ય શિલાને પદ્મશિલા કહેવામાં આવે છે.

મંદિરમાં બીજું બધું સાબૂત છે પણ શૃંગારચોકી અને દેરીઓ પડી ગયાં હતાં તેને ઊતરાવી લઈ કામચલાઉ મરમ્મત કરાવીને કોટ તથા દરવાજાને દુરસ્ત કરાવી લીધેલ છે.

એકવાર થોડો જીર્ણોદ્ધાર થયો તેને પણ કેટલાંક વર્ષો થઈ ગયાં, અત્યારે ફરીવાર જીર્ણોદ્ધાર કરાવવાનો સમય આવી પહોંચ્યો છે, છતાં હજુ સુધી પ્રતિષ્ઠા થઈ નથી એ મોટી આશ્ચર્યની વાત છે.

આ મંદિરનો વહીવટ હાલ મડારના શ્રીસંઘના હાથમાં છે પણ તેઓ આ મંદિર માટે ખૂબ બેદરકાર હોય એમ જણાય છે.

**બ્રહ્માણસ્વામી :**

ગામની પૂર્વ દિશા તરફ ગામ બહાર "બ્રહ્માણસ્વામી" નામનું હિંદુઓનું વિશાળ મકરાણાનું સૂર્યમંદિર છે. આવું સુંદર સૂર્યમંદિર હિંદુસ્તાનમાં ભાગ્યે જ હશે. આ મંદિર સાતમી શતાબ્દિની આસપાસ બનેલું જણાય છે. તેના સ્તંભો ઉપર ૬ લેખો કોતરેલા મળે છે. જેમાં એક પરમાર રાજા ધુંધુકના પુત્ર પૂર્ણપાલના સમયનો છે. તેમાં લખ્યું છે કે "વિ૦ સં૦ ૧૦૯૯ જ્યેષ્ઠ સુદિ ૩ ને બુધવારના દિવસે પડિહારવંશી સારમના પુત્ર ણાયકે બ્રહ્માણસ્વામીના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો." તે સિવાય આ મંદિરમાં સં૦ ૧૦૭૬, ૧૩૧૫, ૧૩૩૦, ૧૩૪૨ અને ૧૩૫૬ ના લેખો મળે છે.

આ મંદિરનો ગભારો અને સભામંડપનો ભાગ વિદ્યમાન છે, તેમાં કારીગરીનું ખૂબ કામ કરેલું છે. બાકીનો ભાગ પડી ગયો છે. આ મંદિર ઊંચી ભમતી તેમજ ચોકીઓવાળું હતું. જ્યાં ત્યાં પથ્થરોના ખંડિત ટુકડાઓના ઢગલા પડયા છે.

**કાનવટ :**

અહીંથી એક માઈલ પર "કાનવટ" નામનું બહુ ઊંચુ તથા વિસ્તૃત વડનું વૃક્ષ છે. જેની સેંકડો શાખાઓ જમીનમાં જામી ગઈ છે. દૂરથી દેખનારને આ વૃક્ષ છત્ર જેવું દેખાય છે. આ રાજ્યમાં આટલું મોટું વડનું વૃક્ષ ક્યાંઈ નથી. આ વૃક્ષ નીચે શેષશાયી વિષ્ણુનું મંદિર હતું પરંતુ આ વૃક્ષે તેને તોડી નાખ્યું છે. હજુ મૂર્ત્તિ વિદ્યમાન છે. તેને લોકો કાનજી (કૃષ્ણ)ની મૂર્ત્તિ કહે છે. તેથી આ વડનું નામ પણ "કાનવટ" પડયું છે.

**વર્મેશ્વરનું મંદિર :**

અહીંથી થોડે દૂર એક નાળાની સમીપે વર્મેશ્વરનું મંદિર છે; જેમાં શિવની ત્રિમૂર્ત્તિ છે; આ મંદિરના ચોકમાં એક લક્ષ્મીની મૂર્ત્તિ પણ પડેલી છે જે વાસ્તવમાં કારીગરીનો ઉત્તમ નમૂનો છે. આની દીવાલોમાં સૂર્ય વગેરેની કેટલીયે મૂર્ત્તિઓ જીર્ણોદ્ધારના સમયે ચણી દીધેલી છે.

આ ગામમાં શ્રાવકોનાં ૪ ઘરો છે. પહેલાં ૮—૧૦ ઘરો હતાં. ઉપાશ્રય કે ધર્મશાળા નથી.

**ગામની પ્રાચીનતા :**

આ ગામ તેરસો વર્ષથી વધારે પ્રાચીન હોવાનાં પ્રમાણો મળ્યાં છે. આ ગામની આસપાસમાં નજરે પડતાં તૂટેલાં જૈન અને હિંદુઓનાં મંદિરો તથા પુરાણા જીર્ણશીર્ણ થઈ ગયેલા કૂવા, વાવો અને મકાનોનાં ખંડિયેરો એ વાતની સંપૂર્ણ રીતે ખાતરી આપે છે કે, આ ગામ પહેલાં ઘણી સમૃદ્ધિવાળો કસ્બો કે શહેર હશે. અત્યારે માત્ર રજપૂત, ખેડૂતો, રબારી વગેરેનાં સો–એક ઘરનું ગામડું છે. આ ગામનું નામ પ્રાચીન શિલાલેખોમાં "બ્રહ્માણ" લખેલું મળે છે, જેનું અપભ્રંશ નામ 'વર્માણ' થયું છે.

આબૂ ઉપર દેલવાડામાં આવેલા લૂણવસહી મંદિરની વર્ષગાંઠ નિમિત્તના અઠ્ઠાઈ—મહોત્સવના ત્રીજા દિવસ (ફાગણ વદિ ૫) નો મહોત્સવ કરવાનું કાયમને માટે "વરમાણ" ગામના શ્રીસંઘે માથે લીધું હતું. આબૂ ઉપરના જૈન મંદિરોના પ્રાચીન લેખોમાં શ્રીબ્રહ્માણના શ્રાવકોએ મૂર્તિઓ ભરાવ્યા વગેરે સંબંધીના ઉલ્લેખો મળે છે. આ બ્રહ્માણ ગામના નામ ઉપરથી જ શ્રીબ્રહ્માણગચ્છ નીકળેલો છે.

અત્યારે અહીં શ્રીમહાવીર સ્વામી ભ૦ નું એક જ જૈન મંદિર વિદ્યમાન છે. જ્યારે વિ૦ સં૦ ૧૭૫૫માં શ્રીમાન્ જ્ઞાનવિમલસૂરિજીએ રચેલી **तीर्थमाला**[૧]માં અહીં શ્રીજીરાવલા પાર્શ્વનાથનું મંદિર હોવાનું લખ્યું છે. અત્યારે શ્રીમહાવીર સ્વામીના મંદિરના કોટની દીવાલમાં

---

૧ "વિચિ બ્રહ્માણિ **જીરાઉલો**" **प्राचीनतीर्थमालासंग्रह** કડી. ૭૦

પ્રાચીન પડી ગયેલા જૈન મંદિરોના નકશીદાર ઘડેલા મકરાણા( આરસ )ના ઘણા પથ્થરો લાવીને જ્યાં ત્યાં ચણી દીધેલા છે; જેમાં કેટલાકમાં શ્રીતીર્થંકર ભગવાનની, ઇંદ્રોની અને બીજા દેવ, દેવીઓની મૂર્તિઓ પણ કોતરેલી છે. તેમજ આ ગામથી લગભગ અરધા માઈલ દૂર એક પડી ગયેલા મંદિરના ખંડિયેર પાસેથી હાલમાં જ આરસની એક જિનમૂર્તિ નીકળી હતી પણ તે ખંડિત હોવાથી પાછી ત્યાં જ જમીનમાં ભંડારી દેવામાં આવી હતી. આ બધાં કારણોથી સહજ રીતે સમજી શકાય છે કે, આ ગામમાં પહેલાં જૈન મંદિરો વધારે હશે અને શ્રાવકોની વસ્તી પણ ખૂબ હશે.

## ૨૧. જીરાવલા

વરમાણથી ઉત્તરમાં ૫ માઈલ અને હણાદ્રાથી પશ્ચિમમાં ૧૦ માઈલ દૂર "જીરાવલા" નામનું ગામ આવેલું છે. આ ગામ મડાર તહેસીલનું છે. આનાં જીરાપલ્લી, જીરિકાપલ્લી વગેરે પ્રાચીન નામો મળે છે.

### શ્રીજીરાવલા પાર્શ્વનાથ ભ૦ ( હાલ શ્રીનેમિનાથ ભ૦ ) મંદિર :

અહીં એક જૈન મંદિર ગામ બહાર પહાડની ઓથમાં જરા ઊંચાણ ભાગ પર આવેલું છે. આ શ્રીજીરાવલા પાર્શ્વનાથનું તીર્થ કહેવાય છે. પણ હાલમાં મૂળ ગભારામાં મૂળ નાયકજી શ્રીનેમિનાથ ભગવાન છે. આ ફેરફાર ક્યારે થયો,

મૂળ મંદિર ક્યારે બન્યું અને તેનો જીર્ણોદ્ધાર ક્યારે થયો, તથા મૂળ મૂર્ત્તિનું શું થયું તે કાંઈ જાણવામાં આવ્યું નથી. પરંતુ મૂળ ગભારાની બહારની ભીંતમાં જમણા હાથ તરફની ભમતીની છેલ્લી બે દેરીઓમાંની પહેલી દેરીમાં શ્રીપાર્શ્વ-નાથજીની ફણાવાળી લેપયુક્ત મૂર્ત્તિ છે, તેજ જીરાવલા પાર્શ્વ-નાથજીની અસલ મૂર્ત્તિ હોવાનું લોકો કહે છે. કોઇ એમ પણ કહે છે કે જ્યારે ગામ ભાંગ્યું ત્યારે મૂળ મૂર્ત્તિ ખંડિત થતાં તેને ભંડારી દીધી હશે, અથવા નાશ થયો હશે પણ પાછળથી આ મંદિરનો જીર્ણોદ્ધાર થતાં શ્રીનેમિનાથ ભ૦ને સ્થાપન કર્યા છે. મૂળ મંદિરના લેખો હશે પણ રંગરોગાનમાં દબાઇ ગયેલા હશે; એમ લાગે છે. ભમતીની દેરીઓની બારશાખો, સ્તંભો વગેરે ઉપર પુષ્કળ લેખો છે પણ તેના ઉપર ચૂનો લગાવી દીધેલો હોવાથી તે દેખાતા નથી. સફાઇ કરાવવાથી વાંચી શકાય એમ લાગે છે. પાછળથી અમે અહીંના તે બધા લેખો સાફ કરાવીને ઊતારી લીધા છે. તેમાં સં૦ ૧૪૨૧ અને ત્યાર પછીના લેખો જણાય છે. લગભગ સો જેટલા લેખો મળ્યા છે, એટલે મૂળ મંદિર તો સં૦ ૧૪૨૧ થી વધારે પ્રાચીન હોવું જોઈએ.

ઉપર્યુક્ત દેરીમાં લેપમય શ્રીપાર્શ્વનાથ ભ૦ની બાજુમાં એક બીજી શ્રીપાર્શ્વનાથજીની મૂર્ત્તિ છે. બાજુની દેરીના પથ્થરમાં દેરીયુક્ત કોતરેલી જિનમૂર્ત્તિ ૧, દેવીની મૂર્ત્તિ ૧ અને તેવો જ આરસનો નંદ્યાવર્ત ૧ છે.

મૂળ ગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગાર-ચોકી, અને બાવન જિનાલય હોવાથી બાવન દેરીઓ તથા

આજુબાજુમાં છ દેરીઓ છે. શ્રીપાર્શ્વનાથજીની દેરી પાસે એક મંડપ છે. મૂળ ગભારામાં મૂ૦ ના૦ ની મૂર્ત્તિ ૧, ધાતુની ચોવીશી ૧ અને ધાતુની એકતીર્થી ૧ છે. ગૂઢ-મંડપમાં યક્ષ—યક્ષિણીની મૂર્ત્તિઓ ૨ છે.

મંદિરની પાછળ મગરી (ટેકરી) ઉપર એક જૂનો કિલ્લો તૂટેલો છે. બીજાં મકાનોનાં ખંડેરો વગેરે પડયાં છે. પહેલાં આ મંદિરની આસપાસમાં ગામ હતું. પાછળથી નીચેની બાજુમાં ગામ વસ્યું છે. મંદિરની પાસે એક વાવ હાલમાં જ બની છે.

આ તીર્થની દેખરેખ ગામવાળા જ રાખે છે. મંદિરની મિલ્કત વગેરે તેમના જ હાથમાં છે. લગભગ દશથી પંદર હજાર રૂપિયા મંદિરખાતાના તેમની પાસે મોજુદ હોવા છતાં મંદિરનો જીર્ણોદ્ધાર કરાવતા નથી. તેમ પૂરતી સંભાળ પણ રાખતા નથી.

ગામમાં ઓસવાલ અને પોરવાડ શ્રાવકનાં ૧૦ ઘરો છે. ૧ ધર્મશાળા અને ૧ પંચાયતી મકાન પણ છે. સાધુ–સાધ્વીઓને ઊતરવા માટે સારું મકાન નથી. પંચાયતી મકાન અને ધર્મશાળાને સમરાવવાની જરૂરત છે.

તીર્થની વ્યવસ્થા ન હોવાનું કારણ આ ગામના બે તડોના કુસંપ ને લઈને જ છે. તેથી આ તીર્થ આણંદજી કલ્યાણજીની પેઢીને સોંપી દેવાની જરૂર છે.

અહીં પોષ સુદિ ૧૦ ના દિવસે મોટો મેળો ભરાય છે. તેમજ કાર્તિકી પૂર્ણિમાએ આસપાસના ગામવાળા યાત્રાર્થે

અહીં આવે છે. તેથી સારી ધર્મશાળા અને કારખાનાની વ્યવસ્થા થવાની જરૂરત છે.

**પ્રાચીનતાઃ**

વિ૦ સં૦ ૧૫૦૩ માં તપાગચ્છીય સોમધર્મગણિએ રચેલા **उपदेशसप्तति** નામના ગ્રંથના બીજા અધિકારના છઠ્ઠા ઉપદેશમાં આ તીર્થની ઉત્પત્તિ સંબંધે જે જણાવ્યું તે હકીકત નીચે મુજબ છે:—

" જીરિકાપલ્લી પુરી રૂપી સુંદરીના કંઠસ્થળમાં હારની તુલનાને ધારણ કરતા શ્રીપાર્શ્વજિનેશ્વરને પ્રણામ કરીને તેમના તીર્થ સંબંધી કથા જે પ્રમાણે સાંભળી છે તે પ્રમાણે પ્રકાશિત કરવામાં આવે છે.

પહેલાં વિ૦ સં૦ ૧૧૦૯ (૯૦)ના વર્ષમાં, અનેક જૈન અને શૈવ પ્રસાદોથી સુંદર બ્રહ્માણ (વર્માણ) નામના મહાસ્થાનમાં ધાંધલ નામે ધનાઢ્ય શ્રેષ્ઠ શ્રાવક થઈ ગયો. એ જ નગરમાં સરળ સ્વભાવી એક વૃદ્ધ ડોશી પણ રહેતી હતી. તેની એક ગાય સેહિલી નદી પાસેના દેવીત્રીગિરિની ગુફામાં દૂધ ઝરતી હતી. સાંજે તે ઘેર આવતી ત્યારે કંઈ પણ દૂધ આપતી નહિ. તેને કેટલાક દિવસો પછી પરંપરાથી તે સ્થાનની જાણ થઈ. તેણીએ આ વૃત્તાંત (ત્યાંના) ધાંધલ વગેરે મુખ્ય પુરુષોને કહ્યું. તેમણે મનમાં વિચાર્યું કે તે સ્થાન પ્રભાવક હોવું જોઈએ. તે વ્યવહારીઓ પવિત્ર થઈને રાત્રે એકઠા થઈ, પંચ નમસ્કાર મંત્રનું સ્મરણ કરીને એ પુણ્યસ્થાને સૂઈ ગયા, ત્યારે સ્વપ્નમાં નીલવર્ણો

ઘોડા ઉપર સવાર થયેલા કોઈ સુંદર પુરુષે તેમને પવિત્ર વચન કહ્યું કે, 'જ્યાં તે ગાય દૂધ ઝરાવે છે ત્યાં શ્રીપાર્શ્વનાથ ભ૦ની મૂર્તિ રહેલી છે, તેનો હું અધિષ્ઠાયક છું. જે રીતે તેની પૂજા થાય એ રીત તમે આદરો;" એમ કહીને તે દેવ અન્તર્ધાન (અદૃશ્ય) થઈ ગયો. પ્રભાતે તેઓ ત્યાં ગયા. ભૂમિને ખોદી (નીકળેલી) મૂર્ત્તિને જેવા રથમાં સ્થાપન કરવા લાગ્યા તેવા જ જીરાપલ્લીપુરીના મનુષ્યો ત્યાં આવ્યા. તેઓએ કહ્યું કે, 'આપનું અહીં આવવું અનુચિત છે. અમારા (ગામના) સીમાડામાં રહેલું બિંબ તમે કેમ લઈ શકો?' આ પ્રકારનો વિવાદ થતાં તેમાંના વૃદ્ધો કહેવા લાગ્યા, 'એક તમારો અને એક અમારો—એમ બે બળદો (રથને) જોડો. જે તરફ એ બંને બળદો તેમને લઈ જાય તે તરફ ભગવાનને પોતાની ઇચ્છાથી જવા દો. કર્મબંધના કારણભૂત આપના વિવાદથી શું ફળ? એમ કરતાં તે બિંબ જીરાપલ્લીમાં આવ્યું. મહાજનોએ તેમનો મોટો પ્રવેશોત્સવ કર્યો. સંઘે બધાની અનુમતિપૂર્વક પહેલાં ત્યાં ચૈત્યમાં શ્રીમહાવીર ભ૦નું બિંબ હતું, તેનું ઉત્થાપન કરી, તે બિંબ (પ્રગટ થયેલા પાર્શ્વબિંબ)ને મૂળ નાયક તરીકે સ્થાપન કર્યું. અનેક પ્રકારના અભિગ્રહો લઈને ત્યાં અનેક સંઘો આવે છે અને તેમની અભિલાષાઓ ત્યાંના અધિષ્ઠાયક દેવ પૂરી કરે છે. આ પ્રકારે તે તીર્થ બન્યું. હવે બધા શ્રેષ્ઠીઓમાં ધુરંધર ધાંધલ શેઠ દેવદ્રવ્યની ચિંતા—વહીવટ કરે છે.

એક વખત ત્યાં જાવાલિપુર (જાલોર)થી યવનો—

મુસલમાનોનું સૈન્ય આવ્યું,[1] તેને દેવે સવાર થઈને નસાડયું હતું. સૈન્યમાંથી મુનિનો વેશ ધારણ કરનારા સાત શેખો લોહીના કુંપા ભરીને ત્યાં આવ્યા. દેવની સ્તુતિ કરવાના બહાને તેઓ એ દેવમંદિરમાં રહ્યા. તેમણે રાત્રે લોહીના છાંટા નાખી મૂર્ત્તિનો ભંગ કર્યો. કેમકે શાસ્ત્રવાણી એવી છે કે, 'લોહીનો સ્પર્શ થતાં યે દેવોની કાંતિ ચાલી જાય છે.' તે પાપીઓ તરત જ (ત્યાંથી) નાસી ગયા. કેમકે એવાઓને સ્વસ્થતા હોતી નથી. તેઓએ કરેલું એવું અયોગ્ય કાર્ય પ્રભાતે જોવામાં આવ્યું ત્યારે ધાંધલ વગેરેના હૃદયમાં અત્યંત ખેદ થયો. ત્યાંના રાજાએ સૈનિકો મોકલીને તે સાતે દુષ્ટ શેખોને માર્યા અને સેના પોતાના નગરમાં ગઈ.

ઉપવાસ કરતા પોતાનો વહીવટ કરનાર (ધાંધલ)ને દેવે કહ્યું, 'ખેદ ન કર, કેમકે નિર્દય મનુષ્યો પર હું પણ

---

૧ આ મુસલમાનોનું સૈન્ય તે અલ્લાઉદ્દીનનું જ સૈન્ય હતું. અલ્લાઉદ્દીને સં૦ ૧૩૬૮ માં કાન્હડદેવને મારી જાલોર સર કર્યું. આ હકીકત कान्हडदेप्रबंध માં વિસ્તારથી છે, તેમાં તે સર કર્યાની સાલ વિશે જણાવ્યું છે કે,

"બેટી ભણઈ, 'અવધારુ તાત, સંવત **તેર અડસઠ્ઠિઈ** વાત;
ષષ્ઠી દિવસ, માસ વૈશાખ, સે ગુરુવાર, ઉજળી પાખ.

का. प्र. ખંડ ૩, કડી ૨૦૯

આ જ સાલમાં જીરાપલ્લી ઉપર પણ મુસલમાનોનું સૈન્ય ચડી આવ્યું, એ હકીકત जीरापल्लिमंडनपार्श्वनाथविनति નામના પ્રાચીન સ્તોત્રની ૯ મી કડીમાં પણ સાબીત કરતાં જણાવ્યું છે કે,

તેરહસઈ અડસઠ્ઠા (સં. ૧૩૬૮) વરસિહિં,
અસુરહ દલુ જીતઉ જિણિ હરસિહિં, ભસમગ્રહ વિકરાલે. કડી ૯

શક્તિમાન થતો નથી. આ ૯ ખંડોને એકઠા કરી તું જલદીથી ૯ શેર પ્રમાણ લાપસીમાં નાખ અને સાત દિવસ સુધી બન્ને કમાડ વાસી દે.' દેવનું આ પ્રકારનું વચન સાંભળીને તે ગોષ્ઠિક–વહીવટ કરનારે તે પ્રમાણે બધું કર્યું. એવામાં સાતમે દિવસે એક સંઘ (ત્યાં) આવ્યો. તેણે ઉત્સુકતાથી દ્વાર ઉઘાડીને જેવી તે મૂર્ત્તિ જોઈ, તેવી જ કંઈક ન જોડાયેલા અવયવોવાળી તે મૂર્ત્તિ લોકોને જોવાઈ. હજી પણ તે મૂર્ત્તિના અંગ પર ૯ ખંડો સ્પષ્ટરીતે જોવાય છે.

તે શાહીઓ (યવનો) જેવા પોતાના નગરમાં પ્રવેશ્યા કે તરત જ ઘરો સળગવાના અને દ્રવ્યો (વસ્ત્ર, અનાજ વગેરે)નો નાશ થવાના ઉપદ્રવો થયા. આ બધું તે દેવે કરેલું જાણીને ભયભીત થયેલા તે રાજાએ પોતાના મંત્રીને ત્યાં મોકલ્યો. દેવે સ્વપ્નમાં તેને આ પ્રકારે કહ્યું: 'જો તે રાજા અહીં આવીને પોતાનું મસ્તક મુંડાવશે, તો જ નગર અને રાજાનું કુશળ–ક્ષેત્ર થશે.' રાજાએ તે પ્રમાણે કરવાથી, અનેક પ્રકારના ભોગ, યોગ કરાવવાથી તેમજ મોટી પ્રભાવનાઓ કરવાથી તે (રાજા) સુખી થયો.

આ પ્રકારે ચડતી કળાવાળા અને માહાત્મ્યથી દેદીપ્યમાન આ તીર્થમાં એક વખત દેવે પોતાનો વહીવટ કરનારા પુરુષને સ્વપ્નમાં કહ્યું કે, 'મારા જ નામથી દેવની બીજી મૂર્તિ અહીં સ્થાપન કરો; કેમકે વિકલ અંગવાળી આ મૂર્ત્તિ મુખ્ય સ્થાને શોભતી નથી.' તેથી શ્રીપાર્શ્વનાથ ભ૦ ની નવી મૂર્ત્તિ ત્યાં સ્થાપન કરવામાં આવી, જે આજે પણ આ લોક

અને પરલોકના ફળની ઈચ્છાવાળા મનુષ્યો વડે પૂજાય છે. તેમની જમણી બાજુએ તે પ્રાચીન પ્રતિમા મૂકવામાં આવી, જેને નમસ્કાર, ધ્વજા, પૂજા વગેરે (સૌથી) પ્રથમ કરવામાં આવે છે. જીર્ણ થવાથી આજે આ મૂર્તિ દાદા પાર્શ્વનાથના નામે કહેવાય છે. તેમની આગળ પ્રાયઃ મુંડનાદિ કરવામાં આવે છે. 'ધાંધલના સંતાનમાં સીહડ નામે વળી ચૌદમો ગોષ્ઠિક થયો;' એવું ઐતિહાસિક વચન સ્થવિરોએ કહ્યું છે.

આ જીરાપલ્લીનો પ્રબંધ જેવો મેં સાંભળ્યો તેવો જ રચ્યો છે; તેથી બહુશ્રુત પુરુષો હૃદયમાં મધ્યસ્થભાવ ધારણ કરીને સાંભળો.

મહેશ્વર કવિએ રચેલા **काव्यमनोहर** નામના કાવ્યમાં જણાવ્યું છે કે,

"માંડવગઢના રહેવાસી સોનગિરા શ્રીમાલવંશીય ઝંઝણ-શાહ, જેઓ પંદરમી સદીના ઉત્તરાર્ધમાં પાદશાહ આલમ-શાહના રાજ્યમાં અધિકારી હતા, તેમને ૧ ચાહડ, ૨ બાહડ, ૩ દેહડ, ૪ પદ્મસિંહ, ૫ આલ્હરાજ અને ૬ પાહૂ નામે છ પુત્રો હતા. તેમાંથી ચાહડે જીરાપલ્લી અને આબૂની યાત્રા કરતાં ઘણું દ્રવ્ય ખરચ્યું હતું. પાંચમા પુત્ર આલ્હરાજ સંઘવીએ જીરાપલ્લી મહાતીર્થમાં ઊંચા તોરણોવાળો ને મોટા થાંભલાવાળો ચંદરવાના વસ્ત્રોથી વિભૂષિત મંડપ કરાવ્યો હતો. આ આલ્હરાજ નિરંતર દાન આપવાથી પૃથ્વીમાં પ્રસિદ્ધ થયો હતો અને છઠ્ઠા પુત્ર સંઘવી પાહૂએ

જિનભદ્રસૂરિ વગેરે ગુરુઓની સાથે જીરાપલ્લી અને અર્બુદ તીર્થની યાત્રા કરી હતી.[2]

આ ગામમાં સં૦ પેથડ અને સં૦ ઝાંઝણે સં૦ ૧૩૨૧ મા વર્ષે જૈન મંદિર કરાવ્યાનું **उपदेशतरङ्गिणी** માં લખ્યું છે.[3]

આ તીર્થમાં યાત્રાર્થે મોટા સંઘ સહિત સં૦ સંડાક શ્રીલક્ષ્મીસાગરસૂરિ સાથે આવ્યા હતા.[4] વળી સંઘવી વેલાએ (સમય સં૦ ૧૫૨૧ પહેલાં) શ્રીસુમતિસુંદરસૂરિના ઉપદેશથી

---

२. जीरापल्लयभिधानके पुरवरे श्रीचाहडः संघपो
यात्रां संविदधे तथाऽर्बुदगिरौ तीर्थे व्ययं तादृशम् ।
सर्वत्रागतसंघपालनपरो वंशे प्रयातोन्नति-
र्विन्नैर्वाजिभिरंशुकैर्बहुविधैः संपूरयन् तं पृथक् ॥ २१ ॥
श्रीमङ्गलाह्वये नगरे सुयात्रां सुतीर्थे आल्हाभिधसंघपालः ।
दानं ददानः सततं जनेभ्यो वित्तौघपूर्णः प्रथितः पृथिव्याम् ॥ ३१ ॥
जीरापल्लीमहातीर्थे मण्डपं तु चकार सः ।
उत्तोरणं महास्तम्भं वितानांशुकभूषितम् ॥ ३२ ॥
श्रीपाहुसंघाधिपतिश्चकार यात्रां स्वकीयर्गुरुभिः समं सः ।
दानाग्र तुष्टो जिनभद्रमुख्यैर्जीरादिपल्लयर्बुदनामतीर्थे ॥ ३३ ॥
—काव्यमनोहर सर्ग ७ श्लोक २३, ३१ थी ३३.

३. इत्यादि तपा० श्रीधर्मघोषसूरिदत्तोपदेशवासितचेतसा सं० पेथडकेन सं० झाञ्झणेन च सं० १३२१ वर्षे मण्डपदुर्गकर्हेटकजीरापल्लीश्रीशत्रुञ्जयादिषु ८४ प्रासादाः काञ्चनकलशाञ्चिताः कारिताः ।
—उपदेशतरङ्गिणी पृ० ११८

४. स्वं मन्यमाना गदराजकुञ्जर श्रीसंडकेभ्याः सफलं जनुस्ततः ।
श्रीजीरपल्लीप्रभुपार्श्वतीर्थकृद्यात्रामकार्षु. कुशलेन सोत्सवम् ।
—गु० र० का० सर्ग. ३. श्लो० १६

સુલતાનનું ફરમાન લઈ રતલામ, ઈલાદુર્ગ (ઈડર) વગેરે સ્થળોના સંઘ લઈને જીરાપલ્લીપુરની યાત્રાઓ કરી હતી.[૫]

સીરોહીમાં લક્ષ (લાખા) રાણાના અમાત્યો, સંઘ લઈ શત્રુંજયની યાત્રા કરી સંઘપતિ થયેલા પ્રા૦ કો૦ (પ્રાગ્વાટ, કોરંટગચ્છીય) ઉજલ અને કાજાએ શ્રીસોમદેવસૂરિ સાથે જીરાપલ્લી પાર્શ્વનાથની સાત દિવસ સુધી યાત્રા કરી.[૬] શ્રીસોમદેવસૂરિનો સત્તા સમય ૧૬.મી શતાબ્દિનો છે.

આ સિવાય બીજા ઘણાયે આ તીર્થની યાત્રા કર્યાના ઉલ્લેખો મળે છે.

આ ગામના સં૦ ૧૪૨૧ અને તે પછીના સમયના શિલાલેખો મળે છે.

શ્રીમેઘે સં. ૧૪૯૯ની આસપાસ રચેલી તીર્થમાલામાં જીરાવલા પાર્શ્વનાથ પ્રત્યે લોકોની ભક્તિ કેવી હતી અને ત્યાં હંમેશાં કેટલાય સંઘો અને યાત્રાળુઓ આવતા હતા, તેનો ઉલ્લેખ કર્યો છે.[૭] વળી સં૦ ૧૭૪૬ માં

---

૫. જૂઓ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ.

૬. श्रीसोमदेवैः सह सूरिभिः पुरा
यौ जीरपल्ल्यां जिनपार्श्ववन्दनम् ॥
—गु० र० का० सर्ग. १. श्लो० ६५.

૭... ...... ...... ...... ...... જાસિઉં હિવ જીરાઉલી,
પ્રગટ પાસ કરઉ અતિ ભલઉ સકલ સામિ શ્રીજીરાઉલઉ;
સદા સંઘ આવઈં અતિ ઘણા પ્રત્યા પૂરઈ સવિહું તણાં,
ભાજઈં ભીડ રોગ–સવિ ગમઈ, જીરાઉલઉ પાસ ઈણિ સમઈ.
મેઘ–રચિત તીર્થમાલા કડી. ૫૯–૬૦ પૃ૦ ૫૪.

શીલવિજયજી એ રચેલી તીર્થમાલામાં પણ જીરાઉલાનું વર્ણન છે.[૮]

## ૨૨. ભાંમરા

જીરાવલાથી ૩ માઈલ અને હણાદ્રાથી વાયવ્ય ખૂણામાં ૮ માઈલ દૂર "ભાંમરા" નામનું ગામ આવેલું છે.

**ઘર દેરાસરઃ**

અહીં ધમશાળાના એક ઓરડામાં ઘર દેરાસર રાખેલું છે. તેમાં ધાતુની ચોવીશી ૧, પંચતીર્થી ૩, સિદ્ધચક્ર ૧, અને અષ્ટમંગલ ૧ છે. મંદિર ખાતાના ઉપકરણોની જરૂરત છે.

ધર્મશાળાની પાસે જ ગામના પ્રમાણમાં એક નવું ઘર-દેરાસર તૈયાર થાય છે. તે પૂરું થયે ભગવાનને તેમાં પધરાવવાના છે. દેરાસરની બાજુમાં થોડી જગા ખાલી પડી છે.

અહીં પોરવાડ શ્રાવકનાં ઘર ૭ છે.

## ૨૩. રેવદર

ભાંમરાથી દક્ષિણમાં ૪ાા માઈલ અને હણાદ્રાથી પશ્ચિમમાં ૮ માઈલ દૂર "રેવદર" નામનું ગામ આવેલું છે. આ ગામ મડાર તહેસીલનું છે.

---

૮. જીરાઉલિ દાદો દીપતો તેજિ ત્રિભુવન રવી જીપતો,
પ્રાચીન-તીર્થમાલાસંગ્રહ કડી. ૫૨, પૃ. ૧૦૫

**શ્રીઆદીશ્વર ભ૦નું મંદિર :**

અહીં એક મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર છે. મંદિર ગામના પ્રમાણમાં ઠીક છે. મંદિરનો પાયો સં૦ ૧૮૯૫માં નંખાયો હતો. મૂ૦ ના૦ જીની મૂર્ત્તિ ઉપર સં૦ ૧૯૦૩નો લેખ છે. આ દેરાસરની પ્રતિષ્ઠા સં૦ ૧૯૦૫માં થઈ છે. દેરાસર એ જ વખતે નવું બનેલું છે. મૂળ તો ઘર દેરાસર હતું પરંતુ પાછળથી ઉપર શિખર બંધાવી લીધું છે.

આ મંદિરમાં પાષાણનાં જિનબિંબ ૫, ધાતુની ચોવીશી ૨, એકતીર્થી ૧, પંચતીર્થી ૧, ધાતુની નાની એકલમૂર્ત્તિ ૧; એમ કુલે ધાતુ મૂર્ત્તિઓ ૫ છે. અંબાજીની મૂર્ત્તિ ૧ છે.

અહીં શ્રાવકોનાં ૪૫ ઘર છે. તેમાં ઓશવાળનાં ૭ ઘર છે અને ૩૮ ઘરો પોરવાડનાં છે. ઉપાશ્રય ૧ અને ધર્મશાળા ૨ છે. એક બીજો ઉપાશ્રય હતો તે પડી ગયો છે તેને થોડા ખર્ચે સમરાવી શકાય તેમ છે.

આ ગામ સં૦ ૧૮૪૦માં વસ્યું છે.

## ૨૪. સેલવાડા

રેવદરથી ઈશાન ખૂણામાં ૫ માઈલ અને હણાદ્રાથી પશ્ચિમમાં ૩॥ માઈલ દૂર "સેલવાડા" નામનું ગામ આવેલું છે. આ ગામ પામેરા તહેસીલમાં છે.

**શ્રીઋષભદેવ ભ૦ નું ઘર-દેરાસર:**

અહીં મૂ૦ ના૦ શ્રીઋષભદેવ ભગવાનનું એક ઘર-દેરાસર છે. આ મંદિરમાં પાષાણનાં ૩ જિનબિંબો ઋષભદેવ ભગવાનનાં જ છે. મૂ૦ ના૦ પર સં૦ ૧૭૪૫નો લેખ છે અને બંને બાજુની બંને મૂર્ત્તિઓ પર સં૦ ૧૯૫૨ના લેખો છે. આ બંને મૂર્ત્તિઓ અહીંના શ્રાવકોએ જ ભરાવેલી છે. આ ઘર-દેરાસરને નવું બનાવી તેમાં મૂ૦ ના૦ શ્રીઋષભદેવ ભગવાનની એક મૂર્ત્તિને સં૦ ૧૯૩૫ના જેઠ સુદિ પને બુધવારે સ્થાપિત કરેલી છે. બીજી બે મૂર્ત્તિઓ પાછળથી પધરાવેલી છે.

આ મંદિરમાં ધાતુની ચોવીશી ૧ પંચતીર્થી ૨ અને પાર્શ્વનાથ ભગવાનની ધાતુની નાની એકલમૂર્ત્તિ ૧ છે. મણિભદ્રજીની મૂર્ત્તિ ૧ છે.

અહીં પોરવાડ શ્રાવકનાં ૧૨ ઘરો છે. દેરાસરની પાસે જ એક અસ્તવ્યસ્ત ઉપાશ્રય છે.

આ ગામના મધ્યભાગમાં એક મોટું જૈન મંદિર હતું પણ અત્યારે ખંડેર માત્ર છે. તેની પાસે નકશીદાર મકરાણાના ઘડેલા અનેક પથ્થરોના ઢગલા પડ્યા છે. પાસે જ લક્ષ્મીનારાયણનું મંદિર નવું બંધાવતાં જૈન મંદિરના પથ્થરો, તેમાં તથા પાસેના ચોરાની ભીંત વગેરેમાં લગાવી દીધેલા નજરે પડે છે. લક્ષ્મીનારાયણના મંદિરની ભીંતમાં ગોઠવાયેલા એ પથ્થરોમાં તો તીર્થંકર પ્રભુની એક એક કોરેલી મૂર્તિઓ પણ વિદ્યમાન છે.

ભાંમરા અને સેલવાડાના રસ્તા વચ્ચે એક પડી ગયેલું જૈનમંદિર છે; જેનો કેટલોક ભાગ અને ભીંતો વગેરે હજુ ઊભાં છે.

## ૨૫. લોરલ

સેલવાડાથી નૈઋર્ત્ય ખૂણામાં ૨॥ માઈલ અને હણાદ્રાથી નૈઋર્ત્ય ખૂણામાં ૪॥ માઈલ દૂર "લોરલ" નામનું ગામ આવેલું છે.

**શ્રીશાંતિનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીશાંતિનાથ ભગવાનનું ગામના પ્રમાણમાં ઠીક જેવું નાનું પણ શિખરબંધી એક મંદિર છે. મૂ૦ ના૦ વગેરે સાથે ત્રણ જિનબિંબો છે. આ ત્રણે મૂર્ત્તિઓ પર સં૦ ૧૯૨૧ના લેખો છે. તે સિવાય ધાતુની ચોવીશી ૧, પંચતીર્થી ૨, અને નાની એકલમૂર્ત્તિ ૧ છે.

અહીંના મંદિરનો પાયો સં૦ ૧૯૦૫માં નાંખાયો અને પ્રતિષ્ઠા સં૦ ૧૯૨૭ના જેઠ સુદિ ૧૩ના દિને થઈ છે. પ્રતિષ્ઠા કરાવનાર શ્રીઋદ્ધિસાગરજી છે.

મંદિરની પાસે એક જૂનો ઉપાશ્રય હતો પરંતુ તેને મંદિરના ખરચે મંદિરમાં જ મેળવી દીધો છે. તેમાં મૂર્ત્તિ બિરાજમાન કરવા માટે પબાસણ તૈયાર કરી રાખેલું છે. પરંતુ હવે તેમાં મૂર્ત્તિ બેસાડવાની નથી. નવો ધ્વજા-દંડ ચઢાવવાના છે.

અહીં પોરવાડ શ્રાવકનાં ૨૨ ઘરો છે. ધર્મશાળા ૧ છે. બે ત્રણ પંચાયતી મકાનો પણ છે.

અહીંથી સેલવાડા જતાં વચ્ચે ૧ માઈલ પર "સાપોલ" નામનું ગામ આવેલું છે. અહીં પોરવાડ શ્રાવકનાં ૨ ઘર છે. મંદિર કે ધર્મશાળા નથી.

## ૨૬. ડાક

લોરલથી પૂર્વ દિશામાં ૨ માઈલ અને હણાદ્રાથી નૈઋત્ય ખૂણામાં ૩ માઈલ દૂર "ડાક" નામનું ગામ આવેલું છે. તે પામેરા તહેસીલમાં છે.

**જૈન મંદિર:**

અહીં એક જૈન મંદિર ખાલી પડ્યું છે. મૂળ ગભારો ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગાર ચોકી અને ભમતીના કોટ યુક્ત કોરણીભર્યું આ મંદિર મકરાણાનું બનેલું છે. મૂળ ગભારો, ગૂઢમંડપ અને નવચોકી હજુ સુધી સાબૂત ઊભેલાં છે. બાકી શૃંગાર ચોકી અને કોટ વગેરે પડી ગયાં છે. આ મંદિર ૫૦૦-૭૦૦ વર્ષનું પ્રાચીન જણાય છે. મૂળ ગભારામાં મૂ૦ ના૦ જીનું પરિકર હજુ લાગેલું છે. કદાચ તેની ગાદીમાં લેખ હશે. ત્યાં લાકડાં ભરેલાં હોવાથી તે તપાસી શકાયું નથી. જાગીરદારના વાંસડા ખાલી કરાવીને તપાસવાની જરૂર છે.

ગામ પ્રાચીન હોય તેમ લાગે છે. અહીં પહેલાં શ્રાવકોનાં ઘરો પણ હશે. અત્યારે તો બીજી વર્ણનાં લગભગ ૫૦-૭૫ ઘર છે. ધર્મશાળા વગેરે કંઈ જ નથી.

## ૨૭. ડબાણી

ડાકથી વાયવ્ય ખૂણામાં ૧ માઈલ અને હણાદ્રાથી નૈઋર્ત્ય ખૂણામાં ૨ાા માઈલ દૂર " ડબાણી " નામનું ગામ આવેલું છે. આ ગામ પામેરા તહેસીલમાં છે.

**શ્રીઆદીશ્વર ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર ૧ છે. તે પર સં૦ ૧૯૨૧ અને બાજુની બે મૂર્ત્તિઓ પર સં૦ ૧૯૫૯ ના લેખો છે. બધી મૂર્ત્તિઓ હજુ પરોણા દાખલ ગૂઢમંડપમાં જ છે. પહેલાં આ બધી મૂર્ત્તિઓ ઉપાશ્રયના ઘર–દેરાસરમાં હતી. પછી આ મંદિરનો સં૦ ૧૯૬૯ માં પાયો નંખાયો. લગભગ દશેક વર્ષથી મંદિર તૈયાર થયેલું હોવા છતાં શ્રાવકો પ્રતિષ્ઠા કરાવતા નથી, એમ જાણી અમે પ્રતિષ્ઠા કરાવવા માટે ઉપદેશ આપ્યો; એના પરિણામે એકાદ વર્ષમાં જરૂર પ્રતિષ્ઠા કરાવીશું એમ ત્યાંના લોકો કહેતા હતા.

કુલે આરસનાં જિનબિંબ ૩ અને ધાતુની ચોવીશી ૧ છે. મૂળ ગભારો, ગૂઢમંડપ, છ ચોકી, રંગમંડપ અને શૃંગાર-ચોકી વગેરેથી યુક્ત શિખરબંધી મંદિર ગામના પ્રમાણમાં નાનું પણ સુંદર તૈયાર થયેલું છે.

આ ગામ નદીની પેલી બાજુ વસતું હતું પણ પાછળથી ત્યાંથી ઊઠીને અહીં વસ્યું છે. તેથી આ ગામ ઘણું પ્રાચીન હોવા છતાં અહીં પ્રાચીનતાની કંઈ જ

નિશાની નથી. તેમજ જૂની જગ્યામાં પણ મકાનોના પાયા સિવાય બીજું કંઈ જ પ્રાચીનતા નિર્ણાયક સાધન નથી.

અહીં તૂટી ગયેલું પ્રાચીન જૈન મંદિર હોવું જોઈએ પણ તે જાણી શકાતું નથી. ગામના ચોરામાં મકરાણાના સફેદ મોટા મોટા પથ્થરો લગાવેલા જણાય છે તે સંભવતઃ જૈન મંદિરના હશે; એમ લાગે છે.

**પ્રાચીનતાઃ**

દેલવાડાના લૂણવસહી મંદિરના સં૦ ૧૨૮૭ ના વ્યવસ્થા સંબંધી ગદ્ય[1] લેખમાં લખ્યું છે કે: "શ્રીનેમિનાથ ભ૦ ની વર્ષગાંઠ નિમિત્તના અઠ્ઠાઈ મહોત્સવના છઠ્ઠા દિવસનો ઉત્સવ હણાદ્રા અને ડબાણી ગામના શ્રીસંઘે કરવો."

વળી એ જ લેખમાં "ચંદ્રાવતીના રાજા સોમદેવ અને તેમના પાટવીકુંવર કાન્હડદેવે આ ગામ આબૂ ઉપરના શ્રીનેમનાથ ભ૦ ની પૂજા આદિ ખરચ માટે લૂણવસહી નામના મંદિરને **यावच्चन्द्रदिवाकरौ** અર્પણ કર્યું છે;" એવો ઉલ્લેખ છે.

## ૨૮. હણાદ્રા

ડબાણીથી ઇશાન ખૂણામાં ૨॥ માઈલ, અને આબૂથી પશ્ચિમ દિશામાં આબૂ પહાડથી ૨ માઈલ અને ડાકથી ઈશાન ખૂણામાં ૨ માઈલ દૂર "હણાદ્રા" નામનું ગામ આવે છે. આ ગામ પામેરા તહેસીલમાં છે.

૧. જૂઓ "**अर्बुदप्राचीनजैनलेखसंदोह**" લેખાંક ૨૫૧.

**શ્રીઆદીશ્વર ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભગવાનનું પ્રાચીન મંદિર છે. મૂ૦ ના૦ જીની મૂર્ત્તિ મનોહર છે. તેના પર લેખ નથી. તેમની પાસે શ્રીપાર્શ્વનાથજીના બે કાઉસગ્ગિયા પાછળથી સ્થાપન કરેલા છે; જેના ઉપર સં૦ ૧૫૩૨ નો લેખ છે. ગૂઢમંડપમાં પાષાણનાં જિનબિંબ ૩ અને સરસ્વતી-દેવીની પાષાણમૂર્ત્તિ ૧ છે. મૂળ ગભારામાં ધાતુની ચોવીશી ૧, પંચતીર્થી ૮, એકતીર્થી ૩ અને નાની એકલ પ્રતિમા ૧; એમ કુલ ૧૩ મૂર્ત્તિઓ છે. નવચોકીમાં જમણા હાથ તરફ ચક્રેશ્વરીદેવીની મૂર્ત્તિ ૧ તથા મણિભદ્ર યક્ષની મૂર્ત્તિ ૧ છે. જમણા હાથ તરફના (ભમતીના) ગભારામાં પંચતીર્થીના પરિકર યુક્ત મૂ૦ ના૦ શ્રીગોડી નવફણા પાર્શ્વ-નાથજીની મૂર્ત્તિ ૧ છે. ગભારા બહાર વચ્ચે ત્રણ ગઢયુક્ત એક સમવસરણ છે. ડાબા હાથ તરફના ગભારામાં (ભમતીમાં) જિનબિંબ ૩ છે.

મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગાર-ચોકી, બંને તરફની ૧૬ દેરીઓ તથા બે ગભારા, ભમતીના કોટ સાથે શિખરબંધી આ મંદિર છે. બધી દેરીઓ ખાલી છે. મંદિર પ્રાચીન જણાય છે. પરંતુ અંદરના ભાગમાં બધે કલાઈ (પ્લાસ્તર) કરેલું હોવાથી મૂળ મંદિર બન્યાનો સંવત્ મળી શક્યો નથી. નવચોકીમાં જમણા હાથ તરફ વચ્ચે પાષાણમાં કોતરેલો શ્રીસિદ્ધચક્રજીનો યંત્ર ૧ છે. તેની બંને બાજુ થઈને પાદુકા જોડી ૨ છે. તેમાં એક પાદુકા ખાસ સિદ્ધચક્રજીની છે. તેના પર સં૦ ૧૫૦૧ નો

લેખ છે. તેમાં **हडाद्रा** એવો ગામનો ઉલ્લેખ મળે છે. આ ઉપરથી આ મંદિર તે કરતાં યે પ્રાચીન હોવું જોઈએ. વળી બીજી પાદુકા પર સં૦ ૧૬૮૮ નો લેખ છે, તે આદીશ્વર ભગવાનની હોય એમ લાગે છે. તેની પાસે શ્રીજિનદત્તસૂરિજી અને શ્રીજિનકુશળસૂરિજીની એક જ પથ્થરમાં કોતરેલી પાદુકા જોડી ૨ છે. તે નવી હોઇ પાછળથી સ્થાપન થયેલી લાગે છે. તેના પર લેખ છે પણ વંચાતો નથી.

શ્રીગોડી પાર્શ્વનાથજીના ગભારા બહાર વચ્ચે ત્રણ ગઢ યુક્ત સુંદર સમસવરણ છે. તેમાં ઉપર એક જ પથ્થરમાં મંદિર અને શિખરના આકાર યુક્ત ચારે જિન મૂર્ત્તિઓ કોતરેલી છે. તેની ઉપરની પટ્ટીમાં લેખ છે પણ ખંડિત હોવાથી વંચાતો નથી. સંવત્ નથી.

એક ગોખલામાં પરિકરમાંથી છૂટી પડી ગયેલી ઇંદ્રની મૂર્તિ ૧ છે. ડાબા હાથ તરફના ગભારામાં મૂ૦ ના૦ શ્રીશંખેશ્વર પાર્શ્વનાથજી છે. તેમની બંને બાજુએ ત્રણુતીર્થી તથા એકતીર્થીના પરિકરવાળી નાની એક એક જિનમૂર્ત્તિ છે.

જિનમાતૃ પટનો એક ટુકડો રખડતો અમને મળી આવેલો; જેને એક દેરીમાં મૂકાવ્યો છે, તે સમવસરણ પાસેની ભીંતમાં લાગેલો પ્રાચીન ટુકડો હતો. બે લાઈનોમાં થઈને ૧૦ ખંડો પાંચ વર્ષ પહેલાં બરાબર હતા. તેને ભીંતમાંથી કાઢતાં બેદરકારીથી ખંડિત કરી નાખ્યો છે. અત્યારે માત્ર છ ખંડો સાબૂત રહ્યા છે. તેમાં ઉપરની લાઈનમાં વચ્ચે ઋષભદેવ ભગવાનની મૂર્ત્તિ કોતરેલી છે અને બાકીના દરેક ખંડમાં

ભગવાનના પિતા, ભગવાન, પિતાના માથે છત્રધારણ કરનાર, અને માતા એમ ચાર મૂર્ત્તિઓ કોતરેલી છે. હવે માતાજીના ફક્ત પાંચ જ ખંડો જ સાબૂત રહ્યા છે. દરેક ખંડની નીચે ભગવાનના પિતા તથા માતાનાં નામો લખેલાં છે. સૌથી નીચેના ભાગમાં કદાચ સંવત્ આદિ લેખ હશે; પણ તે ભાગ અત્યારે મોજુદ નથી. આ પટ પ્રાચીન લાગે છે. આવા ચાર મૂર્ત્તિવાળા પટ બહુ ઓછા જોવામાં આવે છે.

આ મંદિરના જીર્ણોદ્ધારનું કામ ચાલે છે. ઘણુંખરું કામ થઈ જવાથી હવે મંદિર સારું દેખાય છે.

મંદિરની નજીકમાં અમદાવાદના શેઠ હઠીભાઈએ બંધાવેલી એક જૈન ધર્મશાળા છે. તેની મરમ્મત થઈ છે. બીજી નવી ધર્મશાળા ( ઉપાશ્રય ) નું કામ અધૂરું છે. મંદિરની સામે જ એક ઉપાશ્રય છે.

**પ્રાચીનતા :**

આબૂ પર દેલવાડા ગામમાં બનેલા વસ્તુપાલના પ્રસિદ્ધ લૂણવસહી દેરાસરના વિ૦ સં૦ ૧૨૮૭ના શિલાલેખમાં આ ગામનું નામ **हंडाउद्रा** છે; જેમાં તે મંદિરની વર્ષગાંઠના અઠ્ઠાઈ મહોત્સવના ૬ઠ્ઠા દિવસ ( ફાગણ વદ ૮ ) નો મહોત્સવ કરવાનું આ હંડાઉદ્રા તથા ડબાણી ગામના શ્રાવકોએ માથે લીધેલું; એમ લૂણવસહીના વ્યવસ્થા સંબંધીના શિલાલેખથી જણાય છે.

આ ગામનું પ્રાચીન શિલાલેખોમાં નામ **हंडाउद्रा**

લખેલું મળે છે. આ ગામમાં પહેલાં શ્રાવકોની વસ્તી સારી હતી. સંભવતઃ જૈનમંદિરો પણ તે સમયમાં વધારે હશે. કેમકે સં૦ ૧૭૪૬ માં શ્રીશીલવિજયજીએ રચેલી **તીર્થમાલા**માં પાર્શ્વનાથ પ્રભુના મંદિરનું વર્ણન છે.[૧]

આબૂરોડ સ્ટેશન અને ત્યાંથી આબૂ ઉપર ચઢવા માટેની ૧૮ માઈલની પાકી સડક નહોતાં બન્યાં ત્યાં સુધી આબૂ ઉપર ચઢવા માટે અહીંથી જ મુખ્ય રસ્તો હતો, તેથી સંઘો, યાત્રાળુઓ, આબૂ કેંપની ફોજ, અને રૈયત વગેરે અહીંથી જ ચઢતાં ઉતરતાં, અને તેઓ માટે બધો સામાન પણ અહીંથી જ ચઢતો. વળી સરકારી ઓફીસરોના તથા રાજપૂતાનાના રાજામહારાજાઓ અને વકીલોના ડેરા ( ઉતારા ) અહીં બનેલા હતા. તેમાં તેઓના નોકરો અને વાહનો વગેરે રહેતાં, તેથી ત્યાં સુધી આ ગામ ઘણું આબાદ હતું. અત્યારે તેની આબાદી તદ્દન તૂટી ગઈ છે.

અહીંથી અગ્નિખૂણા તરફ ૧॥ માઈલ જતાં સિરોહી સ્ટેટનો ડાક—બંગલો આવે છે. ત્યાંથી ૦॥ માઈલ આગળ જતાં આબૂની તળેટી આવે છે. અહીંથી આબૂ ઉપર ચડવાની નાની પણ સુંદર સડક બાંધી છે. આ તરફના લોકો હજી પણ આ રસ્તે આબૂ ઉપર ચડે છે. અને માલ લાદેલા પોઠિયા, પાડા, ઘોડા વગેરે આ રસ્તે થઈને આબૂ ઉપર જાય છે. બીજું કોઈ પણ વાહન આ રસ્તે ચડી શકતું નથી.

૧ ગિરિ ભેટીપાજિ ઉતર્યા ગામ હણાદ્રામાંહિ સંચર્યા;
પુન્યિ પેખ્યા પારસનાથ સુરનર જોડી સવિ હાથ.

પ્રાચીનતીર્થમાલાસંગ્રહ ૫૧, કડી ૫. ૧૧૫

આ ગામમાં અત્યારે શ્રાવકોનાં ૩૦ ઘર છે. તેઓ ધર્મશાળાનો ઉપયોગ જમણવાર માટે કરે છે. આબૂ ઉપર જનારા યાત્રાળુઓ માટે ધર્મશાળા કામમાં આવતી નથી. જો ધર્મ-શાળાની સારસંભાળ સારી રીતે લેવામાં નહિ આવે તો થોડા વખતમાં તે હતી નહોતી થઈ જશે. અત્યારે પણ સિરોહી, કાલંદ્રી, જાવાલ, મડાર અને ડીસા વગેરે પરગ-ણાના યાત્રાળુઓ આ રસ્તાથી આબૂ ઉપર ચડે છે.

**કોડીધ્વજનું મંદિર વગેરે :**

અહીંથી લગભગ ત્રણ માઈલ ઉપર આબૂની નીચે એક પહાડી પર "કોડીધજ"નું સૂર્યનું મંદિર છે. તેમાં સૂર્યની પ્રાચીન મૂર્ત્તિઓ મળી આવે છે. મંદિરના સભામંડપના સ્તંભ પર વિ૦ સં૦ ૧૨૦૪નો ખોદેલો લેખ છે. અહીં બીજાં પણ નાનાં મોટાં ઘણાં મંદિરો છે.

આ પહાડીની નીચે દૂર દૂર સુધી મકાનોનાં નિશાનો માલમ પડે છે અને જ્યાં ત્યાં દેવીઓ વગેરેની કેટલીક મૂર્ત્તિઓ પડેલી જણાય છે. કેટલાકના કહેવા મુજબ પહેલાં કોડીધજની નીચે "ઝોરાપાટણ" નામનું શહેર હતું; જેનાં આ નિશાન છે. અહીંથી ૦॥ માઈલ ઉપર "લાખા-વતી" નામની પુરાણી નગરીનાં ચિહ્ન છે.

## ૨૯. માલગામ

હણાદ્રાથી ઉત્તરમાં ૨॥ માઈલ પર "માલગામ" નામનું ગામ આવેલું છે. આ ગામ પામેરા તહેસીલમાં છે.

**શ્રીસુમતિનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીસુમતિનાથ ભગવાનનું એક મંદિર છે. તે નવું જ થયેલું છે. તેની પ્રતિષ્ઠા સં૦ ૧૯૬૭ ના વૈશાખ સુદિ ૧૦ ને બુધવારે થઈ છે. તે પહેલાં ધર્મશાળામાં ઘર–દેરાસર હતું. મૂ૦ ના૦ પર સં૦ ૧૬૨૫ અને બંને બાજુની બંને મૂર્તિ પર સં૦ ૧૫૪૫ ના લેખો છે. તથા જમણા ગોખલાની મૂર્તિ પર પણ સં૦ ૧૫૪૫ નો લેખ છે. મૂ૦ ના૦ સિવાય ત્રણે લેખો કૃત્રિમ હોય તેમ લાગે છે. કુલ આરસનાં જિનબિંબ ૬ છે અને ધાતુની ચોવીશી ૨, પંચતીર્થી ૧, એકતીર્થી ૨, ધાતુની નાની એકલ-મૂર્તિ ૧, યક્ષની મૂર્તિ ૧, યક્ષિણીની મૂર્તિ ૨, મણિ-ભદ્રની મૂર્તિ ૧ છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છ ચોકી, રંગમંડપ, શૃંગારચોકી અને ભમતીના કોટ સહિત શિખરબંધી છે. આ મંદિરનો પાયો સં૦ ૧૯૨૯માં નંખાયો હતો.

અહીં શ્રાવકનાં ઘર ૪૪ છે. તેમાં ૧૫ ઘર પોરવાડનાં છે, બાકીનાં વીશા ઓશવાળનાં છે. ધર્મશાળા ૧ અને ઉપાશ્રય ૧ છે.

## ૩૦. પોસીંદ્રા (પોઈંદ્રા)

માલગામથી વાયવ્ય ખૂણામાં ૦॥ માઈલ અને હણાદ્રાથી વાયવ્ય ખૂણામાં ૩॥ માઈલ દૂર "પોસીન્દ્રા" નામનું ગામ છે. આ ગામ પામેરા તહેસીલમાં છે.

**શ્રીપાર્શ્વનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીપાર્શ્વનાથ ભગવાનનું એક મંદિર છે. તેની પ્રતિષ્ઠા સં૦ ૧૯૧૯ માં થઈ છે. અહીંના શ્રાવકો કહે છે કે આ ગામમાં પહેલાં ત્રણ મંદિરો હતાં પણ તે બધાં પડી ગયાં હતાં તેથી એ ત્રણેને એકઠાં કરી આ એક મંદિર બંધાવવામાં આવ્યું છે. પરંતુ આ ત્રણે મંદિરોની અત્યારે કાંઈ પણ નિશાની દેખાતી નથી. મૂ૦ ના૦ આદિ ત્રણે મૂર્તિઓ પર લેખો છે. પણ વંચાતા નથી. આ મંદિરમાં કુલ જિનબિંબ ૪ છે અને યક્ષિણીની મૂર્તિ ૧ છે.

મૂળગભારો, ગૂઢમંડપ, છ ચોકી, શૃંગારચોકી અને કોટયુક્ત શિખરબંધી આ મંદિર છે.

અહીં શ્રાવકનાં ઘર ૧૫ છે; તેમાં ૨ ઘર પોરવાડનાં છે. બાકી બધાં વીશા ઓશવાલનાં છે. ઉપાશ્રય ૧ છે પણ તેની મરમ્મત કરાવવા જેવી છે.

આ ગામમાં જ ભ૦ મહાવીર સ્વામીથી ૬૪ મી પાટે થયેલા પં૦ કર્પૂરવિજયજી ગણિના પટ્ટધર શિષ્ય પં૦ શ્રીક્ષમાવિજયજી મ૦ નો જન્મ સં૦ ૧૭૭૨ માં થયો હતો.[1]

---

૧. "આબુ અચલ ને ઢુંકડો, એક ગામ પોયંદ્રા નામોરે,
તિહાં શ્રીપાસ જિણંદનો, સોહે દેઉલ અતિ અભિરામોરે ?
શુભ સુપને સુચિત લક્ષણ જાણ્યો લક્ષીત દેહાજી;
કુટુંબ મિલી દિન બારમે, નામ ઠવીઓ ખેમચંદ સનેહાજી,
જૈન રાસમાળા. ભા—૧, પૃ. ૧૨૭

## ૩૧. પામેરા

પોસીંદ્રાથી ઈશાન ખૂણામાં ૧ માઈલ અને હણાદ્રાથી ઉત્તરમાં ૪ માઈલ દૂર "પામેરા" નામનું ગામ આવેલું છે. આ ગામ પામેરા તહેસીલમાં છે.

**જૈન મંદિર :**

અહીં એક જિન મંદિર છે. જૂનું મંદિર પડી ગયેલું હતું અને અહીંથી મહાજન ઉચાળા ભરીને ચાલ્યા ગયા હતા. પરંતુ પાછળથી શ્રાવકોની વસ્તી થવા લાગી ને પડી ગયેલા મંદિરને નવેસરથી સં૦ ૧૯૫૬ થી ચણાવવું શરૂ કર્યું. મંદિરનું કામ બે ત્રણ વર્ષમાં જ પૂરું થઈ ગયું છતાં કોઈ કારણસર તેની પ્રતિષ્ઠા લોકો કરતા નથી. સં૦ ૧૯૬૦ માં ત્યાં ધાતુની પંચતીર્થી ૧ પધરાવી છે. પ્રતિષ્ઠા કરાવવાની જરૂર છે.

અહીં શ્રાવકનાં ૬ ઘરો છે. તેમાં ૩ પોરવાડ અને ૩ વીશા ઓશવાળનાં છે. ઉપાશ્રય નથી પણ એક નાની ધર્મશાળા કરાવવાનું કામ શરૂ થઈ ગયેલું છે.

## ૩૨. પાલડી

પામેરાથી અગ્નિખૂણામાં ૨ાા માઈલ અને હણાદ્રાથી ઈશાનખૂણામાં ૩ાા માઈલ દૂર "પાલડી" નામનું ગામ આવેલું છે. આ ગામ પામેરા તહેસીલમાં છે.

**શ્રીશાંતિનાથ ભ૦નું મંદિર:**

અહીં મૂ૦ ના૦ શ્રીશાંતિનાથ ભગવાનનું મંદિર છે. મૂ૦ ના૦ પર લેખ નથી. મૂ૦ ના૦ ના જમણા હાથ તરફ શ્રીઆદીશ્વર ભ૦ ની શ્યામમૂર્ત્તિ છે. તે બંને પર સં૦ ૧૫૪૫ ના લેખો છે. લેખના અક્ષરો અસ્પષ્ટ, ખરાબ વળાક અને બોડિયા હોવાથી કૃત્રિમ લાગે છે. કુલે જિનબિંબ ૩ અને ધાતુની ચોવીશી ૧ છે. નવચોકીના સ્તંભપર સં૦ ૧૬૫૭ નો લેખ છે. મંદિર તેથી પણ પ્રાચીન હોવું જોઈએ.

મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગાર-ચોકી, બંને તરફની ૭ દેરીઓ, શિખર અને ભમતીના કોટયુક્ત આ મંદિર બનેલું છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવાની ખાસ જરૂર છે.

આ ગામના ચોરા પાસે ચોતરા નીચે જૈન મંદિરનો નકશીદાર મકરાણાનો પથ્થર જમીનમાં ગાડેલો છે. તેમાં શ્રીપાર્શ્વનાથ પ્રભુનાં કલ્યાણકો તથા વર્ષગાંઠના દિવસો લખેલા છે. લિપિ તથા નકશી ઉપરથી તે પથ્થર ચારસો–પાંચસો વર્ષથી વધારે જૂનો લાગે છે. એ પથ્થર કોઈ દેરીના દરવાજાની બારશાખનો (બે બાજુએ ઊભા પથ્થર (શાખ) હોય છે, તેમાંનો) લાગે છે. તેનો નીચેનો ટુકડો તથા બીજા પણ પથ્થરો ચોરાની પાસે નારાયણ–વિષ્ણુ મંદિરના દરવાજાની બહારની ભીંતમાં ચણેલા છે. વિષ્ણુ-મંદિરના અંદરના ભાગમાં કોરણીદાર મકરાણાના બે થાંભલા અને તેના ઉપરની ચોકીઓ, તથા ચોરા અને ચોતરામાં લગાવેલા પથ્થરો વગેરે કોઈ જૈન મંદિરનું જ હોવું જોઈએ.

આ પથ્થરો કયા ગામના મંદિરથી લાવ્યા છે તે કોઈ જાણતું નથી પરંતુ ઘણાં વર્ષોથી અહીં પડ્યા હતા તેથી તેમાંના કેટલાક વિષ્ણુ મંદિરમાં તથા કેટલાક ચોરામાં લગાડવામાં આવ્યાનું કહેવાય છે. લેખવાળા પથ્થરને સુરહી જાણીને જમીનમાં ગાડેલો છે.

અહીં શ્રાવકનાં ઘર ૮ અને ધર્મશાળા ૧ છે. ધર્મશાળામાં થોડો સુધારો થયો છે. હજુ સુધરાવવાનું બાકી છે.

## ૩૩. ટોકરા

પાલડીથી ઈશાન ખૂણામાં ૧।। માઈલ અને હણાદ્રાથી ઈશાનખૂણામાં ૫ માઈલ દૂર "ટોકરા" નામે ગામ આવેલું છે. આ ગામ પામેરા તહેસીલમાં છે.

**જૈન મંદિરનું ખંડિયેર :**

ગામથી પૂર્વ દિશામાં પણ ગામની નજીકમાં જ "સોનાધારી મહાદેવ"ના ધામની સામે એક જરા ઊંચાણવાળી જમીન ઉપર તૂટી ગયેલા જૈન મંદિરના પથ્થરો અને ઈંટોનો ઢગલો ખંડેરરૂપમાં પડ્યો છે. થાંભલાપાટ વગેરેના ઘણા જ પથ્થરો સેલવાડાના સફેદ પથ્થરો જેવા જ પડ્યા છે. તેમાંના એક પથ્થર ઉપર યાત્રા કરવા આવનારનો સં૦ ૧૬૫૭ નો લેખ છે. એટલે તે પહેલાંનું આ મંદિર અને

સ્થાન તીર્થરૂપ હોવું જોઈએ; કેમકે યાત્રા કરવા આવનારે પોતાનું નામ તેમાં ખોદાવેલું છે. લેખવાળો આ પથ્થર ઉપર જ પડ્યો છે. તેથી તે દેખવામાં આવી શકે છે. આ તો ફક્ત યાત્રા કરનારનો જ લેખ છે પણ દેરીઓ તથા મૂર્ત્તિઓ કરાવનારના લેખો એ ઢગલામાં દબાઈ ગયા હશે. એ ઢગલાઓ શોધવાથી લેખ સામગ્રી મળી શકે એમ લાગે છે.

મંદિરના ભોંયતળિયા–ખુરશી સુધીનો કેટલોક ભાગ, દરવાજાના ઉંબરા અને કોટની ભીંતોનો થોડોક ભાગ હજુયે ઊભો છે. દરવાજા ઉપરના એક મોટા પથ્થરમાં મંગળમૂર્ત્તિ તરીકે શ્રીતીર્થંકર ભગવાનની મૂર્ત્તિ કોતરેલી છે. છચોકીનાં પગથિયાં અને ઉપરની જમીન હજી વિદ્યમાન છે. મંદિર નાનું પણ સુંદર હશે એમ જણાય છે.

તેની પાસે આવેલા "સોનાધારી મહાદેવ"ના મંદિરના કોટનો મુખ્ય દરવાજો છે તે ઉપર્યુક્ત જૈન મંદિરમાંથી લાવીને લગાવેલો છે. દરવાજા માથેના ભારણ (ઉત્તરંગા)માં મંગલ-મૂર્ત્તિ તરીકે શ્રીતીર્થંકર દેવની મૂર્ત્તિ કોતરાયેલી દૃષ્ટિગોચર થાય છે. બે દરવાજાના પથ્થરો લઈને એક આખો દરવાજો બનાવેલો જણાય છે. આ મંદિરના કોટના ગોખલામાં ગર્દભના ચિહ્નવાળી સરઈ છે. તેના પર સં૦ ૧૧૦૪ નો લેખ છે. તેમાં વડલો, વાવ કે આ મંદિર સંબંધી ઉલ્લેખ હોવાનું માલમ પડે છે. અક્ષરો ઘણા ખરા ઘસાઈ ગયા છે. આ મંદિરની અંદરની સામેની એક દેરીના સ્તંભ પર સં૦ ૧૨૩૨ નો લેખ છે. મંદિરની બહાર પડી ગયેલી એક વાવ તથા ઘણો જૂનો એક વડલો છે.

"આ સોનાધારી મંદિરના એક સ્તંભ પર સં૦ ૧૩૩૩ ફાગણ વદિ ૬ નો એક લેખ છે; જેમાં ઉક્ત મંદિરની પ્રતિષ્ઠા રાવ વીજડે કરી હતી. સીરોહીના દેવડા (ચૌહાણો)ના લેખોમાં આ લેખ સહુથી પહેલો છે. તેથી અનુમાન થાય છે કે ઉક્ત સંવતની પૂર્વે દેવડાઓ આબૂથી પશ્ચિમ તરફના મુલકને આધીન કરતા આબૂની તળેટી સુધી પહોંચી ગયા હતા."[1]

આ ગામ ઘણું આબાદીવાળું અને પ્રાચીન હોવાનાં ઘણાં નિશાનો નજરે પડે છે. અત્યારે અહીં શ્રાવકોનાં ઘર, દેરાસર કે ઉપાશ્રય વગેરે કંઈ નથી.

## ૩૪. સીરોડી

ટોકરાથી વાયવ્ય ખૂણામાં ૧॥ માઈલ, હણાદ્રાથી ઈશાન ખૂણામાં ૫ માઈલ અને પાલડીથી ઉત્તરમાં ૨ માઈલ દૂર "સીરોડી" નામનું ગામ આવેલું છે. આ ગામ પામેરા તહેસીલમાં છે.

**શ્રીપાર્શ્વનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીપાર્શ્વનાથ પ્રભુનું એક મંદિર છે. મૂ૦ ના૦ જીની મૂર્ત્તિ પંચતીર્થીના પરિકરવાળી મનોહર

१. सिरोही राज्यका इतिहास. पृ. ५५

અને પ્રાચીન છે પણ તેના પર લેખ ન હોવાથી તેનો ભરાવ્યા કે પ્રતિષ્ઠા સંવત્ નક્કી થઈ શકતો નથી.

આ મંદિરમાં કુલે જિનબિંબ ૨૦, ધાતુની ચોવીશી ૧, ચાંદીની પંચતીર્થી ૧ છે, તથા ગૂઢમંડપમાં પાર્શ્વનાથ ભગવાનનાં પગલાં જોડી ૧ સં૦ ૧૯૭૩માં સ્થાપન થયેલાં છે. આ મંદિરમાં દેવીની મૂર્ત્તિઓ ૨ છે. અહીં હમીરગઢ (હમીરપુર)થી મૂર્ત્તિઓ આવ્યાની લોકો વાતો કરે છે.

મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી અને શિખર તથા ભમતીના કોટવાળું આ મંદિર બસો–અઢીસો વર્ષમાં બનેલું હોય તેમ જણાય છે. આ મંદિરની પ્રતિષ્ઠા થયાની કોઈને ખબર નથી.

**બામણવાડજીનું મંદિર :**

ગામથી બહાર પૂર્વદિશામાં સીરોહીના રસ્તા ઉપર બામણવાડજીનું એક મંદિર છે. તેમાં મૂળનાયકજીના સ્થાને એક ભાઠો (પથ્થર) સ્થાપન કરેલો છે, તે બામણવાડજીની સ્થાપના તરીકે પૂજાય છે. મૂળગભારો, તેની બહાર ચોકી અને નાના શિખર યુક્ત નાનું દેરું બનેલું છે.

કંપાઉંડનો કોટ અને દરવાજા ઉપર શાળ (દલાણ) ધર્મશાળા તરીકે વપરાય છે. આ ધર્મશાળા તો થોડા વર્ષોથી જ બની છે. તે સિવાયનો બધો ભાગ જૂનો છે. આ મંદિરના કંપાઉંડમાં જમણા હાથ તરફ થોડાં વર્ષો

પહેલાં એક શ્રાવકે મૂ૦ ના૦ જીના સ્થાને ભાઠો પધરાવી મહાદેવજીની એક દેરી નવી બનાવી છે.

આ ભાઠો કંપાઉંડમાં કેરડાનું ઝાડ છે, ત્યાંથી નીકળ્યો હતો. તેને ઘડવા માંડચો પરંતુ ઘડાયો નહીં. ઘડતાં ટાંકણું પણ તૂટી ગયાં. એ ભાઠો એમ ને એમ જ પૂજવાનું કોઈને સ્વપ્નમાં આવ્યાથી તે જેમનો તેમ જ પથ્થરરૂપે મૂળનાયકજીના સ્થાને સ્થાપન કરેલો છે, એટલે આ ભાઠો બહુ જ ચમત્કારિક મનાય છે. વાણિયા અને ગામના બીજી જાતિના મનુષ્યો પણ તેને માને છે અને પૂજે છે. પૂજારી આખા ગામ તરફથી પૂજા કરે છે. ખેડૂતો વગેરે તેને લાગો આપે છે.

આમ જૈનોનું મંદિર હોવા છતાં તેમાં ગામનો પણ હક ઘૂસ્યો છે, તે ઠીક નથી. શાળ અને મહાદેવની દેરી પણ જૈનોએ જ બંધાવેલી છે.

આ ગામમાં પોરવાડ શ્રાવકનાં ઘર ૬૫ છે. ઉપાશ્રય તથા ધર્મશાળા વગેરે ૩ છે. એ સિવાય તપગચ્છ ઉપાશ્રય ૧ છે. તે ઉપરથી ઉઘાડો છે.

**પ્રાચીનતા :**

સીરોડી ગામમાં પાર્શ્વનાથ પ્રભુનું ઉપર્યુક્ત મંદિર હોવાનું સં૦ ૧૭૪૬માં શ્રીશીલવિજયજીએ રચેલી तीर्थमालामां પણ વર્ણન છે.[૧]

૧ સ્યાકરે સીરોધી (સીરોડી) વામાનંદ, હસી હસી પુરિ પ્રણમું આનંદ. –प्राचीनतीर्थमालासंग्रह–કડી ૫૪, પૃ. ૧૦૫

## ૩૫. સણુવાડા.

સીરોડીથી ઉત્તરમાં ૧॥ માઈલ અને હણાદ્રાથી ઉત્તરમાં ૬॥ માઇલ દૂર "સણુવાડા" નામનું ગામ આવેલું છે. આ ગામ પામેરા તહેસીલમાં છે.

**શ્રીશાંતિનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાનનું એક મંદિર છે. ગામના ઝાંપામાં એક નાની ભાખરીની ઓથમાં ઊંચાણુ પર આ મંદિર આવેલું છે. મૂ૦ ના૦ પર સં૦ ૧૬૧૭નો લેખ છે.

મૂળગભારો અને ગૂઢમંડપ છે. જૂનો ખેલા(રંગ)-મંડપ હતો, તેને તોડીને હવે નવચોકી, સભામંડપ અને શૃંગાર ચોકી વગેરે પથ્થરથી બનાવવાનું કામ ચાલે છે. મંદિર શિખરબંધી છે. મંદિરમાં કુલ જિનબિંબ ૩ છે. ધાતુની ચોવીશી ૧ અને પંચતીર્થી ૧ છે. દેવીની મૂર્ત્તિ ૧ છે.

મંદિરની પાછળ એક દેરીમાં યતિજીનાં પગલાંની છત્રી ૧ છે, તેમાં એક પટમાં પગલાં જોડી ૪ છે. તેના પર સં૦ ૧૯૨૨નો લેખ છે.

આ ગામમાં પોરવાડ શ્રાવકનાં ૩ ઘર છે. અને ઉપાશ્રય ૧ છે.

**હનુમાનનું મંદિર :**[1]

"આ ગામ પ્રાચીન છે. આ નાના ગામની ચારે તરફ

પ્રાચીન સમયનો મોટા મોટા પથ્થરોનો બનેલો કોટ હતો; જેનો કેટલોક ભાગ આજ સુધી મોજુદ છે.

"અહીં હનુમાનના મંદિરની પાસે પડેલો વિ૦ સં૦ ૧૩૩૩ નો લેખ મળ્યો છે, જે જાલોરના ચૌહાણુ રાજા ચાચિગદેવના સમયનો છે. આ લેખના ઉપરના ભાગમાં ઘોડા ઉપર બેઠેલા એક પુરુષની મૂર્ત્તિ છત્રસહિત કોરેલી છે; જેને કોઈએ તોડી નાખી છે અને લેખનો એક તરફનો નીચેનો ભાગ પણ તૂટેલો છે. આ લેખથી જણાય છે કે ઉક્ત સંવતમાં અહીં સુધી જાલોરના ચૌહાણોનું રાજ્ય હતું."

૧ सिरोही राज्यका इतिहास પૃ૦ ૫૫ ઉપરથી.

## ૩૬. મેડા

અણુવાડાથી ઈશાન ખૂણામાં ૪ માઈલ અને હણાદ્રાથી ઈશાન ખૂણામાં ૧૦॥ માઈલ દૂર "મેડા" નામનું ગામ આવે છે. આ ગામ પામેરા તહેસીલમાં છે.

**શ્રીસુમતિનાથ ભ૦નું મંદિર :**

અહીં શ્રીસુમતિનાથ પ્રભુનું એક મંદિર છે. મૂ૦ ના૦ ની મૂર્ત્તિ મનોહર છે. તેના પર લેખ નથી. મૂ૦ ના૦ ના જમણા હાથ તરફ શ્રીપાર્શ્વનાથ પ્રભુની ધાતુની મનોહર મોટી મૂર્ત્તિ આશરે બે ફૂટ પહોળી છે. આ મૂર્ત્તિની નીચે પરિકરની ગાદી છે, તેમાં વચ્ચે ધર્મચક્ર, બંને બાજુએ બે હરણુ અને તેની બંને બાજુએ બે સિંહો છે. ભગવાનની

બંને બાજુએ બે ઇંદ્રો અને મસ્તક પર સાત ફણા છે. લેખ જણાતો નથી, કદાચ ચૂનામાં દબાઈ ગયો હશે અથવા પાછળ હશે.

કુલ પાષાણનાં જિનબિંબ, ઉપર્યુક્ત પંચતીર્થીની પ્રતિમાઓ સાથે ૧૦ છે. ધાતુની નાની ત્રિતીર્થી ૧ અને પંચતીર્થી ૪, એમ કુલે ૫ છે.

આમાંની ધાતુની ત્રિતીર્થી મૂર્તિ ઉપર સં૦ ૧૦૭૪ નો લેખ છે. આ મૂર્ત્તિ ૧૦॥ ઈંચ ઊંચી અને ૮॥ ઈંચ પહોળી છે. આ મૂર્ત્તિની બંને બાજુમાં બે કાઉસગ્ગિયા, ભગવાન માથે સાત ફણા અને પ્રાચીન પરિકરયુક્ત સુંદર આકૃતિવાળા પાર્શ્વનાથ પ્રભુની મૂર્ત્તિ છે; જે પ્રાચીન હોવાથી મનોહર લાગે છે.

મૂળગભારો, ગૂઢમંડપ, નવ ચોકી, સભામંડપ, શૃંગાર-ચોકી, શિખર અને ભમતીના કોટવાળું આ મંદિર છે. મંદિર-ની બહાર ત્રણે તરફ શાળ (દલાણ) અને બે ઓરડીઓ બનેલી છે. આ મંદિર પ્રાચીન જણાય છે પરંતુ તે સંબંધી એકે લેખ મળ્યો નથી.

શૃંગાર ચોકીની પછીની ત્રણે તરફની શાળ તથા ઓરડીઓ ધર્મશાળા તરીકે વપરાય છે. અત્યારે અહીં વિદ્યાર્થીઓની નિશાળ બેસે છે અને પંચનો સામાન રહે છે.

મંદિરની બાજુમાં એક ઉપાશ્રય નવો જ થાય છે.

ગામથી પૂર્વ દિશામાં ગામના ઝાંપામાં જ એક છત્રી છે.

તેની પાસે એક વાવ છે. તેનું બાંધકામ હાલમાં જ થયું છે. તેનાં પગથિયાં તથા ભીંતમાં કોરણીવાળા થોડા સફેદ પથ્થરો ચણી દીધેલા છે અને તે વાવડીની આસપાસ ચાર–પાંચ પથ્થરો પડ્યા છે, તે માઈલોગોડ નામના ગામમાં તૂટી ગયેલા જૈન મંદિરમાંથી આ વર્ષે જ લઈ આવેલા છે.

અહીં પોરવાડ શ્રાવકનાં ૨૭ ઘરો અને ૧ ઉપાશ્રય છે. બીજો ઉપાશ્રય દેરાસરની પાસે તૈયાર થાય છે.

## ૩૭. માઈલોગોડ

મેડાથી અગ્નિખૂણામાં ૨ માઈલ અને હણાદ્રાથી ઈશાન ખૂણામાં ૧૦ માઈલ દૂર "માઈલોગોડ" નામનું ગામ આવે છે. આ ગામ પામેરા તહેસીલમાં છે. અહીં પહેલાં "ખારાડા રા ખેડા" નામનું ગામ હતું. અત્યારે ગામ નથી.

**ખંડિયેર જનમંદિર :**

અહીં એક જૈન મંદિર તૂટીને ખંડિયેર અવસ્થામાં પડેલું છે. મંદિર નાનું હશે એમ લાગે છે. કોટ અને મૂળગભારાની ભીંતો ત્રણ ત્રણ અને ચાર ચાર ફૂટ ઊભી છે. ભોંયતળિયું છે. આ મંદિરના બધા પથ્થરો મેડા તથા આસપાસના બીજા ગામવાળા લઈ ગયા છે. ઈંટોના ઢગલા ફક્ત પડ્યા છે. આ મંદિર થોડા વખતમાં જ તૂટી ગયું હોય એમ જણાય છે. લગભગ ૫૦–૬૦ વર્ષ પહેલાં શ્રીઋદ્ધિસાગરજી અહીંથી ભગવાનની મૂર્તિ અજારી લઈ ગયાનું સંભળાય છે.

અહીં શ્રાવકનું ઘર એકે નથી.

**શામળાજીનું મંદિર :**

આ મંદિરની સામે જ "શામળાજી"નું વૈષ્ણવ મંદિર પડી ગયેલું છે. તેનું શિખર તૂટેલી અવસ્થામાં હજુ યે વિદ્યમાન છે.

અહીંથી બે ફર્લાંગ દૂર એક અરટ અને રાજ્યનું થાણું આવે છે.

## ૩૮. ઇસરા ( ઇસરી )

માઇ લોગોડથી પૂર્વમાં ૪ માઇલ અને હણાદ્રાથી ઇશાન ખૂણામાં ૧૨ાા માઇલ દૂર "ઇસરા" નામનું ગામ આવે છે. આ ગામ પામેરા તહેસીલમાં છે.

**ખાલી પડેલું જૈન મંદિર :**

ગામથી પશ્ચિમ તરફ ઝાંપામાં નાની મગરીની ઓથમાં જરા ઊંચાણમાં જૈન મંદિર આવેલું છે. મંદિર ખાલી છે. તેનો ઘણો ભાગ પડી ગયો છે. મૂળગભારો, છચોકી તથા શિખર હજુ ઊભાં છે. મંદિર સફેદ પથ્થરનું પ્રાચીન જણાય છે. આસપાસના થોડાં બીજાં મકાનો પણ પડી ગયાં છે. સંભળાય છે કે આ મંદિર ૫૦–૬૦ વર્ષ પહેલાં તૂટયું હતું.

ગામ નીચેના ભાગમાં વસે છે. અહીં પહેલાં વાણિયાનાં ઘરો હોવાં જોઇએ. અત્યારે એક પણ શ્રાવકનું ઘર નથી,

બાકી બીજી વર્ણના ૪૦ ઘરો છે.

**વાસ્થાનજી મંદિર :**

અહીંથી લગભગ ૧ માઈલ દૂર આબૂની તળેટી આવે છે. ત્યાંથી એકાદ—બે માઈલ ઉપર ચડતાં "વાસ્થાનજી" નામનું વૈષ્ણવોનું ધામ આવે છે. તેમાં ચતુર્ભુજ અને મહાદેવ વગેરે દેવી-દેવતાની મૂર્તિઓ છે.

ઈસિરાથી માઈલોગોડ થઈને અમે મેડા પાછા આવ્યા. ઈસિરાથી પૂર્વમાં ૩ માઈલ દૂર કેર ગામ છે અને ત્યાંથી ૧॥ માઈલ દીયાણાજી તીર્થ છે. વળી ઇસરાથી અગ્નિખૂણામાં ૬ માઇલ નીતોડા ગામ છે.

## ૩૯. હમીરગઢ

મેડાથી ઈશાનખૂણામાં ૨॥ માઈલ અને સિરોહીથી નૈઋર્ત્યખૂણામાં ૯ માઈલ દૂર, સિરોહીથી હણાદ્રા તરફ જતાં રસ્તાથી લગભગ ০॥ માઈલ દૂર "મીરપુર" નામનું એક ગામ વસેલું છે. ત્યાંથી પૂર્વ દિશામાં લગભગ ૧ માઈલ દૂર આબૂ પર્વતની તળેટીમાં પહેલાં તીર્થ ગણાતું "હમીરગઢ" નામનું સ્થળ આવેલું છે.[૧] આ સ્થળ ઘણું પ્રાચીન હોવાનું જણાય છે.

૧ આ ગામના વિશેષ વર્ણન માટે જૂઓ મારી "હમીરગઢ" નામની પુસ્તિકા.

હાલમાં આ ગામ તદ્દન ઉજ્જડ પડેલું છે. ભીલનું એક છાપરું સરખું પણ નથી. પહાડની ટેકરી ઉપર એક જૂનો તૂટ્યોફૂટ્યો કિલ્લો જોવામાં આવે છે. જૈનોનાં ચાર મંદિરો, એક જૈન ધર્મશાળા, એક મોટી અને સુંદર જૂની વાવ, એક નાનું શિવાલય, થોડાંક મકાનોનાં ખંડેરો સિવાય બાકી બધું નષ્ટ થઈ ગયું છે.

અહીંના ચાર મંદિરો પૈકી ત્રણ મંદિરો પર્વતની ખીણમાં આવેલાં છે અને ચોથું મંદિર આગળના ભાગમાં એટલે સપાટી ઉપર રસ્તામાં આવેલું છે.

### (૧) આરસનું મુખ્ય મંદિર :

જૈન ધર્મશાળાથી પહાડ તરફ થોડું આગળ ચાલતાં એક નીચા પણ વિસ્તારવાળા નિર્જન વનમાં એકલું અટૂલું દેવવિમાન જેવું શોભતું આ મંદિર આવેલું છે. આ મંદિર સ્વચ્છ અને ફૂલગુલાબી રંગના મકરાણા (આરસ)નું બનેલું, બહુ સુંદર કારીગરીવાળું ભવ્ય અને મનોહર છે. મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, ભમતીનો વિશાળ કોટ, તેના મુખ્ય દરવાજાની બંને બાજુએ મકરાણાથી બનેલી ૬ સુંદર દેરીઓ અને ઊંચા શિખરથી યુક્ત છે.

આ મંદિર નકશીમાં આબૂ પરના દેલવાડાનાં મંદિરો જેવું જ છે; બલ્કે આબૂનાં જૈન મંદિરોનાં શિખરો સાદાં અને બેઠા ઘાટનાં છે, જ્યારે આ મંદિરનું શિખર ઘણું ઊંચું અને ઠેઠ અમલસાર તથા કલશ સુધી સુંદર કોરણીથી ભરપૂર છે.

આ મંદિરના મૂળગભારાની બહારની બાજુની દીવાલો-માંની કોરણીમાં ભગવાનની બેઠી મૂર્ત્તિઓ, કાઉસગ્ગિયા, આચાર્યો, મુનિરાજો, શેઠ–શેઠાણીઓ અને દેવ–દેવીઓ વગેરેની સુંદર મોટી મોટી ઘણી મૂર્ત્તિઓ કોતરેલી છે.

આ મંદિરની બહારની બાજુમાં ચારે તરફની દીવાલોમાં ખુરશી (પ્લીંથ)થી નીચેના ભાગમાં ગજમાળ થરની ઉપરની પંક્તિમાં ચારે બાજુએ જાતજાતની નકશી અને સુંદર ભાવો (દૃશ્યો) કોતરેલા છે; જે ઐતિહાસિક દૃષ્ટિએ પણ બહુ નોંધવા યોગ્ય છે.

તેમાં એક જગ્યાએ શ્રીશાંતિનાથ ભગવાન્ મેઘરથ રાજાના ભવમાં, કબૂતરને બચાવવા માટે સિંચાણાની શરત પ્રમાણે, કબુતરના બદલામાં પોતાની જાતને આપવા તૈયાર થઈ ગયા હતા. તે દૃશ્યમાં સિંચાણો, ત્રાજવું, ત્રાજવાના એક પલ્લામાં કબૂતર અને કબૂતરની સામેના પલ્લામાં મેઘરથ રાજાનું બેસી જવું વગેરે દૃશ્ય અતિ સુંદર અને સ્પષ્ટરીતે કોતરેલ છે. એક જગ્યાએ ચૌદ સ્વપ્નો કોતર્યાં છે. એક સ્થળે મુનિરાજ બેઠા બેઠા નવકારવાળી (માળા) ગણી રહ્યા છે. એક ઠેકાણે આચાર્ય મહારાજ વ્યાખ્યાન વાંચી રહ્યા છે–ઉપદેશ આપે છે. તેમની પાસે ઠવણી ઉપર સ્થાપનાચાર્ય છે, મુહપત્તિ હાથમાં છે, તેમની પાસે એક મુનિ ઊભા છે, તેમના હાથમાં દોરો નાખેલી તરપણી છે અને કેટલાક શ્રાવકો પાસે ઊભા છે; આવું દૃશ્ય કોતરેલું છે. એક સ્થળે પાંચ પાંડવો કાઉસગ્ગ ધ્યાનમાં ઊભા છે, તેમની પાસે (શત્રુંજય ઉપર રાયણ પગલાંની પાસે છે તેમ) સર્પ અને ગરુડ શાંત

ચિત્તથી; પાસે બેઠેલા કોતરેલા છે. એક સ્થાને એક મુનિરાજ મુહપત્તિ હાથમાં રાખીને બેઠેલા છે. વગેરે વગેરે ઘણા ભાવો કોતરેલા છે.

આ બધા ભાવોને ઐતિહાસિક દૃષ્ટિએ તપાસાય તો ઘણું જાણવાનું અને શીખવાનું મળે ઘણી આંટી–ઘુંટીનો પણ ઉકેલ લાવી શકાય. દાખલા તરીકે ઉપર જણાવેલા મુનિરાજોના ભાવ(દૃશ્ય) ઉપરથી એ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે વિ૦ સં૦ ૧૦૦૦ થી ૧૫૦૦ સુધીમાં, આ મંદિર બન્યું તે સમયમાં, સાધુઓ મુહપત્તિ હાથમાં જ રાખતા હતા, તેમજ તેઓ દોરો નાખેલી તરપણી, સ્થાપનાચાર્ય અને ઠવણી પણ રાખતા હતા.

**આ મંદિર કોણે અને ક્યારે બંધાવ્યું :**

આ મંદિર કયા પુણ્યશાળી મનુષ્યે ક્યારે બંધાવ્યું તે સંબંધી કંઈ પણ જાણવામાં આવ્યું નથી, કારણ કે આ મંદિરમાંની બધી જિનમૂર્તિઓ ઉત્થાપન કરીને બીજે ઠેકાણે લઈ ગયા છે, તેમજ પબાસણ (પદ્માસન) પણ સુંદર હોવાથી અહીંથી બીજે ગામ લઈ ગયેલ છે. તેના ઉપર કદાચ આ મંદિર કરાવનાર, પ્રતિષ્ઠા કરનાર આચાર્યાદિ અને પ્રતિષ્ઠાની તિથિ વગેરેના લેખો કોતરેલા હોય પણ તે બધી ચીજો તો અહીં નથી. તેથી આ મૂળ મંદિર સંબંધી કંઈ પણ હકીકત જાણવામાં આવી નથી. છતાં આ મંદિરમાંના ગોખલા, દીવાલો, સ્તંભો અને દેરીઓની બારશાખો ઉપર; દેરીઓ તથા ગોખલા કરાવનારાના તેમજ યાત્રા કરવા આવનારાના વિ૦ સં૦

૧૫૫૦ થી ૧૫૫૬ સુધીના લેખો કોતરાયેલા છે. આ લેખોમાં આ મૂળ મંદિરના કરાવનાર કે પ્રતિષ્ઠા કરનાર સંબંધીનો કશો ઉલ્લેખ નથી, છતાં ઉપરના લેખોથી આ મંદિર ઉક્ત સંવત્ પહેલાં જ બનેલું છે, એમ ખાત્રીથી માની શકાય તેમ છે.

જો કે **जैनसाहित्यसंशोधक** ખંડ ૧, અંક ૩ માં પ્રગટ થયેલ **श्रीवीरवंशावली** (પૃ. ૮) માં લખ્યું છે કે "સંપ્રતિ રાજાએ હમીરગઢમાં શ્રીપાર્શ્વબિંબ પ્રાસાદ નિપજાવ્યો." તથા ઉક્ત "વીરવંશાવલી" (પૃષ્ટ ૨૩ માં) લખ્યું છે કે—

"શ્રીવીર પ્રભુજીથી ૨૯મી પાટે થયેલ શ્રીજયાનંદ-સૂરિજી મહારાજના ઉપદેશથી પ્રાગ્વાટ મંત્રી સામંતે, મહારાજા સંપ્રતિએ કરાવેલ આ મંદિરનો વિ૦ સં૦ ૮૨૧માં જીર્ણોદ્ધાર કરાવ્યો." **गुजरातनां ऐतिहासिक साधनो** નામના પુસ્તકના પૃ. ૧૧૩ પરની હકીકત મુજબ, જ્યારે આ ગામ (હમ્મીરપુર) દેવડા હમ્મીરે વિ૦ સં૦ ૮૦૮ માં જ વસાવ્યું છે, તો પછી મહારાજા સંપ્રતિએ અહીં મંદિર બંધાવ્યાની અને મંત્રી સામંતે વિ૦ સં૦ ૮૨૧ માં તેનો જીર્ણોદ્ધાર કરાવ્યાની વાત બંધબેસતી થતી નથી. છતાં **वीरवंशावली**માં આમ શા કારણથી લખાયું હશે ? તે સમજાતું નથી. કદાચ 'વીરવંશાવળી'માં જણાવેલ વાત આ 'હમ્મીરગઢ' માટે ન હોય, પરંતુ બીજા જ કોઈ 'હમીરગઢ' માટે હોય અથવા કદાચ 'વીરવંશાવલી' માં લખેલી હકીકત આ હમીરગઢના આ મંદિર માટે જ હોય તોપણ આ મંદિર સંપ્રતિ મહારાજાએ કરાવેલું હોય એટલું (આશરે ૨૨૫૦ વર્ષ જેટલું) પ્રાચીન તો જણાતું નથી જ.

માટે એમ સમજવું જોઇએ કે આ સ્થળે હમ્મીરપુર વસ્યા પહેલાં બીજું કોઇ ગામ હશે અને ત્યાં મહારાજા સંપ્રતિએ મંદિર બંધાવ્યું હશે, ત્યાં કિલ્લો થવાથી તેનું નામ હમ્મીરગઢ પડયું તેથી ત્યારપછી થયેલા 'વીરવંશાવળી'ના લેખકે "હમ્મીરગઢમાં સંપ્રતિ મહારાજાએ મંદિર બંધાવ્યું" એમ લખ્યું હોય અને ત્યારપછી મંત્રી સામંતે વિ૦ સં૦ ૮૨૧માં આ મંદિરનો આમૂલચૂલ–નવેસરથી જીર્ણોદ્ધાર કરાવ્યો હોય, તે વખતનું આ મંદિર હોય અથવા ત્યારપછી બીજા કોઈ પુણ્યશાલી ગૃહસ્થે જીર્ણોદ્ધાર કરાવ્યો હોય તે વખતનું આ મંદિર હોય, એમ જણાય છે.[૧] આ મંદિરમાં અત્યારે એક પણ મૂર્ત્તિ નથી, તદ્દન ખાલી છે.

આ મંદિરના શિલાલેખોથી એ પણ જાણી શકાય છે કે—આ મંદિરમાં મૂળનાયકજીના સ્થાને તે વખતે શ્રીજીરાવલા પાર્શ્વનાથ પ્રભુજી બિરાજમાન હતા. એટલે કે આ મંદિર જીરાવલા પાર્શ્વનાથજીના સ્થાપનાતીર્થ તરીકે પ્રસિદ્ધ હતું.[૨] અને એ જ કારણથી અહીં દૂરદૂરના દેશોથી પણ લોકો યાત્રા કરવા માટે આવતા હતા. ખંભાત, મણુંદ

---

૧. આ મંદિરની બાંધણી અને ગજમાળ થર વગેરે જોતાં, આ મંદિર કોઇ સમૃદ્ધ મહામંત્રીએ બંધાવ્યું હોવું જોઈએ, તેમજ આ ભવ્ય મંદિરની બાંધણી, ઘાટ, નકશી—કોરણી, તેમાં કોતરેલાં દશ્યો અને ગ્રંથોના ઉલ્લેખો વગેરે જોતાં, આ મંદિર વિ. સં. એક હજારની આસપાસમાં બનેલું અર્થાત્ લગભગ એક હજાર વર્ષનું પ્રાચીન હોય એમ લાગે છે.

૨ શ્રીશાંતિકુશલજીએ વિ૦ સં૦ ૧૬૬૭માં રચેલ 'ગોડીપાર્શ્વનાથ સ્તવન"ની ૧૨મી કડીમાં, આ ગામનું નામ 'હમીરપુર'

અને પાટણના શ્રાવકો અહીં યાત્રા કરવા આવ્યાના ઉલ્લેખો, ઉપર જણાવેલા સં૦ ૧૫૫૦ ની આસપાસના શિલાલેખોમાં કોતરેલા છે. એટલે લગભગ સાડાચારસો વર્ષો પહેલાં જેમ આ સ્થાન તીર્થ ગણાતું હતું, તેમ અત્યારે પણ આ સ્થાન તીર્થસ્વરૂપ મનાય છે. ખાસ યાત્રા કરવા લાયક છે. એકાંત શાંતિનું સ્થાન હોવા સાથે કુદરતી દશ્યોથી રમણીય લાગે છે.

આ મંદિરમાંથી ગોખલાઓ, સ્તંભો અને દીવાલોમાં ખોદાયેલા કુલ પાંચ શિલાલેખો મળ્યા છે. તે બધા વિ૦ સં૦ ૧૫૫૦ થી વિ૦ સં૦ ૧૫૫૬ સુધીના છે. તેમાં ગોખલા અને દેરીઓ કરાવ્યાના તેમજ અહીં યાત્રા કરવા આવેલાઓના ઉલ્લેખો છે. તે ઉપરાંત આ મંદિરમાં એક છૂટા પથ્થરમાં

---

અને અહીંના જિનમંદિરના મૂળનાયક શ્રીપાર્શ્વનાથ ભગવાન હોવાનું લખ્યું છે.
( જૂઓ પ્રાચીનતીર્થમાલાસંગ્રહ. ભા. ૧, પૃ. ૧૯૯, ય. વિ૦ ગ્રંથમાલા)

તથા શ્રીખુશાલવિજયજીના શિષ્ય શ્રીઉત્તમવિજયજીએ સં૦ ૧૮૮૧ના ફાગણ વદિ ૨ ને દિવસે રચેલ ૨૧ કડીનો 'શ્રી પાર્શ્વનાથજીનાં ૧૦૮ નામનો છંદ' કે જે 'જૈનધર્મપ્રકાશ' પુ. ૫૬, અંક ૧૦, પૃ. ૩૩૦ માં છપાયેલ છે, અને એ જ છંદ 'શ્રી સ્તુતિચતુર્વિંશિકા' માં પણ 'પુરુષાદાનીય શ્રીપાર્શ્વજિનનામમાલા' એ નામથી પ્રગટ થયેલ છે, તેમાં પણ આ ગામનું નામ 'હમીરપુર' અને અહીં મૂળનાયકજી શ્રીપાર્શ્વનાથપ્રભુજી હોવાનું લખ્યું છે.

"હમીરપુરા પાસ પ્રણમું વળી નવલખા, ભીડભંજનપ્રભુ ભીડ ભાંગે;
દુ:ખભંજન અને ડોકરીયા નમું, પાસ જીરાવલા જગતા જાગે" ॥ ૯ ॥

બે પંક્તિઓ કોતરેલી હતી, પણ તેમાં સંવત્ નહોતો તેમજ લેખ અધૂરો અને અસ્તવ્યસ્ત મળ્યો હતો. મૂળ મંદિર સંબંધી એકકે લેખ મળ્યો નથી.

ઉપર્યુક્ત પાંચ શિલાલેખોમાંથી બે શિલાલેખોમાં આ મંદિર શ્રીજીરાવલા પાર્શ્વનાથજીનું હોવાનું લખ્યું છે અને એકમાં 'જગન્નાથ–પ્રાસાદે' એમ લખેલ છે. તેમાં 'જગન્નાથ' શબ્દથી પણ શ્રીજીરાવલા પાર્શ્વનાથજીનું જ સૂચન કર્યું હોય, એમ લાગે છે. એટલે અત્યારે વિદ્યમાન આ મંદિર, તેના બંધાવનાર ભાગ્યશાળીએ શ્રીજીરાવલાજીની સ્થાપના તરીકે જ બંધાવ્યું હશે અને એ વખતથી જ તેમાં મૂળ નાયકજી તરીકે શ્રીજીરાવલા પાર્શ્વનાથજીની મૂર્ત્તિ બિરાજમાન કરી હશે, એમ લાગે છે. વિ૰ સં૰ ૧૫૫૯ પછી કાળક્રમે કોઈક વખત મૂળ નાયકજીની મૂર્ત્તિ બદલવાની જરૂર પડી હશે, ત્યારે શ્રીજીરાવલા પાર્શ્વનાથજીના સ્થાને શ્રીગોડી પાર્શ્વનાથજીની મૂર્ત્તિ પ્રતિષ્ઠિત (સ્થાપિત) કરી હશે. અથવા તો જીરાવલાજીની મૂર્ત્તિ, પાછળથી કાળક્રમે ગોડીજીના નામથી પ્રસિદ્ધિ પામી હોય. ગમે તેમ હોય, પરંતુ આ પ્રદેશના લોકો અત્યારે આ મંદિરને શ્રીગોડી પાર્શ્વનાથજીનું મંદિર કહે છે, અને આ જમીનના પટ્ટા (દસ્તાવેજ)માં પણ આ મંદિરને 'ગોડીજીનું મંદિર' લખેલું છે. મતલબ કે આ મંદિર અત્યારે ગોડીજીના મંદિર તરીકે પ્રસિદ્ધ છે.

સિરોહીના વૃદ્ધ શ્રાવકો કહે છે કે–આ મંદિરના મૂળ નાયકજી શ્રીગોડી પાર્શ્વનાથજીની મનોહર મૂર્ત્તિ, મુંબઈમાં પાયધુની ઉપર આવેલા શ્રીગોડી પાર્શ્વનાથજીના દેરાસરજીમાં

મૂળ નાયકજી તરીકે સ્થાપન કરવા માટે આપવામાં આવી છે; તે અત્યારે પણ ત્યાં મૂળનાયકજી તરીકે બિરાજમાન છે.

**(૨-૩) ટેકરી ઉપરનાં બીજાં બે મંદિરો :**

આરસના મુખ્ય મંદિરથી થોડે થોડે દૂર, પર્વતની નાની નાની પણ જુદી જુદી બે ટેકરીઓ ઉપર, બીજાં બે મંદિરો આવેલાં છે. આ બંને મંદિરો નાનાં અને સાદાં છે, પણ અખંડ ઊભેલાં છે. આ બંને મંદિરોમાંથી પણ ભગવાનની બધી મૂર્તિઓ અને પબાસણ વગેરે ઉત્થાપન કરીને બહાર ગામ આપી દેવામાં આવેલ છે. અત્યારે આ બંને મંદિરો સાવ ખાલી છે. "આ બન્ને મંદિરો અર્વાચીન છે અને સો એક વર્ષ ઉપર જોધપુરના ઓસવાળ જૈન દીવાન વગેરેએ બંધાવ્યાં છે" એવી દંતકથા પ્રચલિત છે. પરંતુ **પ્રાચીનતીર્થમાલાસંગ્રહ**માં, શ્રીમાન્ જ્ઞાનવિમલસૂરિજી મહારાજે વિ૦ સં૦ ૧૭૭૫ માં રચેલી **તીર્થમાલા** ની ઢાળ ૬, કડી ૫૨ (પૃ. ૧૩૮) માં આ ગામનું નામ 'હમીરપુર' આપ્યું છે અને અહીં ચાર મંદિર વિદ્યમાન હોવાનું લખ્યું છે. એટલે આજથી લગભગ અઢીસો વર્ષો પહેલાં પણ અહીં ચાર મંદિરો વિદ્યમાન હતાં અને અત્યારે પણ એ ચારે ચાર વિદ્યમાન છે, એટલે આ બન્ને મંદિરો, સો એક વર્ષ લગભગમાં નવાં બન્યાં હોય તેમ લાગતું નથી, પણ તે વખતે આ બન્ને મંદિરોનો જીર્ણોદ્ધાર થયો હશે, એમ જણાય છે.

આ બન્ને મંદિરોની દીવાલો વગેરેમાં એકેય લેખ કોતરેલો નથી, કદાચ હશે તો જીર્ણોદ્ધાર કરાવતી વખતે

ચૂનાના પ્લાસ્તરમાં દાબી દીધા હશે. તેમજ અહીં મૂર્ત્તિઓ, ગાદીઓ અને પદ્માસન (પબાસણ) પણ નથી, કે જેમાં લેખો હોવાની સંભાવના હોય છે. એટલે આ બન્ને મંદિરો કોણે અને ક્યારે બંધાવ્યાં છે, તે કંઈ જાણવામાં આવ્યું નથી. પરંતુ ઉપર્યુક્ત તીર્થમાલાથી તે અઢીસો વર્ષથી વધારે જૂનાં છે, એટલું તો ચોક્કસ સાબિત થાય છે.

આ ત્રણે મંદિરોમાંની બધી મૂર્ત્તિઓ અને પદ્માસનો (પબાસણો) વગેરે આસપાસનાં ઘણાં ગામોમાં, જ્યાં જ્યાં આવશ્યકતા હતી ત્યાં, આપી દેવામાં આવેલ છે. તેમાંથી કેટલીક મૂર્ત્તિઓ અહીંથી દક્ષિણ દિશામાં દસ માઈલની દૂરી પર આવેલ સીરોડી ગામના મંદિરમાં લઈ જવામાં આવી છે. પરંતુ અહીંની કઈ કઈ મૂર્ત્તિઓ ત્યાં લઈ ગયા? તેનો નિર્ણય કરવો અશક્ય છે. તેમજ અહીંની બીજી મૂર્ત્તિઓ તથા પબાસણો કયે કયે ગામ લઈ ગયા છે? તેનો પત્તો લાગવો પણ મુશ્કેલ છે. એટલે આ બન્ને દેરાસરો ક્યારે અને કોણે બંધાવ્યાં તે જાણી શકાયું નથી.

(૪) રસ્તા ઉપરનું મંદિર :

આ મંદિર, જૈન ધર્મશાલાએ પહોંચતાં પહેલાં જ, મેદાનમાં અને રસ્તા ઉપર આવેલું છે. આ મંદિર પણ નાનું અને સાવ સાદું હોવા છતાં બીજા, ત્રીજા નંબરના મંદિરોથી કાંઈક મોટું અને પ્રાચીન હોય તેમ લાગે છે. આ મંદિરમાં પણ મંદિર બંધાવનાર સંબંધીનો એકકે લેખ નથી. તેથી આ મંદિર કોણે અને કયા સંવતમાં બંધાવ્યું? તે

ચોક્કસ રીતે જાણી શકાયું નથી. યદ્યપિ આ મંદિરમાં અત્યારે જિનચોવીશીનો આરસનો મોટો પટ્ટ અને આરસના બે મોટા કાઉસગ્ગિયા વિદ્યમાન છે, તેના ઉપર અનુક્રમે વિ૦ સં૦ ૧૨૧૯, ૧૩૪૬ અને ૧૩૪૬ના લેખો ખોદેલા છે, એટલે આ ત્રણે ચીજો પ્રાચીન છે. પણ તેમાં આ ગામનું કે આ મંદિરનું નામ નથી તેથી બીજે ગામથી કે અહીંના આરસના મંદિરમાંથી પાછળથી લાવીને અહીં પધરાવી હોય એવી કલ્પના પણ થઈ શકે. આ ત્રણે લેખોમાં બીજા કોઈ ગામનું નામ પણ નથી, એટલે કદાચ આ ત્રણે વસ્તુઓ અહીંના આરસના મંદિરમાં પધરાવવા માટે કરાવી હોય, અને તેમાં પધરાવી હોય, એમ પણ માની શકાય. આરસના મંદિરમાંથી જ્યારે બધી મૂર્ત્તિઓ લઇ લેવામાં આવી હશે ત્યારે આ ત્રણે ચીજોને ત્યાંથી લાવીને આ મંદિરમાં પધરાવી હશે, એમ લાગે છે.

આ મંદિરનો ઘાટ, એની બાંધણી વગેરે જોતાં આ મંદિર ત્રણસો–ચારસો વરસથી વધારે જૂનું જણાતું નથી. કદાચ આ ઠેકાણે પહેલાં પ્રાચીન અને સુંદર મંદિર હોય અને પાછળથી જીર્ણોદ્ધારના વખતે સમયાનુસાર કોઇએ આવું સાદું મંદિર બંધાવ્યું હોય તો એ પણ સંભવિત છે.

આ મંદિરમાં મૂળ નાયકજીના સ્થાન પર ભગવાનની જે મૂર્ત્તિ બિરાજમાન છે, તેના પર લાંછન સ્પષ્ટ નથી. સાવ ઘસાઇ ગયેલ છે, એટલે તે કયા ભગવાનની મૂર્ત્તિ છે ? તેની ખાત્રી થતી નથી. પણ આ પ્રદેશના લોકો આ મંદિરન

મૂળ નાયકજી શ્રીગોડી પાર્શ્વનાથજી હોવાનું કહે છે અને માને છે. તીર્થમાલાઓ અને ગ્રંથોમાંથી આ શ્રીપાર્શ્વનાથ પ્રભુજીનું તીર્થ હોવાના ઉલ્લેખો મળે છે, તેમજ આરસના મુખ્ય મંદિરમાં પહેલાં શ્રીજીરાવલા પાર્શ્વનાથજી મૂળ નાયક હતા, પછી તેમાં કદાચ મૂળ નાયકજીના સ્થાન પર ગોડીપાર્શ્વનાથજી બિરાજિત થયા હશે. તેને લીધે આ મંદિરના મૂળ નાયકજીની પણ શ્રીગોડી પાર્શ્વનાથજી તરીકેની પ્રસિદ્ધિ ચાલુ રહી ગઇ હશે, એમ લાગે છે. મૂળ ગભારામાં બિરાજમાન મૂળ નાયકજી અને તેમની બન્ને બાજુની એક એક મૂર્ત્તિની બેઠકોમાં તેરમા સૈકાના લેખો ખોદેલા છે, તે બનાવટી છે.[3] અરાજકતાના સમયમાં પ્રાચીન મૂર્ત્તિઓ પર, તે પ્રાચીન હોવાની પાકી ખાત્રી કરાવવા માટે, કોઈએ પાછળથી ખોદ્યા કે ખોદાવ્યા હોય તેમ તે લેખોની લિપિ અને ભાષા પરથી સ્પષ્ટ જણાય છે. આ મૂર્ત્તિઓની પ્રાચીનતા સિદ્ધ કરે તેવા તેના પર સાચા લેખો નહીં હોવા છતાં, એ મૂર્ત્તિઓ ભવ્ય, આકર્ષક અને દર્શનીય છે.

આ મંદિરના મૂળ ગભારામાં ઉપર જણાવેલી આરસની ત્રણ જ મૂર્ત્તિઓ છે. મૂળ ગભારા બહાર એટલે ગૂઢમંડપમાં આરસની મોટી મૂર્ત્તિ ૧ છે, તથા આરસના મોટા કાઉસ્સગ્ગિયા ( ઊભી મૂર્ત્તિઓ ) ૨ છે, આરસનો જિન—

---

૩ ઇતિહાસતત્ત્વવેત્તા શ્રીમાન્ પંન્યાસજી શ્રીકલ્યાણવિજયજી મહારાજ પણ આ ત્રણે લેખોને બનાવટી જ માને છે. આ ત્રણે લેખોને બનાવટી હોવાથી મેં ઊતાર્યા નથી.

ચોવીશીનો પટ્ટ ૧ દીવાલ સાથે લગાવેલો છે. (ઉપર કહેવામાં આવ્યું તેમ આ ત્રણે વસ્તુઓ ઉપર અનુક્રમે વિ૦ સં૦ ૧૩૪૬, ૧૩૪૬ અને ૧૨૧૯ના લેખો ખોદેલા છે.) ધાતુની પંચતીર્થી ૧ અને અંબિકાદેવીની આરસની મૂર્ત્તિ ૧ છે. આ દેરાસરનો જીર્ણોદ્ધાર કરવાની ખાસ જરૂર છે.

## ગામની પ્રાચીનતા :

**ગુજરાતનાં ઐતિહાસિક સાધનો** નામના પુસ્તકમાં ‘ગઢ અને પ્રાચીન શહેરોની વિગત’ નામના પ્રકરણમાં લખ્યું છે કે—“વિ૦ સં૦ ૮૦૮માં દેવડા હમીરે હમીરપુર વસાવ્યું. અને હમીરને ઘેર દેવી આવી તેથી તે અને તેના વંશજો દેવડા કહેવાણા.” જો આ વાત સાચી[૪] ઠરે તો આ ગામ, લગભગ બારસો વર્ષનું પ્રાચીન હોવા સાથે આ ગામનું મૂળ નામ ‘હમીરપુર’ હતું, એમ સાબિત થાય છે, અને અહીં મજબૂત લડાયક કિલ્લો બનેલો હોવાથી લોકોમાં તે ‘હમીરગઢ’ નામથી પ્રસિદ્ધિ પામ્યું જણાય છે. પ્રાચીન

૪. આ પ્રદેશમાં દેવડા રજપૂતોની વસ્તી પહેલાં હતી અને અત્યારે પણ છે. સિરોહીના ચૌહાણ મહારાવના રાજવંશીઓ અને તેમના કુટુંબીઓ દેવડા રજપૂતો છે. સિરોહીના મહારાવ દેવડા લુંઢાજીએ વિ. સં. ૧૩૬૮ લગભગમાં ચંદ્રાવતી અને આબૂના પરમારોને જીતીને રાજ્ય પડાવી લીધું હતું. એટલે તે પહેલાં પણ આ તરફમાં દેવડા રજપૂતોની વસ્તી હતી. તેથી દેવડા ઠાકોર હમીરે હમ્મીરપુર વસાવ્યું હોય, એ વાત માની શકાય તેવી લાગે છે.

તીર્થમાલાઓ અને પટ્ટાવલીઓમાં પણ આ ગામનું નામ હમીરપુર અને હમીરગઢ આપેલું જોવામાં આવે છે. તેથી આ ગામનાં ઉપર્યુક્ત નામો તથા તેની પ્રાચીનતા પુરવાર થાય છે.

ઉપર્યુક્ત એક પ્રમાણ સિવાય આ નગરની ઉત્પત્તિ માટે બીજા ઉલ્લેખો મળ્યા નથી, તેમજ આ રાજ્યના અને તેના રાજાઓના ઈતિહાસ કે જાહોજલાલી સંબંધી તથા તેના નાશ સંબંધી પણ કંઈ વિશેષ જાણવામાં આવ્યું નથી.[5] ઈતિહાસતત્ત્વનિષ્ણાત મ. મ. રાવબહાદુર ગૌરીશંકર હીરાચંદ ઓઝા જેવાએ પણ પોતે લખેલા **सिरोही**

---

૫ શ્રીજ્ઞાનવિમલસૂરિજીએ વિ૦ સં૦ ૧૭૫૫માં રચેલી તીર્થમાલામાં હમ્મીરગઢમાં ચાર જિનમંદિરો વિદ્યમાન હોવાનું લખ્યું છે. તેઓએ હમ્મીરગઢની યાત્રા કરી હશે જ એટલે ત્યાં સુધી અહીં જૈનોની વસ્તી સારી હશે, અને શહેર પણ આબાદ હશે, એમ લાગે છે. ત્યારપછીના નજીકના સમયમાં જ એટલે અઢારમી શતાબ્દિના ઉત્તરાર્ધમાં ઔરંગજેબ અથવા તેમના સુબાઓની ફોજોનાં આક્રમણથી—તેમની સાથે થયેલ લડાઈમાં; અથવા તો તે વખતના સિરોહીના મહારાવ સાથે કંઈક અથડામણ થઈ હોય અને તેને અંગે થયેલા યુદ્ધમાં અહીંના રાજવંશનો અને તેની સાથે આ નગર તથા કિલ્લાનો પણ નાશ થયો હોય અને આ પ્રદેશ સિરોહી રાજ્યે પોતાના રાજ્યમાં ભેળવી દીધો હોય—ખાલસા કરી દીધો હોય, તો તે પણ બનવાયોગ્ય છે. ગમે તેમ હોય પણ આ શહેરનો અઢારમી શતાબ્દિના ઉત્તરાર્ધમાં નાશ થયો હોય, એમ જણાય છે.

**राज्यका इतिहास** માં 'હમીરપુર'નું નામ આપવા સિવાય કશું ય લખ્યું નથી.

આગળ કહેવામાં આવ્યું છે તેમ જો આ 'હમીરપુર' શહેર દેવડા હમીરે વિ૦ સં૦ ૮૦૮માં વસાવ્યાની વાત સાચી હોય, તો આ શહેરની પ્રાચીનતામાં જરાયે શંકા રહેતી નથી. તેમ જ અહીંના રસ્તા ઉપરના જૈન મંદિરમાંના, આરસનો પ્રાચીન ચોવિશીનો પટ્ટ તથા બે કાઉસગ્ગિયા (ઊભી મૂર્તિઓ) પરના વિક્રમની તેરમી અને ચૌદમી શતાબ્દિના ત્રણ લેખો પણ આ શહેરની પ્રાચીનતાને સિદ્ધ કરે છે. પરંતુ આ ત્રણે શિલાલેખોમાં હમીરપુરનું નામ નહિ હોવાથી કદાચ તે ત્રણે મૂર્તિઓ પાછળથી બહારગામથી લાવ્યાની પણ સંભાવના થઈ શકે. તેમ છતાં આ શહેરની પ્રાચીનતા નષ્ટ થતી નથી. **जैनपुस्तकप्रशस्तिसंग्रह** પ્રથમ ભાગ (સિંઘીજૈનગ્રંથમાલા) પૃષ્ઠ ૯૮ માં '**शतपदिका**' નામની વિ૦ સં૦ ૧૩૨૮ માં લખાયેલી હસ્તલિખિત પ્રતિની એક પ્રશસ્તિ આપી છે. તેમાં લખ્યું છે કે — હમીરપત્તન વાસ્તવ્ય, પલ્લીવાલજ્ઞાતીય, શેઠ સાલ્હડના પુત્ર શેઠ કડુઆએ પોતાના ભાઈ ઉદા શ્રાવકના કલ્યાણ માટે શ્રીબાહડમેરુ (બાડમેર) ના શ્રીમહાવીર ચૈત્યમાં શ્રીપાર્શ્વનાથ બિંબ વિ૦ સં૦ ૧૩૨૭ માં સ્થાપન કર્યું. (આ પ્રશસ્તિમાં, આ કડુઆ શ્રાવકના પૂર્વજો તથા વંશજોનું સંક્ષિપ્ત પણ ઠીક ઠીક વર્ણન આપ્યું છે.) આ શાસ્ત્રીય પ્રમાણ આ હમીરપુરની પ્રાચીનતાને સિદ્ધ કરે છે. તેમજ આ વાતને અહીંના આરસના મંદિરની

દીવાલોમાં કોતરાયેલા લેખો અને તીર્થમાલાઓ વગેરેમાંથી મળી આવતા ઉલ્લેખો પણ પુષ્ટિ આપે છે. ઉક્ત આરસના મંદિરની દીવાલોમાં વિ૦ સં૦ ૧૫૫૦ થી ૧૫૫૬ સુધીના પાંચ લેખો, ગોખલા અને દેરીઓ કરાવ્યાના તથા યાત્રા કર્યાના ખોદાયેલા છે. મૂળ મંદિર બન્યાનો લેખ નથી. એટલે મૂળ મંદિર તો તેથીયે પહેલાં બનેલ હોવું જ જોઈએ. એટલે આ નગર વિ૦ સં. ૧૫૫૦ માં અને તેથી પહેલાં પણ વિદ્યમાન હોવાનું નિઃસંદેહ માની શકાય તેમ છે. એટલે આ શહેરની પ્રાચીનતામાં હવે કંઈ પણ શક જેવું રહેતું નથી.

**जैन साहित्य संशोधक** ખંડ ૧, પૃ. ૫૨ માં જણાવ્યું છે કે પાર્શ્વચંદ્રગચ્છના શ્રીપાર્શ્વચંદ્રસૂરિજી મ. આ 'હમીરપુર'ના રહેવાસી હતા. હમીરપુરનિવાસી પોરવાડ જ્ઞાતિના વેલોશાહ અને તેમની ધર્મપત્ની વિમલા દેવીના પુત્રે સાધુરત્ન નામના મુનિ પાસે દીક્ષા લીધી હતી, જેનું નામ પાર્શ્વચંદ્ર પાડયું હતું. એમના નામથી પાછળથી "પાર્શ્વચંદ્રગચ્છ" કહેવાયો. તેમનો જન્મ વિ૦ સં૦ ૧૫૩૭ ચૈત્ર સુદિ ૯ શુક્રવારે થયો હતો. વિ૦ સં૦ ૧૫૪૬ માં દીક્ષા, સં૦ ૧૫૫૪ માં ઉપાધ્યાયપદ, સં૦ ૧૫૬૪ માં ક્રિયોદ્ધાર, સં૦ ૧૫૬૫માં સૂરિપદ, સં૦ ૧૫૯૯ વૈશાખ સુદિ ૩ યુગપ્રધાનપદ અને સં૦ ૧૬૧૨ના માગસર સુદિ ૩ ને દિવસે તેમનો દેહોત્સર્ગ (સ્વર્ગવાસ) થયો હતો.[૬]

૬. સને ૧૮૯૪ ના જુલાઈ માસના 'ઇન્ડિયન એન્ટીક્વેરી'-ના પૃ. ૧૮૧માં આપેલી 'પાર્શ્વચંદ્ર ગચ્છની પટ્ટાવલી'માં સં૦ ૧૫૬૪ માં ક્રિયોદ્ધાર કર્યાનું અને એ જ સાલમાં યુગપ્રધાન થયાનું લખ્યું છે.

**जैन साहित्यनो संक्षिप्त इतिहास** પૃ. ૫૧૯ માં લખ્યું છે. કે–કુતુબપુરા તપાગચ્છીય શ્રીઇંદ્રનંદિસૂરિજીના પટ્ટધર શ્રીસૌભાગ્યનંદિસૂરિજીએ હમીરપુરમાં રહીને વિ૦ સં૦ ૧૫૭૬ માં **श्रीमौन–एकादशी**ની કથા રચી.

ઉપર જણાવ્યા પ્રમાણે એક ગચ્છસંસ્થાપક આચાર્યનો અહીં જન્મ થયો છે, અને બીજા આચાર્યે અહીં સ્થિરતા કરીને ગ્રંથની રચના કરી છે, તેથી જણાય છે કે—અહીં ઘણા સૂરિવર્યો અને મુનિપુંગવો વિચરતા જ હશે, અને અહીં કડુઆ જેવા અનેક શ્રાવક કુટુંબો વસતાં હશે. તેના પ્રમાણમાં બીજી કોમોની વસ્તી પણ હશે જ. તેથી આ નગરની તે સમયમાં કેટલી જાહોજલાલી હશે? તે સહજે સમજી શકાય તેમ છે.

**જીર્ણોદ્ધાર વ્યવસ્થા ને દેખરેખ:**

લગભગ ૪૫ વર્ષ પહેલાં સિરોહીના કેટલાક પુણ્યશાળી શ્રાવકોએ આ તીર્થનો ઉદ્ધાર કરવાની કોશીષ કરતાં સિરોહીના મુખ્ય નજીકના ભાયાત નાંદીયાના ઠાકોર સાહેબ પાસેથી આ ચારે મંદિરો, ધર્મશાળા અને બગીચાની જમીન તથા તેની આસપાસની બધી જમીન ફરીવાર કિંમત આપી ખરીદી લઈને તેનો પાકો પટ્ટો (દસ્તાવેજ) વિ૦ સં૦ ૧૯૫૯ માં કરાવી લીધો. પછી તે શ્રાવકોએ આ તીર્થસ્થાનનું સમારકામ કરાવ્યું અને કંઈક વ્યવસ્થા કરી. તે પછી સિરોહીના "શ્રીમહાવીર જૈન મિત્રમંડળ"ના ઉત્સાહી યુવકોએ આ કામ હાથમાં લીધું. ધર્મશાળાનું જરૂર પૂરતું સમારકામ કરાવી કેટલીક ઓરડીઓને કમાડ કરાવ્યાં, પૂજારી

તથા ચોકીદારો કાયમ ખાતે ત્યાં રહી શકે એવી વ્યવસ્થા કરી. એ પછી સિરોહીના શ્રીસંઘની "શેઠ કલ્યાણજી પરમાનંદજી" નામની પેઢીએ આ તીર્થનો વહીવટ હાથમાં લીધો. અને મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવાનું નક્કી કર્યું. સં૦ ૧૯૯૫ના મહા સુદિ ૧૦ થી આરસના મુખ્ય મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવાનું કામ ચાલુ થયું. લગભગ ચારેક વર્ષ સુધી કામ ચાલ્યું. આરસના મંદિરમાંનું જરૂરી બધુંય કામ કરાવી લીધું, ધર્મશાળાથી આરસના મંદિર સુધીનો બધો રસ્તો સાફ કરાવ્યો; ધર્મશાળા, અરટ અને બગીચાનું સમારકામ કરાવીને તેને ચાલુ વપરાશવાળી સ્થિતિમાં મૂકી દીધેલ છે.

અહીંની ધર્મશાળા, આશરે એક હજાર માણસ ઊતરી શકે, એટલી વિશાળ છે. અહીં યાત્રાળુ રાત ગાળી શકે એવી વ્યવસ્થા છે. પૂજારી, નોકર, માળી અને બે ચોકીદાર; એમ પાંચ માણસો કાયમ ખાતે રહે છે. યાત્રાળુઓ માટે વાસણ, ગાદલાં–ગોદડાંની વ્યવસ્થા પણ રાખેલી છે.

**મીરપુર :**

હમીરગઢનો નાશ થયા પછી અહીંના ખેડૂતો, મજૂરો વગેરે અહીંથી એક માઈલ દૂર મેદાનમાં જઈને વસ્યા હશે અને તેથી આ ગામનું નામ 'હમીરપુર'ના અપભ્રંશથી, મુસલમાનોએ પાડવાથી અથવા અહીં વિશેષે કરીને મીંયાણા લોકોની વસ્તી હોઈ, તેઓ કદાચ 'મીર' જાતિના હોય તેથી, આ ગામનું નામ "મીરપુર" પડ્યું હશે; એમ જણાય છે. મીરપુરમાં ફક્ત મીંયાણા અને ભીલો વગેરેની જ વસ્તી છે.

## ૪૦. સિંદરથ

હમીરગઢથી ઉત્તરમાં ૩ માઈલ અને સિરોહીથી નૈઋત્ય ખૂણામાં ૬ માઈલ દૂર "સિંદરથ" નામનું ગામ આવેલું છે. તે સિરોહી તહેસીલમાં છે.

**શ્રીઆદીશ્વર ભ૦નું મંદિર :**

અહીં પહાડની ઓથમાં પાછળથી જરા ઊંચાણુ ભાગ અને આગળથી જરા નીચાણુ ભાગ પર મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભગવાનનું એક પ્રાચીન જૈન મંદિર આવેલું છે.

મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, અને ભમતીના કોટયુક્ત આ મંદિર બનેલું છે. કોટના મુખ્ય દરવાજા પછી થોડી જગ્યા ખાલી છે; તે પછી મંદિરના કંપાઉન્ડનો મુખ્ય દરવાજો આવે છે.

મૂળનાયકજીની પંચતીર્થીના પરિકરયુક્ત મનોહર મૂર્ત્તિ છે. તે સિવાય બીજી બે મૂર્તિઓ છે. કુલ આરસનાં જિનબિંબ ૩ છે અને ધાતુની સાવ નાની મૂર્તિ ૧ છે. મૂળનાયકજી પર લેખ જોવામાં આવતો નથી.

હાલ મંદિરમાં લાદી અને પ્લાસ્તરનું કામ ચાલે છે.

અહીં શ્રાવકનાં ઘર ૨૨ છે. ઉપાશ્રય ૧ અને ધર્મશાળા ૧ છે.

## ૪૧. ખાંબલ

સિંદરથથી ઉત્તરમાં ૨ા માઈલ અને સિરોહીથી નૈઋર્ત્યમાં ૪ માઈલ દૂર "ખાંબલ" નામનું ગામ આવેલું છે. આ ગામ સિરોહી તહેસીલમાં છે. સજ્જનરોડ સ્ટેશનથી કાચે રસ્તે જવાય છે.

**શ્રીઆદીશ્વર ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભ૦નું એક મંદિર છે. મૂળગભારો, ગૂઢમંડપ, સભામંડપ, શૃંગારચોકી અને કોટ યુક્ત આ મંદિર બનેલું છે. મૂ૦ ના૦ સહિત આરસની મૂર્ત્તિઓ ૩ અને ધાતુની ચોવીશી ૧ છે. પહેલાં આ ઘર–દેરાસર હતું પણ સં૦ ૧૯૬૦ માં તે શિખરબંધી તૈયાર થયું અને સં૦ ૧૯૬૩ માં તેની પ્રતિષ્ઠા કરવામાં આવી, પણ મૂ૦ ના૦ ની મૂર્તિ બદલવાના કારણે ફરીને સં૦ ૧૯૮૨ ના જેઠ સુદ ૧૩ ને દિવસે પ્રતિષ્ઠા થઈ છે. ગામના પ્રમાણમાં મંદિર સુંદર ગણાય.

મંદિરની પાસે જ શા. નાથાજી મનરૂપજીએ એક મોટી ધર્મશાળા (ઉપાશ્રય) બંધાવેલ છે. ધર્મશાળાની બહાર એક કૂવાની સગવડ પણ ઉક્ત દાનવીરે જ કરી છે. આ સિવાય જમણવાર વગેરે માટે એક બીજી પંચાયતી ધર્મશાળા છે. તેમાં સાધુ–સાધ્વીઓ પણ ઊતરી શકે છે.

આ ગામમાં ઓશવાલનાં ૧૩ ઘર અને પોરવાડનાં ૪ ઘરો છે. ગામમાં કુસંપના કારણે બે તડ છે. ઓશવાલો

કોઈ પણ કામમાં ભાગ લેતા નથી. પોરવાડો જ વહીવટ અને અન્યાન્ય કામ કરે છે.

## ૪૨. ગોહલી

ખાંબલથી ઈશાનખૂણામાં ૩ માઈલ અને સિરોહીથી વાયવ્યખૂણામાં ૨ માઈલ દૂર " ગોહલી " નામનું ગામ આવેલું છે. આ ગામ સિરોહી રાજ્યનું છે.

**શ્રીગોડીપાર્શ્વનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીગોડીપાર્શ્વનાથ ભગવાનનું બાવન જિનાલયવાળું ભવ્ય મંદિર છે. મંદિર મકરાણાના પથ્થરનું શિખરબંધી છે. મૂ૦ ના૦ની મૂર્તિ નવીન છતાં દર્શનીય છે. મંદિરની પ્રાચીન ભીંતમાં વિ૦ સં૦ ૧૨૧૩ અને ૧૨૪૫ ના લેખો છે. તેમાં સં૦ ૧૨૪૫ ના લેખમાં " ગોહવલિ " એવું ગામનું નામ આપેલું છે; એ ઉપરથી આ મંદિર અને ગામ એ પહેલાંનું હશે; એ નક્કી થાય છે. અત્યારે મંદિરનો જીર્ણોદ્ધાર ચાલે છે.

અહીં એક ઉપાશ્રય અને એક ધર્મશાળા છે. શ્વેતાંબર જૈનોનાં ૨૫ ઘરો છે.

## ૪૩. કોલર

ગોહલીથી ઈશાનખૂણામાં પા માઈલ દૂર " કોલર " નામનું ગામ આવે છે.

**શ્રીઆદીશ્વર ભ૦નું મંદિર :**

અહીં પહાડની તળેટીમાં મૂ૦ ના૦ શ્રીઆદીનાથ ભગવાનનું એક જૈન મંદિર છે. મૂ૦ ના૦ ઉપર સં૦ ૧૭૨૧નો લેખ છે. આ મંદિરના મૂળગભારામાં આરસની મૂર્તિઓ ૩, પંચતીર્થી ૧, સિદ્ધચક્ર ૧, નવચોકીમાં મણિભદ્ર ૧ અને દેવીની મૂર્તિ ૧ છે. બે દેરીઓ મૂર્તિવાળી છે; જેમાં ૪ જિનબિંબો છે. બાકીની દેરીઓ ખાલી છે. દરવાજામાં પેસતાં ડાબા હાથની પાંચમી દેરી ઉપર સં૦ ૧૭૨૨નો લેખ છે. પણ ઘસાઈ જવાથી વાંચી શકાતો નથી. બહારના ચોતરા નીચે ભોંયરું છે. આ મંદિરમાં ૨૮ પ્રતિમાનો ઉલ્લેખ સં૦ ૧૭૨૨માં રચાયેલી શ્રીમહિમાકૃત **चैत्यपरिपाटी**માં આવે છે.

આ મંદિરનો શ્રીજુવાનમલજીએ જીર્ણોદ્ધાર કરાવી પ્રતિષ્ઠા સં૦ ૧૯૫૮ માં કરાવી છે. મંદિર પહેલાં તૂટેલી અવસ્થામાં હતું.

મંદિરના દરવાજામાં પેસતાં જ એક મકરાણાના પથ્થરના દાસા ઉપર ચ્યવન કલ્યાણકનો ભાવ કોતરેલો છે. માતા પલંગમાં સૂતાં છે. તેની પછી અનુક્રમે ૧૪ સ્વપ્નો કોતરેલાં છે. આ પથ્થર સુંદર નકશીવાળો છે અને બીજે ઠેકાણેથી લાવીને અહીં લગાવેલો હોય; એમ જણાય છે.

---

૧...........કોલર ગામિ રે પેખિ.
પ્રતિમા અડાવીશ તે પ્રણમીઇં...........
प्राचीनतीर्थमालासंग्रह કડી ૯-૧૦. પૃ. ૫૯-૬૦.

**કેટલાંક સ્થાનો :**

આ મંદિરની પાસે લક્ષ્મીનારાયણનું એક મંદિર છે. તૂટ્યોફૂટ્યો એક કિલ્લો છે. એના બુરજ અને દરવાજા, મુખ્ય પોળ વગેરે દેખાય છે. આ કિલ્લાથી જ આ ગામને "કોલર-ગઢ" એવા નામથી લોકો ઓળખતા હતા. કિલ્લાની બહાર એક વાવનું ખંડેર છે. મંદિરથી દૂર એક બીજી વાવ પણ છે અને મંદિરથી લગભગ ૧ માઈલ દૂર આંબેશ્વર મહાદેવનું ધામ છે. સોમવારે ઘણા લોકો ત્યાં દર્શનાર્થે જાય છે. અહીં ઘણા પાળિયાઓ પણ છે. તેમાંના કેટલાંક ઉપર સં૦ ૧૭૦૦ અને ૧૮૦૦ ના લેખો છે.

ચૈત્ર વદિ ૨ (ગુ૦ ફાગણ વદિ ૮) નો કોલરમાં મોટો મેળો ભરાય છે.

અહીં રબારીઓ તેમજ મીંયાણાંનાં થોડાં ઝુંપડાં છે. શ્રાવકનું એકે ઘર નથી. અહીં કારખાનું (કાર્યાલય) છે. યાત્રાળુઓને સર્વ પ્રકારની સગવડ મળે છે.

## ૪૪. સિરોહી

કોલરથી નૈઋર્ત્ય ખૂણામાં ૫ માઈલ અને પીંડવાડા સ્ટેશનથી વાયવ્ય ખૂણામાં ૧૪ માઈલ દૂર પશ્ચિમમાં સિર-ણવા નામના પર્વતની શ્રેણિ નીચે "સિરોહી" શહેર આવેલું છે અને તે રાજધાનીનું મુખ્ય શહેર છે. પીંડવાડાથી સિરોહી સુધી પાકી સડક બનેલી છે.

મહારાવ રણમલના પુત્ર મહારાવ શિવભાણે (શોભાએ) સિરણુવા નામની પહાડી નીચે વિ૦ સં૦ ૧૪૬૨માં પોતાના નામથી "શિવપુરી" નામનું નગર વસાવ્યું અને પહાડી ઉપર એક કિલ્લો બંધાવ્યો. એ શિવપુરી વર્તમાન સિરોહીથી અનુમાનતઃ ૨ માઈલ પૂર્વમાં ખંડેરરૂપે હજી પણ વિદ્યમાન છે. તેને લોકો આજે પણ "જૂનું સિરોહી" કહે છે.

મહારાવ શિવભાણ પછી તેમનો પુત્ર અને અત્યારના મહારાવના પૂર્વજ મહારાવ સૈંસમલજી (સહસ્રમલજી) ચૌહાણે ચંદ્રાવતી ઉપર મુસલમાનોનાં વારંવાર થતાં આક્રમણોથી વિ૦ સં૦ ૧૪૮૨માં "સિરોહી" નગર વસાવ્યું. પહાડની ટેકરી ઉપર વિશાળ રાજમહેલ બનેલો છે. તેનાથી થોડે જ દૂર નીચાણુ ભાગમાં (શહેરની અંદર) દેરાશેરીમાં જૈનોનાં ૧૩ મંદિરો આવેલાં છે. અહીંનાં ૧૫ મંદિરો પૈકી એક શ્રીજીરાવલા પાર્શ્વનાથ ભ૦નું મંદિર બીજી શેરીમાં અને એક શ્રીમહાવીર સ્વામી ભ૦નું મંદિર શહેર બહાર આવેલું છે. આને "થૂભનું મંદિર" કહે છે. દેરાશેરીમાં એક સાથે આવેલાં આટલાં મંદિરોથી કેટલાક તેને "અરધો શત્રુંજય" પણ કહે છે. આ બધાંય મંદિરો સિરોહી વસ્યા પછી જ બન્યાં છે.

**(૧) શ્રીશાંતિનાથ ભ૦નું મંદિર :**

આ મંદિરમાં મૂ૦ ના૦ શ્રીશાંતિનાથ ભ૦ની પંચતીર્થીના પરિકરવાળી ભવ્ય મૂર્તિ છે. તેના ઉપર સં૦ ૧૬૫૭ નો લેખ છે અને તેની પ્રતિષ્ઠા શ્રીજિનચંદ્રસૂરિજીએ

કરી છે. ગૂઢમંડપમાં જમણા હાથ તરફ દાદા શ્રીજિનદત્ત-સૂરિજીની મનોહર મૂર્તિ છે. શ્રીઆદીશ્વર ભ૦ના મંદિરમાં જેવી શ્રીહીરવિજયસૂરિજીની મૂર્તિ છે તેવી જ છે. તેની ઊંચાઈ ૩૦ ઇંચ અને પહોળાઈ ૨૦ ઇંચ છે. તેના ઉપર ॥ श्री द जिनदत्तसूरि ॥ એટલા અક્ષરો કોતરેલા છે. વળી આ જ ગૂઢમંડપમાં ડાબા હાથ તરફ શ્રીજિનકુશલસૂરિજીની સુંદર મૂર્તિ, શ્રીજિનદત્તસૂરિજી જેવી જ લગભગ છે. તેની ઊંચાઈ ૩૬ ઇંચ અને પહોળાઈ ૧૭ ઇંચ છે. તેના ઉપર નીચે સં૦ ૧૬૬૧ નો મહારાવ સુરતાણજીના સમયનો લેખ છે. જમણા હાથ તરફની ચાર દેરીઓ અને ડાબા હાથ તરફની બે દેરીઓ ઉપર સં૦ ૧૫૫૮ ના લેખો છે પણ તેમાં ખૂબ ચૂનો ભરી દીધો છે તેથી સાફ કરાવીને મહેનતથી વાંચી શકાય તેમ છે.

### (૨) ચૌમુખજીનું મંદિર :

આ મંદિર બધાં મંદિરો કરતાં ખૂબ વિશાળ અને બહુ ઊંચું છે. આમાં ત્રણ માળ છે અને હરેક માળમાં ચૌમુખજી છે. નીચેના માળના ચૌમુખજીમાં મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભ૦ છે. આગળ અને પાછળ મોટા મોટા રંગ-મંડપો બનેલા છે અને બંને બાજુએ રંગમંડપો, ચોકીઓ અને દેરીઓ વગેરે બનાવવાનું શરૂ થઈ ગયેલું પણ અધૂરું રહી ગયું લાગે છે.[1] પ્રવેશદ્વારની બંને બાજુમાં કેટલીક દેરીઓ

---

૧ સાંભળવા પ્રમાણે ચૌમુખજીના મંદિરનો સં૦ ૧૯૮૭ પછી જીર્ણોદ્ધાર થઈ ગયો છે. સભામંડપ, ચોકીઓ અને દેરીઓ પણ બનેલી છે. દેરીઓ માટે પાયો ખોદતાં મોટું ભોંયરું મળી આવ્યું હતું.

છે, તેમાંની એક દેરીમાં પગલાંની જોડી ઘણી જ છે. ત્રીજે માળે ચૌમુખજીની બહાર ચારે ખૂણે ચાર દેરીઓમાં ભગવાનની મૂર્ત્તિઓ છે. ત્રણ માળ ઉપર પણ ચોથો માળ છે. પરંતુ ત્યાં જવા માટે દાદરો મૂકેલો નથી. પથરા ઉપર પગ મૂકીને જઈ શકાય છે. તેમાં મૂર્ત્તિઓ નથી. ચાર માળ ગયા પછી પણ શિખર ખૂબ ઊંચું છે. મંદિરમાં ભાંગ્યાતૂટયા કામની મરમ્મત કરાવવાની ખાસ જરૂરત છે. જો મરમ્મત નહિ થાય તો અણુધાર્યું કોઈક વખત મંદિર તૂટી પડવાનો સંભવ છે.

નીચેના માળમાં મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભ૦ની પલાંઠી ઉપર લેખ છે પણ ઘસાઈ ગયો છે, તેથી વંચાતો નથી. બીજી અને ત્રીજી બાજુના શ્રીઆદિનાથ ભ૦ ઉપર સં૦ ૧૬૪૪ના લેખો છે. આ બિંબો સિરોહીના શ્રાવકોએ જ કરાવ્યાં છે અને તેની પ્રતિષ્ઠા શ્રીહીરવિજયસૂરિજીએ કરી છે. ચોથી બાજુના શ્રીવાસુપૂજ્ય ભ૦ ઉપર સં૦ ૧૭૨૧ નો લેખ છે અને તેની શ્રીવિજયાનંદસૂરિજીના શિષ્ય શ્રીવિજય-રાજસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે. ચારે બાજુની મૂર્ત્તિઓ પંચતીર્થીના પરિકરવાળી છે.

મૂળગભારાની સન્મુખ બહારની ચોકીની ભીંતમાં સં૦ ૧૬૩૪ નો મહારાવ સુરતાણજીના પુત્ર રાજસિંઘજીના

---

તેમાંથી સં૦ ૧૭૨૧માં પ્રતિષ્ઠિત થયેલી આરસની ઘણી મૂર્તિઓ નીકળી છે; વગેરે સાંભળ્યું છે. પરંતુ પૂરી જાતમાહિતી નહીં હોવાથી તે હકીકત અમે આમાં લીધી નથી.

સમયનો લેખ છે.[૨] અને તેમાં શ્રીવિજયસેનસૂરિજીએ ચતુર્મુખપ્રાસાદની પ્રતિષ્ઠા કર્યાનું લખ્યું છે. મૂળગભારાની બીજી ૫ મૂર્ત્તિઓ ઉપર સં૦ ૧૭૨૧ ના અને ૧ મૂર્ત્તિ ઉપર સં૦ ૧૬૭૬ ના લેખો છે. સભામંડપમાં ડાબા હાથની દેરીમાં બન્ને મૂર્ત્તિઓ ઉપર સં૦ ૧૭૨૧ ના લેખો છે.

નીચેના માળની ભમતીમાં ડાબા હાથ તરફની પહેલી દેરીમાં શ્રીશ્રેયાંસનાથ ભ૦ની મૂર્ત્તિ ઉપર સં૦ ૧૭૨૧ નો લેખ છે. આ દેરીમાં મહાલક્ષ્મીદેવીની એક આરસની મૂર્ત્તિ છે. ભમતીની જમણા હાથ તરફની દેરીમાં ૪ મૂર્ત્તિઓ ઉપર સં૦ ૧૭૨૧ ના લેખો છે. એક મૂર્ત્તિ ઉપર બીજા સંવતનો લેખ જણાય છે પણ તે ઘસાયેલો હોવાથી સ્પષ્ટ દેખાતો નથી.

ભમતીની ડાબા હાથ તરફની બીજી દેરીમાં પાદુકા જોડી ૨૧ અને પાંચ પાદુકાનો ૧ પટ્ટ છે. તમામ ઉપર લેખો છે.

પહેલી પાદુકા શ્રીઆદીશ્વર ભ૦ની છે, તેના પર સં૦ ૧૭૨૬ નો લેખ છે. બીજી પાદુકા શ્રીહીરવિજયસૂરિજીની છે, તેના પર સં૦ ૧૬૫૩ નો લેખ છે, તેની શ્રીવિજયસેન-સૂરિજીએ પ્રતિષ્ઠા કરાવી છે. ત્રીજી પાદુકા ઉપાધ્યાય શ્રીદેવવિજય ગણિની છે, તેના પર સં૦ ૧૭૨૬ નો લેખ છે. તેમાં "શ્રીવિજય-રાજસૂરિના વિજયી રાજ્યમાં ભટ્ટારક શ્રીદાનસૂરિ, તેમના શિષ્ય ઉપાધ્યાય શ્રીરાજવિમલગણિ, તેમના શિષ્ય ઉ૦ શ્રીમુનિ-વિજય ગણિ, તેમના શિષ્ય ઉ. શ્રીદેવવિજય ગણિની આ

---

૨ આ મંદિરના લેખમાં સં૦ ૧૬૩૪ વર્ષે શાકે ૧૫૦૧ લખ્યું છે. સંવત્ કે શકના અંકમાં બે વર્ષની ભૂલ છે. કેમકે સં૦ ૧૬૩૪ માં શક સંવત્ ૧૪૯૯ થાય છે.

પાદુકા છે અને તેની તેમના શિષ્ય ઉ૦ શ્રીધર્મવિજય ગણિ વગેરેએ પ્રતિષ્ઠા કરી છે.” એવો ઉલ્લેખ છે. ચોથી પાદુકા શ્રીવિજયસેનસૂરિજીના શિષ્ય શ્રીવિજયદેવસૂરિજીની છે, તેના ઉપર સં૦ ૧૭૩૦ નો લેખ છે. પાંચમી અને છઠ્ઠી પાદુકા એક જ પથ્થરમાં છે. તેના ઉપર સં૦ ૧૭૧૦ નો લેખ છે. પાંચમી પાદુકા તપાગચ્છીય કમલકલશસૂરિ શાખાના લક્ષ્મીરત્નસૂરિના શિષ્ય શ્રીહંસરત્નસૂરિની છે. છઠ્ઠી પાદુકા—તે જ શાખાના હંસરત્નસૂરિના શિષ્ય શ્રીકલ્યાણરત્નસૂરિની છે. આ બંને પાદુકાની પ્રતિષ્ઠા શ્રીધર્મરત્નસૂરિએ કરી છે.

નીચેની હારમાં પહેલી પાદુકા શ્રીપદ્મરત્નસૂરિની છે. તેના પર સં૦ ૧૮૧૦ નો લેખ છે અને તેની શ્રીહર્ષરત્ને પ્રતિષ્ઠા કરી છે. બીજી પાદુકામાં પાંચ પાદુકાઓ એક સાથે છે. તેના ઉપરનો લેખ બરાબર વંચાતો નથી, તેમાં વચ્ચે શ્રીગોડીપાર્શ્વનાથ ભ૦ની પાદુકા છે અને આસપાસની ચારે પાદુકાઓ સાધુઓની હોય તેમ લાગે છે. ત્રીજી પાદુકા શ્રીઅભયચંદ્ર ગણિના શિષ્ય મહોપાધ્યાય શ્રીધર્મચંદ્રગણિની છે, તેના પર સં૦ ૧૭૨૧ નો લેખ છે. ચોથી, પાંચમી ને છઠ્ઠી પાદુકા એક જ પથ્થરમાં છે, તેના પર સં૦ ૧૭૪૯ નો લેખ છે, અને સાધુઓનાં પગલાં લાગે છે. સાતમી પાદુકા શ્રીહર્ષરત્નસૂરિજીની છે, તેના પર સં૦ ૧૮૩૨ નો લેખ છે. આઠમી પાદુકા શ્રીકમલકલશ શાખાના શ્રીદેવરત્નસૂરિજીની છે, તેના પર સં૦ ૧૭૭૯ નો લેખ છે. નવમી પાદુકા શ્રીકમલકલશ શાખાના શ્રીકલ્યાણરત્નસૂરિના શિષ્ય શ્રીકનકરત્નગણિની છે, તેના પર સં૦ ૧૭૬૧ નો લેખ છે. દશમી પાદુકા શ્રીકમલકલશ શાખાના શ્રીકલ્યાણરત્નસૂરિના શિષ્ય શ્રીકનકરત્ન-

ગણિની છે, તેના પર સં૦ ૧૭૪૭ નો લેખ છે, તેની શ્રીદેવરત્નસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે. અગિયારમી પાદુકા શ્રીહીરવિજયસૂરિના શિષ્ય ઉ૦ શ્રીકલ્યાણવિજયગણિ, તેમના શિષ્ય ઉ૦ શ્રીધર્મવિજયગણિની છે, તેના પર સં૦ ૧૭૧૩ નો લેખ છે. બારમી પાદુકા પરનો લેખ સ્પષ્ટ વંચાતો નથી. તેરમી પાદુકા શ્રીહીરવિજયસૂરિના શિષ્ય મહોપાધ્યાય શ્રીકલ્યાણવિજયજીની છે, તેના પર સં૦ ૧૬૬૯ નો લેખ છે. ચૌદમી પાદુકા ઉપર સં૦ ૧૭૭૨ નો લેખ છે. પંદરમી, સોળમી પાદુકા ઉપર લેખો છે પણ સ્પષ્ટ વંચાતા નથી. આમ કુલ પગલાં જોડી ૨૬ છે.

મંદિરમાં પ્રવેશ કરતાં જમણા હાથ તરફની દેરીઓની પછી એક તરફ ખૂણામાં, રાયણના ઝાડ નીચે એક દેરીમાં પગલાં છે. તેના ઉપર લેખ કે નામ નથી, પરંતુ તે 'શત્રુંજય અવતાર' તીર્થના ભાવ તરીકે શ્રીઆદીશ્વર ભ૦નાં પગલાં હશે; એમ લાગે છે.

બીજા માળના ચૌમુખજીની ચારે મૂર્ત્તિઓ ઉપર સં૦ ૧૭૨૧નો લેખ છે. મંદિર કરાવનારના પુત્ર–પૌત્રાદિએ જ મૂર્ત્તિઓ ભરાવી છે અને તેમની શ્રીવિજયાણંદસૂરિજીના શિષ્ય શ્રીવિજયરાજસૂરિજીએ પ્રતિષ્ઠા કરેલી છે. મૂ૦ ના૦ ઉપર પંચતીર્થીનું પરિકર છે.

ત્રીજા માળના મૂ૦ ના૦ ઉપર બે બાજુએ સં૦ ૧૭૩૬, ત્રીજી બાજુએ સં૦ ૧૭૨૧ ના લેખો છે અને ચોથી બાજુએ સંવત નથી. મૂ૦ ના૦ ઉપર પંચતીર્થીનું પરિકર છે. બહારની દેરીઓની મૂર્ત્તિ ઉપર સં૦ ૧૭૨૧ના લેખો છે.

**(૩) શ્રીશીતલનાથ ભ૦નું મંદિર :**

આ મંદિર નવું છે. આ મંદિર વિ૦ સં૦ ૧૯૮૪–વીર સં૦ ૨૪૫૩ ના જેઠ સુદિ ૨ ને બુધવારે સિરોહીવાળા વીશા પોરવાડ શા. ભીખચંદ માણુચંદે બંધાવ્યું છે. મૂળનાયક શ્રીશીતળનાથ ભગવાન ઉપર સં૦ ૧૬૯૮ નો લેખ છે. આ મૂર્ત્તિ પણ સિરોહીવાળા શ્રાવકે જ કરાવી છે. મૂ૦ ના૦ ના જમણા હાથ તરફ શ્રીગૌતમસ્વામીની તથા ડાબા હાથ તરફ અંબિકા દેવીની મૂર્તિ છે. આ બંને મૂર્તિઓ સં૦ ૧૯૮૪ માં જ આ મંદિર બંધાવનાર શ્રેષ્ઠીએ જ ભરાવી છે.

આ મંદિરની બાજુમાં શ્રીઆદીશ્વર ભ૦ ના મોટા મંદિરના હસ્તકનો મોટો બગીચો છે, તેમાં પૂજા કરનારાઓ માટે સ્નાન કરવાની સગવડ છે. બગીચામાં જે ફૂલો થાય છે, તે તમામ મંદિરોને ચડે છે.

**(૪) શ્રીગોડીપાર્શ્વનાથ ભ૦નું મંદિર :**

આ મંદિરમાં મૂ૦ ના૦ શ્રીગોડીપાર્શ્વનાથ ભ૦ની પંચતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ છે. તેના ઉપર સં૦ ૧૮૮૮ નો લેખ છે. આ મૂર્ત્તિ સિરોહીના શ્રાવકે ભરાવેલી છે, બાજુમાં કાઉસગ્ગિયા છે અને ગૂઢમંડપમાં બીજી બે નાની મૂર્ત્તિઓ છે.

**(૫) શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ ભ૦નું મંદિર :**

આ મંદિરમાં શ્રીશંખેશ્વર પાર્શ્વનાથની મનોહર મૂર્ત્તિ છે. તેના ઉપર સં૦ ૧૭૩૬ નો લેખ છે. શ્રીવિજયદેવસૂરિના શિષ્ય શ્રીવિજયપ્રભસૂરિજીએ તેની પ્રતિષ્ઠા કરી છે. આ

મંદિર તેમજ મૂર્તિઓ સિરોહીના શ્રાવકે જ કરાવેલ છે. આ મૂર્તિનું મહોપાધ્યાય શ્રીમેઘવિજય ગણિએ રચેલા **दिग्विजय महाकाव्य** ના સમગ્ર ૮ મા સર્ગમાં કવિત્વમય વર્ણન આપ્યું છે. ગૂઢમંડપની ચાર મૂર્તિઓ ઉપર સં૦ ૧૬૯૧, ૧૭૨૧ ના બે અને ૧૭૩૬ ના લેખો છે.

**(૬) શ્રીકુંથુનાથ ભ૦નું મંદિર :**

આ મંદિરમાં મૂ૦ ના૦ શ્રીકુંથુનાથ ભ૦ની પંચતીર્થીના પરિકરવાળી ભવ્ય મૂર્તિ છે. તેના ઉપર સં૦ ૧૬૫૩નો લેખ છે. તેની શ્રીવિજયસેનસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવી છે. આ મંદિર અને મૂ૦ ના૦ની મૂર્તિ સિરોહીના શ્રાવકે જ કરાવેલ છે. આ મંદિરમાં આરસની બીજી એકે મૂર્તિ નથી. ધાતુની નાની ૫ મૂર્તિઓ છે.

**(૭) શ્રીમહાવીરસ્વામી ભ૦નું મંદિર :**

આ મંદિરમાં મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામી ભ૦ની પંચતીર્થીના પરિકરવાળી ભવ્ય મૂર્તિ છે. તેના ઉપર સં૦ ૧૭૩૬ નો લેખ છે. બીજી એક નાની મૂર્તિ છે અને ધાતુની એક પંચતીર્થી છે. આ મંદિર નાનું છે.

**(૮) શ્રીશીતળનાથ ભ૦નું મંદિર :**

આ મંદિરમ મૂ૦ ના૦ શ્રીશીતળનાથ ભ૦ની મૂર્તિ છે, તેના પર સં૦ ૧૭૨૧ નો લેખ છે. બીજી એક ભગવાનની તથા એક પદ્માવતી દેવીની મૂર્તિ છે. દેવીમૂર્તિ પર પણ સં૦ ૧૭૨૧ નો લેખ છે. આ મૂ૦ ના૦ અને દેવીની મૂર્તિ સિરોહીના શ્રાવકે જ ભરાવી છે. આ મંદિર નાનું છે.

(૯) શ્રીઆદીશ્વર ભ૦નું મંદિર :

આ મંદિર મોટું છે. આના મૂળગભારામાં શ્રીઆદીશ્વર ભ૦ની પંચતીર્થીના પરિકરવાળી ભવ્ય મૂર્તિ છે. ગૂઢમંડપમાં એક બાજુએ શ્રીઆદીશ્વર ભ૦ની મૂર્ત્તિ ઉપર સં૦ ૧૬૪૪ નો લેખ છે. શ્રીહીરવિજયસૂરિજીએ પ્રતિષ્ઠા કરાવી છે. તેની બાજુમાં શ્રીહીરવિજયસૂરિજીની મનોહર મૂર્ત્તિ છે. બંને પડખે બે સાધુઓ ઊભા છે. નીચે બે સાધુઓ બેઠેલા છે. માથે ભગવાનની ત્રણ મૂર્ત્તિઓ છે. શ્રીહીરવિજયસૂરિજીની મૂર્ત્તિની ઊંચાઈ ૨૮ ઇંચ અને પહોળાઈ ૧૬ ઇંચની છે. તેના ઉપર સં૦ ૧૬૭૧ નો ઘસાયેલો લેખ છે. છતાં મહેનતથી વાંચી શકાય છે. આ મૂર્ત્તિ પોરવાડજ્ઞાતીય શા. પૂંજાની ભાર્યા બાઈ ઉછરંગદેએ પોતાના પુત્ર શા. તેજપાલના પુત્ર વસ્તુપાલ અને વર્ધમાન વગેરેના કલ્યાણ માટે ભરાવી છે અને તેની શ્રીવિજય-સેનસૂરિના શિષ્ય શ્રીવિજયતિલકસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે.

૭ ચોકીમાં જમણા હાથ તરફ ભગવાન સહિત ૭૨ માતાઓનો મોટો પટ છે. બીજી તરફ શત્રુંજયનો મોટો પટ આરસમાં કોતરેલો છે. તેની બાજુમાં અષ્ટમંગલિકનો પટ આરસમાં ખોદેલો છે. ભમતીમાં શ્રીપદ્મપ્રભુના ગભારામાં મૂ૦ના૦ શ્રીપદ્મપ્રભસ્વામીની ધાતુની પંચતીર્થી બહુ મનોહર છે. તેની ઊંચાઈ ૨૩ ઇંચ અને પહોળાઈ ૧૩ ઇંચની છે. તેની બાજુમાં ધાતુની એક મોટી ચોવિશી છે. તેની ઊંચાઈ ૧૮ ઇંચ અને પહોળાઈ ૧૨ ઇંચની છે. તેની બાજુમાં શ્રીસુમતિ-નાથ ભ૦ની ધાતુની એકલમૂર્ત્તિ એક છે. તેની ઊંચાઈ ૧૪ અને પહોળાઈ ૧૦॥ ઇંચની છે. ભમતીમાં શ્રીસુમતિનાથ

ભ૦ના ગભારામાં મૂ૦ના૦ શ્રીસુમતિનાથ ભ૦નું ધાતુનું એકલ-બિંબ મનોહર છે. તેની ઊંચાઈ ૧૪ ઇંચ અને પહોળાઈ ૧૦॥ ઈંચની છે. ત્યાં ધાતુની એક ચોવિશી છે, તેની ઊંચાઈ ૧૮ ઈંચ અને પહોળાઈ ૧૨ ઈંચની છે, તેની પાસે બીજી એક ચોવિશી છે. તેની ઊંચાઈ ૧૪ અને પહોળાઈ ૯ ઈંચની છે. તેની પાસે એક જૂની ત્રિતીર્થી છે. તેની ઊંચાઈ ૧૫ ઈંચ અને પહોળાઈ ૯ ઈંચની છે. તેની નીચેના ગોખલામાં એક સુંદર ત્રિતીર્થી છે. તેની ઊંચાઈ ૧૩ ઇંચ અને પહોળાઈ ૧૧ ઇંચની છે.

શ્રીસુમતિનાથ ભ૦ના ગભારામાં એક મોટું ભોંયરું છે. તેમાં ધાતુની પંચતીર્થીઓ આશરે ૧૦૦૦ હશે અને થોડી-ઘણી આરસની મૂર્તિઓ પણ છે. આરસની મૂર્તિઓ તો વિશેષે કરીને ખંડિત છે પણ ધાતુની મૂર્તિઓ તો સારી અને પ્રાચીન છે. તેમાં કેટલીક ઉપર હજાર કે આઠસો વર્ષના જૂના લેખો છે. આ બધી મૂર્તિઓને ભોંયરામાંથી કાઢીને સારી જગાએ રાખવાની જરૂરત છે.

શ્રીઆદિનાથ ભ૦ (ભમતી)ના ગભારાના રંગમંડપમાં શ્રીસિદ્ધચક્ર યંત્રની સ્થાપનાવાળી એક દેરી છે, તેની બાજુમાં નંદીશ્વરદ્વીપનો પટ છે. દરવાજાના માથે ભગવાનની સન્મુખ એક ચૌમુખજીયુક્ત સમવસરણ છે, તેની પાછળ હાથી ઉપર બેઠેલાં મરુદેવા માતા છે.

## (૧૦) શ્રીઅજિતનાથ ભ૦નું મંદિર :

આ મંદિરમાં મૂ૦ ના૦ શ્રીઅજિતનાથ ભ૦ની પંચ-તીર્થીના પરિકરવાળી ગભારામાં એક જ મૂર્તિ છે. તેના ઉપર

સં૦ ૧૬૪૪ નો લેખ છે. ગૂઢમંડપમાં બીજી મૂર્ત્તિઓ છે. તેમજ ચારે તરફ દેરીઓમાં જિનબિંબો છે.

ગૂઢમંડપમાં મોટા અને ગોળ આસન ઉપર બેઠેલ શ્રીહીરવિજયસૂરિજીની સુંદર મૂર્ત્તિ છે. એક હાથમાં માળા અને બીજા હાથમાં મુહપત્તિ છે. ઓઘો (રજોહરણ) ગરદનની પાછળ છે. માથે ભગવાનની ૩ મૂર્ત્તિઓ છે. બાજુમાં બે સાધુઓ ઊભા છે. નીચે બે શ્રાવકો બેઠેલા છે. આ મૂર્ત્તિની ઊંચાઈ ૩૬ ઇંચ અને પહોળાઈ ૧૮ ઈંચની છે. તેની ઉપર સં૦ ૧૬૫૯ નો લેખ છે. આ મૂર્ત્તિ સિરોહીના ઓશવાળ સંઘવી મેહાજલની પુત્રી બાઈ અમૂલી, શા. તેજસીની પુત્રી બાઈ અપી અને સંઘવી સિધાની પુત્રી—એમ ત્રણ બાઈઓએ મળીને ભરાવી છે. ગૂઢમંડપમાં બીજી એક શ્રીચંદ્રસૂરિ આચાર્યની નાની મૂર્ત્તિ છે. માથે ભગવાનની નાની મૂર્ત્તિ છે. આ મૂર્ત્તિની ઊંચાઈ ૧૬ ઈંચ અને પહોળાઈ ૯ ઈંચ છે. લેખ ઘસાઈ ગયો છે. માત્ર આટલા અક્ષરો વંચાય છે. **सं............अषाढ सुदि १ सोमे श्री.........**
**श्रीचंद्रसूरिमूर्त्तिः ॥......**

નવચોકીના મુખ્ય દરવાજાની બંને બાજુએ બે મોટા અને સરખા કાઉસગ્ગિયા મનોહર અને નવીન આકૃતિવાળા છે. પાષાણમાં જ મસ્તકે મસ્તક ઉપર મુગટ, ગળામાં હાર, બાજુબંધ, કડાં વગેરે આભૂષણો બનાવેલાં છે. નીચે બે ઈંદ્રો છે. કાઉસગ્ગિયાની ઊંચાઈ ૪ ફૂટ ૮ ઈંચ અને પહોળાઈ ૧૮ ઇંચની છે.

શામળિયા પાર્શ્વનાથ ભ૦ના ગભારામાં શ્રીસિદ્ધચક્રજીને

પધરાવવા માટે નવી દેરી થઈ છે. તેની સાથે એક નવો હાથી પણ બનાવવામાં આવ્યો છે. આ ગભારામાં જ પિત્તલનો એક તીર્થપટ છે. તેના ઉપર સં૦ ૧૬૬૦નો લેખ છે. તેમાં "આ પટ શિવપુરી (સિરોહી)ના શ્રીસંઘે ભરાવ્યો છે અને શ્રીવિજયસેનસૂરિજીએ તેની પ્રતિષ્ઠા કરી છે." એવો ઉલ્લેખ છે. એની ઊંચાઈ ૧૩ ઈંચ અને પહોળાઈ ૧૩ ઈંચની છે.

શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦ના ગભારામાં મૂ૦ ના૦ શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦ની ધાતુના પંચતીર્થીના પરિકર-વાળી બહુ ભવ્ય મૂર્ત્તિ છે. તેના ઉપર સં૦ ૧૫૨૦ નો લેખ છે. તેની ઊંચાઈ ૨૬ ઇંચ અને પહોળાઈ ૧૭ ઈંચની છે. આ ગભારામાં ધાતુની નાની મૂર્ત્તિઓ ઘણી છે.

ચિંતામણિ પાર્શ્વનાથના ગભારાથી ડાબા હાથ તરફની પહેલી દેરીમાં મૂ૦ ના૦ શ્રીસુવિધિનાથ ભ૦ના જમણા હાથ તરફ શ્રીરત્નપ્રભસૂરીશ્વર આચાર્યની એક નાની મૂર્ત્તિ છે. પાટ ઉપર આચાર્ય બેઠેલા છે. ગરદનની પાછળ ઓઘો છે. માથે એક નાની જિનમૂર્ત્તિ કોતરેલી છે, તેના ઉપર સં૦ ૧૪૯૧ નો લેખ છે. એ દેરીના બારશાખ ઉપર સં૦ ૧૫૨૭ નો લેખ છે.

### (૧૧) શ્રીસંભવનાથ ભ૦નું મંદિર :

આ મંદિરના મૂળ ગભારામાં મૂ૦ ના૦ શ્રીસંભવનાથ ભ૦ની પંચતીર્થીના પરિકરવાળી એક જ મૂર્તિ છે. આના ઉપર લેખ નથી પણ આ મંદિરમાં સં૦ ૧૫૩૪નો લેખ છે.

### (૧૨) શ્રીનેમિનાથ ભ૦નું મંદિર :

આ મંદિરમાં મૂ૦ ના૦ની માત્ર એક જ મૂર્તિ છે,

તેના ઉપર સં૦ ૧૬૮૩નો લેખ છે. આ મૂર્ત્તિ સિરોહીના રહેવાસી દોશી જોધાકે ભરાવી છે ને તેની શ્રીવિજયદેવસૂરિએ પ્રતિષ્ઠા કરાવી છે.

**(૧૩) આંચલિયા આદીશ્વર ભ૦નું મંદિર :**

આ મંદિરમાં મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભ૦ ની પંચતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ મૂળ ગભારામાં માત્ર આ એક જ છે. મૂર્ત્તિ ઉપર લેખ નથી. બીજી મૂર્ત્તિઓ ગૂઢમંડપમાં છે. સિદ્ધચક્ર ભ૦ માટે નવી દેરીઓ બની છે. હાથી તથા સમવસરણ ખાલી બનેલાં છે. તે માટે ચૌમુખજી તથા મરુદેવા માતાની નવી મૂર્ત્તિઓ મુકવાની છે. દેરીઓ ખાલી છે, તેને માટે પણ નવી મૂર્ત્તિઓ આવેલી છે. મંદિરમાં પ્રવેશ કરતાં ભમતીની દેરીઓની પાસે જ જમણા હાથ તરફ એક બાજુમાં મહાદેવજીની આરસની નવી દેરી બનેલી છે.

અંદર શિવલિંગ, પાર્વતીજી અને પોઠિયો વગેરે હિંદુ-ધર્મના દેવ–દેવીઓની મૂર્ત્તિઓ, આ મંદિર બંધાવનાર અથવા તેમના વારસદાર શ્રાવકે સ્થાપન કરેલ છે.

આ આંચલિયા આ૦ ભ૦નું મંદિર મોટું અને જૂનું છે. આ મંદિરમાં વિ૦ સં૦ ૧૪૬૩, ૧૪૮૩ અને ૧૪૮૭ વગેરેના લેખો છે. આની અંચલગચ્છીય શ્રાવકો દેખરેખ રાખે છે.

**(૧૪) શ્રીજીરાઉલા પાર્શ્વનાથ ભ૦નું મંદિર :**

આ મંદિર દેરાશેરીમાં નહિ પરંતુ બીજી શેરીમાં જૈનધર્મશાળાની પાસે છે. આ મંદિરમાં મૂ૦ ના૦ શ્રીજીરાઉલા પાર્શ્વનાથ ભ૦ની પંચતીર્થીના પરિકરવાળી સુંદર મૂર્ત્તિ છે.

સંવત્ ચૂનામાં દબાયેલો છે. ગૂઢમંડપમાં શંખેશ્વરા પાર્શ્વ-નાથજીની મૂર્ત્તિ છે.

મંદિરની બાજુની એક દેરીમાં મૂ૦ ના૦ શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦ છે. તેના ઉપર લેખ નથી. મૂ૦ ના૦ની સન્મુખ એક પાષાણમાં શ્રીજિનદત્તસૂરિજી અને શ્રીજિનકુશળસૂરિજીનાં બે પગલાં જોડી છે. તે સં૦ ૧૯૧૬માં સ્થાપન કરેલાં છે. તેની સામેની બાજુમાં સંઘની જૈન ધર્મશાળા છે, તેમાં જૈન યાત્રાળુઓને ઊતરવા વગેરેની સગવડ છે. ચિંતામણિના દેરાસરની પછવાડે તપાગચ્છનો ખૂબ મોટો ઉપાશ્રય છે. તેમાં એક છત્રીમાં એક પથ્થરમાં ૧૦ પગલાં જોડી છે. તેમાં સૌથી પ્રથમ શ્રીમહાવીરસ્વામીનાં પગલાં જોડી છે ને બાકીની નવ જોડી શ્રીપૂજ્યો અને યતિઓનાં પગલાંની છે. સં૦ ૧૯૪૫ ના જેઠ સુદિ ૧૩ ને ભોમવારે આ પાદુકાપટની સ્થાપના કરેલી છે.

(૧૫) થૂભનું મંદિર :

ગામથી લગભગ ળા માઈલ દૂર થૂભનું મંદિર છે. મંદિરમાં ચાર દેરીઓ એક હારમાં છે. વચલી દેરીમાં મૂ૦ ના૦ શ્રીમહાવીર સ્વામી ભ૦ની મૂર્ત્તિ છે. લેખ નથી. બંને બાજુમાં બે નાની નાની મૂર્ત્તિઓ છે. ધાતુની પંચતીર્થી ૧ છે. સન્મુખ બ્રાહ્મણવાડજી (મહાવીરસ્વામી)નાં પગલાં છે. તે સં૦ ૧૮૯૩ માં સ્થાપન કર્યાં છે.

ડાબા હાથ તરફની દેરીમાં પાદુકા જોડ ૫ છે. પહેલી પાદુકા પંડિત શ્રીદર્શનવિજયજી ગણિની છે. તેના પર સં૦ ૧૭૪૪ નો લેખ છે. તેમના શિષ્ય શ્રીદીપ્તિવિજયજીએ તેની

પ્રતિષ્ઠા કરી છે. બીજી પાદુકા મહોપાધ્યાય શ્રીભાનુચંદ્ર ગણિના શિષ્ય શ્રીહીરચંદ્રગણિની છે. તેના ઉપર સં૰ ૧૭૪૧ નો લેખ છે. ત્રીજી પાદુકા સં૰ ૧૭૦૨ ના લેખવાળી છે પણ લેખ વંચાતો નથી. ચોથી પાદુકા સં૰ ૧૭૫૭ ના લેખવાળી છે પણ લેખ વંચાતો નથી. પાંચમી પાદુકા પરનો લેખ વંચાતો નથી. જમણા હાથ તરફની પહેલી દેરીમાં પાદુકા જોડી ૧૧ છે. પહેલી પાદુકા શ્રીવિજયતિલકસૂરિના શિષ્ય શ્રીવિજયાણંદસૂરિજીની છે. તેના પર સં૰ ૧૭૧૩નો લેખ છે. બીજી પાદુકા શ્રીવિજયતિલકસૂરિજીની છે. તેના ઉપરનો સંવત ઘસાઈ ગયો છે. (સંભવતઃ સં૰ ૧૭૪૬ લાગે છે) તેની શ્રીવિજયમાનસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે. ચોથી, પાંચમી અને છઠ્ઠી પાદુકા એક પથ્થરમાં ત્રણ જોડી સાથે છે. તેના ઉપર સં૰ ૧૮૯૩ નો લેખ છે. પણ નામ બરાબર વંચાતાં નથી. સાતમી આઠમી ને નવમી પાદુકા એક પથ્થરમાં ત્રણ જોડી સાથે છે. તે ક્રમશઃ ભટ્ટારક શ્રીઉદયસૂરિ, ભ૰ શ્રીલક્ષ્મીસૂરિ અને ભ૰ શ્રીદેવેન્દ્રસૂરિની પાદુકાઓ છે ને તેના ઉપર સં૰ ૧૮૯૩ નો લેખ છે. દશમી પાદુકા મહોપાધ્યાય શ્રીહીરચંદ્રગણિના શિષ્ય પં. માનચંદ્રગણિની છે. તેના પર સં૰ ૧૭૬૮ નો લેખ છે. તેની શ્રીજિનવિજયગણિએ પ્રતિષ્ઠા કરી છે. અગિયારમી પાદુકા ઉપરનો લેખ વંચાતો નથી.

જમણા હાથ તરફની બીજી દેરીમાં પાદુકા જોડી ૬ છે. પહેલી પાદુકા શ્રીવિજયપ્રતાપસૂરિજીની છે. તેની ઉપર સં૰ ૧૮૫૧ નો લેખ છે. તેની શ્રીવિજયલક્ષ્મીસૂરિએ પ્રતિષ્ઠા કરી છે. બીજી પાદુકા ભ૰ શ્રીવિજયઋદ્ધિસૂરિજીની

છે. તેના ઉપર સં૦ ૧૮૫૧ નો લેખ છે ને તેની ભ૦ શ્રીવિજયલક્ષ્મીસૂરિએ પ્રતિષ્ઠા કરી છે. ત્રીજી પાદુકા ભ૦ શ્રીહીરવિજયસૂરિના શિષ્ય ભ૦ શ્રીવિજયસેનસૂરિ, તેમના શિષ્ય ભ૦ શ્રીવિજયતિલકસૂરિ, તેમના શિષ્ય ભ૦ શ્રીવિજયાણંદસૂરિ, તેમના શિષ્ય ભ૦ શ્રીવિજયરાજસૂરિ, તેમના શિષ્ય ભ૦ શ્રીવિજયમાનસૂરિની છે, તેમના ઉપર સં૦ ૧૭૯૫ નો લેખ છે અને તેની શ્રીવિજયઋદ્ધિસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે. ચોથી પાદુકા શ્રીવિજયસૌભાગ્યસૂરિજીની છે. તેના ઉપર સં૦ ૧૮૫૧ નો લેખ છે અને તેની શ્રીવિજયલક્ષ્મીસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે. પાંચમી પાદુકા ભ૦ શ્રીવિજયઉદયસૂરિજીની છે. તેના ઉપર સં૦ ૧૮૫૧ નો લેખ છે, ને તેની શ્રીવિજયલક્ષ્મીસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે. છઠ્ઠી પાદુકા ઉપાધ્યાય શ્રીખુશાલવિજયગણિની છે, તેના પર સં૦ ૧૮૫૧ નો લેખ છે ને તેની શ્રીવિજયલક્ષ્મીસૂરિજીએ પ્રતિષ્ઠા કરી છે.

### (૧૬-૧૭) નવાં મંદિરો:

ઉપર્યુક્ત હકીકત અમે સં૦ ૧૯૮૭માં સિરોહી ગયા તે વખતની છે. તે સમયે સિરોહીમાં કુલે ૧૫ મંદિરો હતાં. ત્યાર પછી દેરાશેરીમાં જ બે નવાં મંદિરો થયાં છે. આ બંને મંદિરો નાનાં છે. તેમાંથી એક કોઈ પણ (નામ યાદ નથી) તીર્થંકર ભગવાનનું મંદિર છે.

બીજું શ્રીગૌતમસ્વામીનું મંદિર છે. શ્રીગૌતમસ્વામીના મંદિરમાં મૂ૦ ના૦ ના મુખ્ય સ્થાને ગૌતમસ્વામીની મૂર્ત્તિ સ્થાપન કરેલી છે અને તેમની બંને બાજુમાં એક એક

ત્રિગડા તરીકે જરા નીચે આસને તીર્થંકર ભગવાનની બે મૂર્તિઓ બિરાજમાન કરેલી છે. આ મંદિરમાં કુલ મૂર્તિઓ ૩ છે.

આ હિસાબે દેરાશેરીમાં કુલ ૧૫ મંદિરો છે અને બીજાં બે જે દેરાશેરીથી બહારનાં છે, તે મળીને સરોહીમાં અત્યારે કુલ ૧૭ મંદિરો છે.

**નગરની પ્રાચીનતા :**

સિરોહીના સંબંધમાં સં૦ ૧૪૯૯ની આસપાસ પં. મેઘે રચેલી **તીર્થમાલા**માં લખ્યું છે કેઃ–સિરોહીના શ્રાવકો હમેશાં વિવેકીછે અને અહીં આદિનાથ ભગવાન બિરાજે છે.[3] બીજી સં૦ ૧૭૨૨માં પં. મહિમાએ રચેલી **તીર્થમાલા**માં આ ગામનું નામ શિવપુરી નગરી લખ્યું છે ને તેમાં ૧૧ જૈન મંદિરોમાં મળીને કુલ જિનબિંબો ૪૦૭૧ હોવાનું લખ્યું છે.[4] ત્રીજી સં૦ ૧૭૫૦ માં પં. સૌભાગ્યવિજયજીએ રચેલી **તીર્થમાલા**માં સિરોહીમાં ઋષભદેવને વંદના કરી; એમ જણાવ્યું છે.[5] ચોથી સં૦ ૧૭૪૬માં પં. શીલવિજયજીએ રચેલી **તીર્થમાલા**માં લખ્યું છે કે સિરોહીમાં આદિનાથ અને અજિતનાથ ભગવાનનાં મોટાં મંદિરો તથા જીરાવલા પાર્શ્વનાથનું, શંખેશ્વર

---

૩ આદિનાથ અવદાત અનેક, સિરોહી નિતુ નવી વિવેકી.
**પ્રાચીનતીર્થમાલાસંગ્રહ** પૃ. ૫૪, કડી. ૬૭

૪....................શિવપુરી નગરિં રે નિવાસ;
મંદિર ઇગ્યારિ સહિસ ચ્યારસું એકોત્તરિ સુવિલાસ.
**પ્રા. તી. સં.** પૃ. ૬૦ ઢાલ ૩. કડી ૧૦

૫ સુષકારી સીરોહિયે પડિબોહિયે રે, વંદુ ઋષભજિણંદ
**પ્રા. તી. સં.** પૃ. ૯૭ ઢાલ. ૧૩. કડી ૨૧.

પાર્શ્વનાથનું મંદિર છે, અને ઋષભદેવજી ચૌમુખજી વગેરેનાં મોટાં મંદિરો છે. અહીં પોરવાડ જ્ઞાતિમાં સંઘવી સીપાના વંશમાં મહોજલ નામનો મહાપુરુષ થયો; તેણે અહીંનું તીર્થ સ્થાપ્યું. તેણે વિ૦ સં૦ ૧૬૯૦ માં શત્રુંજયનો સંઘ કાઢ્યો.[૬] પાંચમી સં૦ ૧૭૫૫ માં શ્રીજ્ઞાનવિમલસૂરિજીએ રચેલી **તીર્થમાલા**માં લખ્યું છે કે—સિરોહીદેશમાં જૈન મંદિરોનો પાર નથી. બધાંનું વર્ણન કરતાં યે અન્ત ન આવે. પણ સિરોહીમાં ચૌમુખજીનું ત્રણ માળવાળું મંદિર, શ્રીઅજિતનાથ ભ૦, જીરાઉલા પાર્શ્વનાથ ભ૦ વગેરે ૧૧ જિન મંદિરોની તીર્થમાળાકારે યાત્રા કરી છે.[૭]

૬ નગર સિરોહી ઉત્તમ ઠામ, દેઉલ દીપિ મહિમા ધામ;
આદિ અજિત પ્રાસાદ ઉત્તંગ, જીરાઉલ સંખેસરો મનિ રંગ.
ઋષભદેવ ચૌમુખિ ચૌસાલ, દીપેં દરિસણ અમીઅ રસાલ;
પ્રગટમલ્લ પોરવાડહમાંહિ, સંઘવી સીપાસુ કહિવાય.
મહાપુરુષ મેહાજલ નામ, તીરથ થાપ્યું અવિચલ ઠામ;
સંવત નેઉઇ સોલિ વલી, સત્રુંજ યાત્રા કર મનિ રૂલી.
પ્રા. તી. સં. પૃ. ૧૦૫–૧૦૬. કડી. ૫૭–૫૮

૭ સીરોહી દેસેં જૈન વિહાર, તે કહતાં નહિ આવેં પાર;
ગામ ગામ ગિરિ વિષમેં ઠામ, દેહરા દીસેં અતિ ઉદ્દામ.
ભાવ થકી તે સવિ વંદિયા, પણ દ્રવ્યેં કેતા એક થયા;
ઇમિ સિરોહી નગરેં આવીયા, જનમ કૃતારથપણું ભાવિયા.
આદિચૈત્ય દીઠું ઉદ્દામ, જેહનો સ્વર્ગ સમોવડિ કામ;
ચૌમુખ ચૈત્યભુમિક ભલો, અજિત શાંતિ કુંથુ જિનહર ગુણનિલો.
શ્રીજીરાઉલિ પાસ પ્રસિદ્ધ, વિવિધ ચૈત્ય યાત્રા તિહાં કીધ;
દેહરાં તિહાં ઉત્તંગ ઇગ્યાર ભેટી કીધ સફળ અવતાર.
પ્રા. તી. સં. પૃ. ૧૩૭ હાલ ૬. કડી. ૪૮–૫૧.

આ શહેરમાં મારવાડ અને મેવાડ તરફ વિચરનાર અનેક સાધુ સાધ્વીઓએ ચાતુર્માસો કર્યાં છે એટલું જ નહિ પણ આ ગામમાં મોટા મોટા મહોત્સવો ઉજવાયા છે. તીર્થ-યાત્રાના સંઘો નીકળ્યા છે અને અનેક સાધુઓને આચાર્ય, વાચક અને પંન્યાસ વગેરે પદવીઓ પણ અપાઈ છે.

અહીં આચાર્ય શ્રીમુનિસુંદરસૂરિજી પધાર્યા હતા. તેમજ આચાર્ય શ્રીવિજયલક્ષ્મીસાગરસૂરિજી અને આચાર્ય શ્રીવિજય-દાનસૂરિજી પણ આવ્યા હતા.

આ નગરમાં શ્રીવિજયદાનસૂરીશ્વરજીએ સં૦ ૧૬૧૦ના માગશર સુદિ ૧૦ના દિવસે શ્રીહીરહર્ષ વાચકને શ્રીહીર-વિજયસૂરિ એવું નામ સ્થાપી મહોત્સવપૂર્વક આચાર્ય પદવી આપી હતી.[૮]

વળી આ નગરમાં જ શ્રીવિજયતિલકસૂરિજીએ શ્રીસોમ-વિજયજીના શિષ્ય શ્રીકમલવિજયજીને સં૦ ૧૬૭૬માં આચાર્ય-પદ આપી તેમનું વિજયાણંદસૂરિ નામ સ્થાપ્યું હતું.

---

૮. अब्धेऽथ शुद्ध धिष्ण्याध्वधिष्ण्येशर्तुधरामिते ।
दशम्यां सहसो मासो विशद्द्युतिसंपदि ॥ १३३ ॥
पुरे शिवपुरीनाम्नि महोत्सवमनोहरे ।
सङ्गते सङ्घसङ्घातेऽनघे मञ्जुमनोरथे ॥ १३६ ॥
हर्षेण हीरहर्षाणां वाचकानां गणाधिपाः ।
गच्छैश्वर्यं तरोर्बीजमिवाचार्यपदं ददुः ॥ १३७ ॥
वशक्रियाया जगतां मूलमन्त्रमिवानघम् ।
नामापि हीरविजय इत्येषां गुरवो व्यधुः ॥ १३८ ॥
-विजयप्रशस्तिमहाकाव्य, सर्ग १२.

સં૦ ૧૬૩૨માં શ્રીહીરવિજયસૂરીશ્વરજી અહીં પધાર્યા હતા. વળી સં૦ ૧૬૩૪ માં તેમણે આવીને અંજનશલાકા પ્રતિષ્ઠા અહીં કરાવી હતી. વળી સં૦ ૧૬૩૯ માં સમ્રાટ અકબરને પ્રતિબોધવા જતાં અહીં પધાર્યા હતા, એ સમયે તેમના પટ્ટધર આચાર્ય શ્રીવિજયસેનસૂરીશ્વરજી પણ સાથે હતા; તેમણે રાવ સુરત્રાણને ઉપદેશ આપ્યો હતો.

શ્રીહેમવિજય ગણિએ રચેલા **विजयप्रशस्तिमहाकाव्य** ઉપરની **विजयप्रदीपिका** નામની ટીકા અને આ જ ગ્રંથના ૧૭ મા સર્ગથી ૨૧ સુધીની ટીકા સાથેની મૂળ કાવ્યરચના શ્રીગુણવિજયજીગણિએ આ સિરોહી નગરમાં પૂરી કરી હતી.[૧]

આ અને બીજી અનેક ધાર્મિક પ્રવૃત્તિઓનું ધામ આ નગર બન્યું હતું. અહીં શ્રાવકોનાં લગભગ ૫૦૦ ઘરો છે. અહીં ઘણી પોષાળો છે. મોટા ત્રણ ઉપાશ્રય છે. સાધુ–સાધ્વીઓના પઠન–પાઠન માટે એક સંસ્કૃત પાઠશાળા પણ છે. યાત્રાળુઓ માટે મોટી સગવડવાળી જૈન ધર્મશાળા ૨ છે, તેમજ ભોજનશાળા છે. જૈન યાત્રાળુઓને દરેક જાતની સગવડ અપાય છે. દેરાશેરીમાં જ એક કંપાઉંડમાં કૂવો અને બગીચો છે; જ્યાં પૂજા કરનારાઓ માટે નહાવાની સગવડ છે.

શેઠ કલ્યાણજી પરમાનંદજીના નામની શ્રીસંઘની પેઢી છે, તે અહીંના સંઘના વહીવટ ઉપરાંત આબૂ–દેલવાડા તીર્થ,

---

१ प्रारब्धेलादुर्गे वह्नी विदधे च योधपुरदुर्गे ।
श्रीमालेऽपि च कियती श्रीरोहिण्यां च पूर्णेयम् ।
विजयप्रशस्तिमहाकाव्य–टीकाप्रान्तप्रशस्ति શ્લો. ૬૪

હમીરગઢ તીર્થ તેમજ બાલદા, ઉંદરા વગેરે ગામોનાં જૈન મંદિરોનો વહીવટ કરે છે.

અહીં શ્રીમહાવીર જૈન મિત્ર મંડળ હતું. તેણે દેરાશેરીમાં સંઘના એક મકાનમાં જૈન મ્યુઝિયમ પણ ખોલ્યું હતું; જેમાં જૈનમૂર્તિઓ તેમજ મંદિરોના ખંડિત અવશેષો લાવીને ગોઠવવાનું શરૂ કર્યું હતું. આ સિવાય જૈન લાયબ્રેરી, પુસ્તકાલય તેમજ પ્રાચીનજ્ઞાનભંડારો પણ છે.

## ૪૫. બાલદા

સિરોહીથી પીંડવાડાની સડકે ૨ માઈલ ચાલ્યા બાદ કાચા રસ્તે ત્યાંથી ઉત્તર દિશામાં ૧ માઈલ દૂર "બાલદા" નામનું ગામ આવેલું છે, આ ગામ સિરોહી તહેસીલમાં છે.

**શ્રીમહાવીરસ્વામી ભ૦નું મંદિર:**

આ ગામમાં મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામી ભ૦ નું જૈનમંદિર છે. મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, ભમતી વગેરે છે, દરવાજાની બંને બાજુએ થોડી થોડી દેરીઓ ખાલી છે.

આ મંદિરમાં મૂ૦ ના૦ ની ડાબી બાજુએ ગણધર ભગવાનની કે કોઈ આચાર્યની પદ્માસનવાળી મૂર્તિ ૧ છે. તેમાં તેમની ગરદનની પાછળ ઓઘો અને શરીર પર કપડાની

નિશાની છે. બેઠકમાં પાટલાની આકૃતિ કોતરેલી છે, આ મૂર્ત્તિ ઉપર લેખ નથી.

ગૂઢમંડપમાં અંબિકા દેવીની મૂર્ત્તિ ૧ છે. તેની પાસે યક્ષની મૂર્ત્તિ છે, તેને લોકો બાલાજીની મૂર્ત્તિ કહે છે. મૂર્ત્તિ બે હાથવાળી અને હસ્તિવાહનવાળી છે. બંને હાથમાં ચક્ર વગેરે છે. આ મૂર્ત્તિ મણિભદ્ર વીરની અથવા સિદ્ધાર્થ યક્ષની હોવી જોઈએ.

આ મંદિરમાં પાષાણની કુલ જિનમૂર્ત્તિઓ ૩, ગણધર ભ૦ કે આચાર્યની મૂર્ત્તિ ૧, અંબિકાદેવીની મૂર્ત્તિ ૧, બાલાજી અથવા યક્ષની મૂર્ત્તિ ૧, ધાતુની પંચતીર્થી ૧ અને સિદ્ધચક્રનો ગટ્ટો ૧ છે.

આ મંદિરનો હમણાં થોડો જીર્ણોદ્ધાર કરાવવામાં આવ્યો છે. ધ્વજા–દંડ ચઢાવવાનો બાકી છે. મંદિરના આગળના ભાગમાં બે ઓરડીઓ છે તેનો ધર્મશાળા તરીકે ઉપયોગ કરાય છે. અહીં ગૂજરાતી કારતક વદિ ૧૦ ને દિવસે મેળો ભરાય છે.

અહીં ઉપાશ્રય ૧ છે. શ્રાવકનું એકે ઘર નથી.

## ૪૯. સાણુવાડા ( નવું )

બાલદાથી અગ્નિખૂણામાં ૩ માઈલ અને સરોહીથી અગ્નિખૂણામાં પાા માઈલ દૂર “સાણુવાડા (નવું)” નામનું ગામ છે. આ ગામ પીંડવાડા તહેસીલમાં આવેલું છે.

**શ્રીશાંતિનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રી શાંતિનાથ ભગવાનનું એક મંદિર છે. આ મંદિરનો પાયો સં૦ ૧૯૦૫માં નંખાયો હતો અને સં૦૧૯૧૨ના વૈશાખ સુદિ ૫ ના દિવસે પ્રતિષ્ઠા થઈ હતી; પરંતુ મૂ૦ ના૦ પર સં૦ ૧૯૩૫નો લેખ છે. એટલે મૂળનાયકજીને પછીથી બદલ્યા હશે; એમ જણાય છે. મૂ૦ ના૦જીની બંને બાજુની મૂર્ત્તિઓ ઉપર સં૦ ૧૯૦૪ના ટૂંકા લેખો છે.

મૂળ ગભારો, ગૂઢમંડપ, આગળ એક ચોકી, દરવાજા પાસે એક નાની ચોકી અને ભમતીના કોટયુકત શિખરબંધી આ મંદિર છે. મંદિરના દરવાજા બહાર ધર્મશાળા માટે એક લાંબી શાળ—અગાસીવાળી ઓસરી બનેલી છે. આ મંદિરમાં કુલે જિનબિંબ ૩ અને ધાતુની પંચતીર્થીઓ ૨ છે.

અહીં મૂળનાયકજીની ગાદીમાં ફરક હોવાથી તેમજ મંદિરની બાંધણીમાં બીજો કોઇ દોષ હોવાથી પ્રતિમાજીને ઉત્થાપન કરીને ગૂઢમંડપની એક બાજુમાં સ્થાપન કર્યાં છે. પબાસણ નવું બનાવવાનું કામ ચાલે છે ને છ ચોકીઓ બનાવવાનો પણ વિચાર ચાલે છે. જૂના સાણુવાડાના પથ્થરનો આખો મજબૂત રંગમંડપ ઊતરાવ્યો છે; ને ત્યાંથી જરૂર પૂરતા પથ્થરો અહીં લાવવા ધારે છે. જૂનું સાણુવાડા ભાંગીને નવું સાણુવાડા વસ્યું છે.

અહીં શ્રાવકોનાં બે–ત્રણ ઘરો છે, તે પણ થોડા સમયમાં બીજા ગામ ચાલ્યા જાય; એમ લાગે છે.

અહીં સાધુ–સાધ્વીને ઉતરવા માટે એકાદ નાની પણ ધર્મશાળાની આવશ્યકતા છે.

## ૪૭. સાણુવાડા (જૂનું)

નવા સાણુવાડાથી ઉત્તરમાં ૧॥ માઈલ અને સિરોહીથી પૂર્વમાં ૬ માઇલ દૂર "સાણુવાડા (જૂનું)" નામનું ગામ છે. આ ગામ પીંડવાડા તહેસીલમાં છે.

**ખાલી પડેલું જૈન મંદિર:**

અહીં એક જૈન મંદિર ખાલી પડયું છે. મૂળ ગભારો, ગૂઢમંડપ, છ ચોકી, સભામંડપ, શૃંગારચોકી અને ભમતીના કોટ યુક્ત શિખરબંધી આ મંદિર બનેલું છે. તેમાં મૂળગભારો, ગૂઢમંડપ અને છચોકીની ભીંતો મજબૂત કોરણીવાળા પથ્થરની બનેલી છે. અત્યારે પણ આ મંદિરનો મૂળ ગભારો, શિખર, ગૂઢમંડપ અને તેના ઉપરનો ઘુમ્મટ સાવ સાબૂત છે. મૂળગભારામાંથી પબાસણ કાઢીને કોઈ લઈ ગયું છે. છચોકી પડી ગઈ છે. તેના ઘણા ખરા પથ્થરો પણ કોઈ લઇ ગયું છે. હાલમાં નવા સાણુવાડાના મંદિરમાં છચોકી વગેરે બનાવવા માટે બધો સભામંડપ ઊતરાવી લીધો છે. કોટ, શૃંગારચોકી અને દરવાજો પડી ગયાં છે ને દરવાજા વગેરે અહીંથી નવા સાણુવાડાની ધર્મશાળાના દરવાજામાં લગાડયા છે. કેટલાક પથ્થરોનો ગામના ઠાકોરની છત્રીમાં પણ ઉપયોગ લેવામાં આવ્યાનું સાંભળ્યું છે.

આ મંદિરના મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામીની મૂર્ત્તિ અહીંથી લગભગ ૫૦–૬૦ વર્ષોથી બ્રાહ્મણવાડજીમાં લઇ જઇ પધરાવી હતી. ત્યાર પછીથી આ મંદિર ધીમે ધીમે પડવા લાગ્યું. પછી બ્રાહ્મણવાડાથી તે મૂર્ત્તિ ઉંદરા ગામમાં લાવવામાં આવી છે ને ત્યાંના મંદિરમાં મૂ૦ ના૦ તરીકે સ્થાપન કરેલી છે. તે મૂર્ત્તિ ઉપર સં૦ ૧૪૯૯નો લેખ છે. તેમાં શ્રાવકે પોતે ઉદ્ધાર કરેલા આ મંદિરમાં શ્રીમહાવીરસ્વામીની આ મૂર્ત્તિને સ્થાપન કર્યાનો ઉલ્લેખ છે. એટલે જૂનું સાણવાડા ઘણું પ્રાચીન હોવાની સંભાવના છે. તેમજ સં૦ ૧૪૯૯માં મંદિરનો ઉદ્ધાર કરાવ્યો છે, તેથી તે પહેલાંનું એ મંદિર અવશ્ય હોવું જોઇએ.

આ ગામ તૂટયાને સોથી વધારે વર્ષનો સમય થયાનું લોકો કહે છે. એટલે સં૦ ૧૮૬૯માં ભાંગ્યું હશે. ત્યારથી ગામ ઉજ્જડ હતું. સં૦ ૧૯૫૬ પછી ત્યાં ફરીને લોકો રહેવા લાગ્યા પણ પછી અહીંની બધી વસ્તી નવા સાણવાડામાં જઇને વસી હોય તેમ લાગે છે. અહીં શ્રાવકનું ઘર એકે નથી.

અહીંથી અમે નવા સાણવાડા પાછા આવ્યા.

## ૪૮. લોદરી

નવા સાણવાડાથી પશ્ચિમ દિશામાં લગભગ ૦ાા માઇલ દૂર “ લોદરી ” નામનું ગામ આવેલું છે.

**ખંડિત જૈનમંદિર :**

અહીં એક નાનું મંદિર જીર્ણશીર્ણ અવસ્થામાં ઊભું

છે. આ મંદિરનો મૂળ ગભારો, તેની બહારની નાની ચોકી અને તેની પછી ખુલ્લા ચોતરા યુક્ત નાનું પણ શિખરબંધી મંદિર બનેલું છે. અત્યારે પણ મૂળગભારો, શિખર, ચોકી અને ચોતરો સાબૂત છે. પથ્થરનો દરવાજો અને ચોકીના સ્તંભો, પાટ વગેરે હજુ ઊભાં છે. મંદિરને ફરતો કોટ હતો પરન્તુ તે નષ્ટ પ્રાયઃ થયેલો છે. બધું કામ ઈંટો અને ચૂનાથી થએલું જણાય છે.

આ ગામ લગભગ સો વર્ષ પહેલાં ભાંગ્યું હશે. આ મંદિરની મૂર્તિ ક્યારે અને ક્યાં લઇ જવામાં આવી તે જાણવામાં આવ્યું નથી. આ મંદિર ત્રણસો–ચારસો વર્ષનું પ્રાચીન હોય તેમ જણાય છે.

આ ગામમાં અત્યારે એક પણ શ્રાવકનું ઘર નથી. અહીંથી ઊઠેલા શ્રાવકો નવા ગાણવાડા વગેરે આસપાસના ગામોમાં રહેવા ચાલ્યા ગયાનું સંભળાય છે.

## ૪૯. તેલપુર

લોદરીથી દક્ષિણમાં ૧॥ માઈલ અને સિરોહીથી અગ્નિખૂણામાં ૬ માઈલ દૂર “ તેલપુર ” નામનું ગામ આવેલું છે. આ ગામ પીંડવાડા તહેસીલમાં છે.

**શ્રીઆદીશ્વર ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભગવાનનું એક મંદિર છે. મૂ૦ ના૦ની મૂર્ત્તિ પંચતીર્થીના પરિકર યુક્ત છે. મૂર્ત્તિ

પર લેખ નથી. પરિકરની ગાદી પર લેખ હતો પણ સાવ ઘસાઈ ગયો છે. બંને કાઉસગ્ગિયા નીચે સં૦ ૧૫૨૧ નો લેખ છે, પણ થોડા જ અક્ષરો છે, તે સિવાય મંદિર બન્યા સંબંધીનો કે બીજી હકીકતનો એક પણ લેખ નથી મળ્યો. કદાચ લેખો તો હશે પણ મૂળગભારામાં ગૂઢમંડપ અને સ્તંભો ઉપર પણ કલાઈ કરાવેલી હોવાથી તેમાં દબાઈ ગયા હશે; એમ લાગે છે.

આ મંદિર પહાડની જરા ઊંચાણવાળી જગ્યામાં એક નાની મગરીની ઓથમાં આવેલું છે. વળી મૂળગભારો, ગૂઢ-મંડપ અને ભમતીના કોટયુક્ત શિખરબંધી બનેલું છે. ગૂઢમંડપમાં ભોંયતળિયું, અને ભમતીમાં ભોંયતળિયા ઉપર ફરશ લગાવી, કોટ અને મંદિરના બહારના ભાગમાં ચૂનાની કલાઈ વગેરે કરાવવાની જરૂરત છે. આશરે બે હજાર રૂપિયા લગાવવામાં આવે તો મંદિરનો જીર્ણોદ્ધાર સારી રીતે થઈ જાય. મંદિરખાતાની કંઈ જ રકમ જમા નથી.

કાઉસગ્ગિયા ઉપરના લેખમાં "તેલપુર" નું નામ છે; તેથી આ મંદિર અને ગામ સં૦ ૧૫૨૧ કરતાં વધારે પ્રાચીન હોવું જોઈએ.

અહીં પહેલાં શ્રાવકોની વસ્તી સારા પ્રમાણમાં હતી, પણ હાલમાં શ્રાવકનું એકે ઘર નથી. કહેવાય છે કે સં૦ ૧૮૬૯ માં આસપાસનાં ઘણાં ગામ ભાગ્યાં હતાં તેની સાથે જ આ ગામ ભાગ્યું હશે. વીરવાડા, સાણવાડા અને નાંદિયા વગેરે ગામોમાં તેલપુરના શ્રાવકોનાં ઘરો છે અને કેટલાક

શ્રાવકો ગુજરાત તરફ વસવાટ કરવા ગયાનું સંભળાય છે. બાકી રજપૂત, રબારી, ભીલ વગેરેનાં આસરે ૬૦ જેટલાં ઘરો છે. ધર્મશાળા કે ઉપાશ્રય કંઈ જ નથી. ઉપાશ્રય હતો પણ પડી ગયો છે.

**દેખરેખ ને વ્યવસ્થા :**

ઉપર્યુક્ત મંદિરનો વહીવટ વીરાવડામાં રહેતા તેલપુરના શ્રાવકોનાં સાત ઘરના હાથમાં છે. પહેલાં શા. કેશાજી ગુલાબચંદના હસ્તક વહીવટ હતો પણ હાલમાં પૂનમચંદ રાજાજી તેનો વહીવટ કરે છે. ચોપડા વગેરે પણ તેમના ત્યાં જ છે. તેઓ જરા પણ મંદિરની સંભાળ રાખતા નથી. મોટે ભાગે તેઓ ગુજરાતમાં રહે છે, તેથી તેમનાથી સંભાળ રખાવવી મુશ્કેલ છે. આશાતના ખૂબ થાય છે. તેથી આ મંદિરનો વહીવટ–દેખરેખ શ્રીબ્રાહ્મણવાડજીના કારખાનાને અથવા અન્ય કોઈને સોંપી દેવાની કે બીજાએ સંભાળી લેવાની જરૂર છે.

અહીંથી સીધા પૂર્વમાં બ્રાહ્મણવાડા ૪ માઈલ થાય છે.

## ૫૦. વીરવાડા

તેલપુરથી ઈશાનખૂણામાં ૨॥ માઈલ અને પીંડવાડા સ્ટેશનથી વાયવ્ય ખૂણામાં ૬ માઈલ દૂર "વીરવાડા" નામનું ગામ આવે છે. આ ગામ પીંડવાડા તહેસીલમાં છે.

**શ્રીઆદીશ્વર ભ૦નું મંદિર :**

અહીં બે મંદિરો છે. તેમાં એક મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર

ભગવાનનું મંદિર ગામમાં છે. તેમાં મૂળનાયકજીની મનોહર મૂર્ત્તિ પંચતીર્થીના પરિકરયુક્ત છે. મૂળનાયકજીની પલાંઠીના સન્મુખ ભાગમાં બાજુએ કે પાછળ પણ લેખ જણાતો નથી. પરિકરની ગાદીની નીચે કદાચ લેખ હશે પણ જે ઠેકાણે લેખો લખાય છે તે પટ્ટીને આરસની લાદીઓ જડતાં દબાવી દીધેલી છે. મૂળનાયકજીના પરિકરની ગાદીમાં વચ્ચે દેવી, તેની નીચે બે હરણ, બંને બાજુએ એકેક હાથી અને સિંહ છે. વળી એક તરફ યક્ષ અને બીજી તરફ યક્ષિણી અંબિકાદેવી છે.

મૂળગભારામાં મૂળનાયકજીની એક જ મૂર્તિ છે. ગૂઢમંડપમાં જિનમૂર્ત્તિઓ ૧૩, એક પથ્થરમાં ચોડી દીધેલી બેડી નાની શ્યામમૂર્ત્તિ ૧, અને મંગળમૂર્ત્તિયુકત બારશાખનો ટુકડો એક છે. તેને પણ મૂર્ત્તિ તરીકે સ્થાપન કરી દીધેલો છે. પરિકરમાંથી છૂટા પડી ગયેલા કાઉસગ્ગિયા ૧, અંબાજીદેવીની મૂર્ત્તિ ૧, યક્ષની મૂર્ત્તિ ૧, આરસપાષાણ પર કોતરેલો યંત્ર ૧ છે. નવચોકીમાં જિનમૂર્ત્તિ ૨ છે. ભમતીની દેરીઓમાં પંચતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિ ૧ અને પરિકર વિનાની મૂર્તિઓ ૪૩ છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકીઓ સભામંડપ, શૃંગારચોકી, અને ચારે તરફ ફરતી શિખરબંધી દેરીઓ ૪૬ થી યુક્ત બનેલું છે. બાજુમાં એક દરવાજો છે. દેરીઓ ઉપર ૪૭ શિખરો છે. આમ તો દેરીઓ ૪૦ છે, અને બંને બાજુએ એક એક ગભારો ત્રણ ત્રણ ખંડવાળો છે, તે ગણતાં કુલે ૪૬ થાય. શૃંગારચોકીની બહાર એક નાનું કંપાઉન્ડ છે, તે કંપાઉન્ડમાં જમણા હાથ તરફ એક ભોંયરું છે. તેની

અંદર પબાસણ વગેરે ગોઠવેલ છે. ભોંયરામાં ખંડિત મૂર્તિઓ મૂકીને પાછું બંધ કરી દીધું છે. તેના ઉપર પાકી છત કરી લીધી છે. ખોલવા માટે છત ખોદાવવી પડે.

આ મંદિરની ભમતીમાં જમણા હાથ તરફ વચ્ચે એક દેરીને બદલે ઓરડી ખાલી રાખીને બહાર જવાનો મોટો દરવાજો મૂકેલો છે. તે દરવાજાની બારશાખમાં મંગળમૂર્ત્તિ તરીકે તીર્થંકરની મૂર્ત્તિ છે ને દરવાજા આગળ શૃંગારચોકી બનેલી છે. આ મંદિર બાવન જિનાલયનું શિખરબંધી દેરીઓ-વાળું કહેવાય છે. ધ્વજા–દંડ તૂટી ગયેલો છે.

આ મંદિર વિશાળ છે અને પહાડની મગરીની ઓથમાં જરા ઊંચાણવાળી જગ્યા પર આવેલું છે. આ મંદિર સં૦ ૧૪૭૫માં નવું બનેલું છે અને તેની શ્રીવીરપ્રભસૂરિએ પ્રતિષ્ઠા કરાવી છે. "આ મંદિરનો મંડપ શ્રીવીરપ્રભસૂરિએ પોતે જ કરાવ્યો છે."—એવી મતલબનો લેખ, ગૂઢમંડપમાં આરસના પાટિયાંના ભંડારની પેટી નવી લગાડવા માટે જમણા હાથ તરફના સ્તંભ નીચેના ભાગમાંથી ચૂનાનું પ્રાચીન પલાસ્તર ઉખેડતાં, મળી આવ્યો છે ને તે આ વર્ષે જ મળ્યો છે. પાછો તે લેખને દાબીને તેના ઉપર જ ભંડારની પેટી લગાડી દીધી છે. આ મંદિરમાં ગૂઢમંડપ, નવચોકી કે દેરીઓના માથે બીજા લેખો હશે પણ ત્યાં ચૂનાનું પલાસ્તર થયેલું હોવાથી બીજો એકે લેખ મળી આવ્યો નથી.

**શામળાજીનું મંદિર:**

આ મંદિરના કંપાઉન્ડમાં બહાર બાજુમાં જ શામ-

બાજીનું એક વૈષ્ણવ મંદિર છે. વિષ્ણુની મુખ્ય મૂર્તિના પરિકરમાં વિષ્ણુના દશ અવતારની મૂર્તિઓ કોતરેલી છે. આ બંને મંદિરોનો રસ્તો એક કંપાઉન્ડમાં થઈને જ છે.

## (૨) શ્રીમહાવીરસ્વામી ભ૦નું મંદિરઃ

બીજું મંદિર મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામી ભ૦નું છે. આ મંદિર વીરવાડા ગામથી ૧ ફર્લાંગ દૂર દક્ષિણ તરફ મગરીની ઓથમાં જરા ઊંચાણવાળી જગ્યા ઉપર આવેલું છે.

મૂળ ગભારામાં મૂળનાયકજીની ભવ્ય અને મનોહર મૂર્ત્તિ છે. મૂર્ત્તિ ઉપર લેખ નથી. પરિકરની ગાદીમાં વચ્ચે ધર્મચક્ર, તેની નીચે બે હરણ, ધર્મચક્રની બંને બાજુએ એકેક હાથી અને સિંહ છે, તથા ડાબા હાથ તરફ યક્ષની મૂર્ત્તિ છે. જમણા હાથ તરફ અંબિકાદેવીની મૂર્તિ જોઈએ પણ તે નથી. કદાચ નીકળી ગઈ હશે.

ગૂઢમંડપમાં મંગળમૂર્ત્તિ તરીકેની જિનમૂર્તિ ૧ છૂટી છે. પરિકરમાંથી છૂટા પડી ગયેલા કાઉસગ્ગિયા ૧, તેમના ઉપર તેમને વચ્ચે રાખીને પરિકરનો ઉપરનો ભાગ લગાવી દીધો છે; જેમાં તીર્થંકર ભગવાનની બેઠેલી બે મૂર્ત્તિઓ વગેરે કોતરેલું છે. તેની પાસે પરિકરની ગાદીનો ટુકડો એક અને તેના ઉપર પરિકરના ઉપરના ભાગનો એક બાજુનો ટુકડો લગાવી રાખેલો છે, જેમાં બેઠેલી જિનમૂર્તિ ૧ કોતરેલી છે. તેની પાસે એક ખૂણામાં પબાસણની ઉપર પરિકરની મોટી ગાદી લગાવેલી છે. તેમાં વચ્ચે દેવી, તેની નીચે ધર્મચક્ર, તેની બંને બાજુએ એક એક હરણ, દેવીની બંને

બાજુએ એકેક હાથી તથા એકેક સિંહ તેમજ એક બાજુએ યક્ષ અને બીજી બાજુએ યક્ષિણી કોતરેલાં છે. તેના ઉપર આશરે એક ફૂટ ઊંચી શ્રીઅંબિકાદેવીની મૂર્ત્તિ સ્થાપન કરેલી છે. તેની બંને બાજુએ પરિકરના ઉપરના ભાગના બે ટુકડા લગાવેલા છે. તે બંને ટુકડામાં એકેક બેઠેલ જિન-મૂર્ત્તિ વગેરે કોતરેલાં છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, દરવાજાની બંને બાજુની ૧૪ દેરીઓ અને ભમતીના કોટયુક્ત શિખરબંધી બનેલું છે. ડાબા હાથ તરફની દેરીઓમાં એક દેરીનો દરવાજો, સુંદર મકરાણાનો કોરણી યુક્ત, બનેલો છે. કદાચ આ દરવાજો ચંદ્રાવતીના મંદિરો-માંથી લાવેલા હોય. આ બધી દેરીઓ અને સભામંડપ તથા કોટ જીર્ણ થઇ જવાથી લગભગ ૧૫–૨૦ હજાર રૂપિયા ખરચીને સભામંડપને ઉતરાવી લઈ બધી દેરીઓ, સભા-મંડપ, શૃંગારચોકી અને કોટ નવેસરથી સં૦ ૧૯૫૦થી ૫૭ સુધીમાં કરાવેલાં છે, અને સં૦ ૧૯૬૪માં ધ્વજા–દંડ–કલશની પ્રતિષ્ઠા કરી ફરી ચઢાવવામાં આવેલ છે. આ મંદિર ક્યારે અને કોણે બંધાવ્યું તે કંઈ જાણવામાં આવ્યું નથી. ગૂઢમંડપ, છચોકી વગેરેમાં કલઈ કરાવેલી હોવાથી તે સંબંધી લેખ હોય તોપણ દટાઈ ગયો હશે. ફક્ત એક લેખ, છચોકીના સ્તંભ પર વિ૦ સં૦ ૧૪૧૦માં આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યા સંબંધીનો મળ્યો છે, તે ઉપરથી જણાય છે કે આ મંદિર તેનાથી બે ચાર સૈકા પહેલાં તો અવશ્ય બનેલું હોવું જોઈએ. એ જ લેખમાં "વીરવાડા" ગામનો ઉલ્લેખ પણ છે તેથી ગામ પણ તેથી યે પ્રાચીન હોવું

જોઈએ. "કોટરા" ગામના મંદિરના સં૦ ૧૨૦૮ના લેખમાં "વીરપલીના પ્રાગ્વાટજ્ઞાતીય શ્રેષ્ઠી શા. સહદેવે કરાવેલા પ્રાસાદમાં સં૦ ૧૪૬૫માં શ્રીવીરપ્રભસૂરિએ શ્રીવીર ભગવાનની સ્થાપના કરી." આ ઉલ્લેખથી લગભગ બારમા સૈકામાં વીરવાડાનું નામ "વીરપલી" સંભવતઃ હશે. જો આ અનુમાન સાચું હોય તો આ ગામ તેથી યે પ્રાચીન હોવું જોઈએ. આ મંદિરની ભમતીમાં ડાબા હાથ તરફ રાયણનું એક મોટું ઝાડ છે.

**વીસલનગર અથવા વાસિયું ગામ :**

આ મંદિરની આસપાસ ચોતરફ ઘણાં રોડાં પડયાં છે. તેથી પહેલાં મંદિરની નજીકમાં જ વસ્તી હશે; એમ જણાય છે. મંદિરની સામે એક કૂવો છે ત્યાં, બગીચો હતો. લોકો કહે છે કે, અહીં પહેલાં ગામ હતું. તેનું નામ "વીસનગર" હતું. સં૦ ૧૪૯૯ ની આસપાસ શ્રીમેઘ રચિત તીર્થમાલામાં પણ વીસલનગરનું સ્મરણ કર્યું છે,[1] પણ તેને લોકો "વાસીયું" કહેતા હશે. અત્યારે પણ આ મંદિર લોકોમાં "વાસીયાનું મંદિર" એ નામથી ઓળખાય છે. વાસીયાના ઊઠેલા શ્રાવકો ગુજરાતમાં છે; તે પણ હજુ "વાસીયા" કહેવાય છે.

પરંતુ આ મંદિરના સં૦ ૧૪૧૦ ના લેખમાં આ મંદિરને 'શ્રીવીરવાડા ગ્રામે' એમ બતાવ્યું છે. તેથી તે વખતે આ મંદિરની આસપાસની વસ્તી અને અત્યારની વસ્તી—બધું એક જ ગામ હશે; અને તે બધું વીરવાડાના નામથી ઓળ-

---

૧ "વિસલપુરિ વાલ્હી ઊંદરિ."

प्राचीनतीर्थमालासंग्रह પૃ. ૫૫ કડી. ૭૨.

ખાતું હશે, ગામ આખું સળંગ હશે. પાછળથી વીરવાડા ગામ અને આ મંદિર પાસેની વસ્તી વચ્ચે કાંઈક અંતર પડવાથી આ એક જુદો વાસ થઈ ગયો હશે, તેથી જ તે વાસીયાના નામે ઓળખાતો હશે. પણ ગામ તો વીરવાડા જ સમજવું જોઇએ; કારણ કે શ્રીબ્રાહ્મણવાડજીના મંદિરમાં પગલાં જોડી ઉપરના વિ૦ સં૦ ૧૭૧૯ના લેખમાં વીરવાડા ગામની નજીકમાં શ્રીમહાવીર સ્વામી ભગવાનની સન્મુખ આવેલા થૂભમાં રહેવાવાળા મંત્રી વણુવીરના[૨] વંશજોએ પાદુકા કરાવ્યાનો ઉલ્લેખ છે, તે ઉપરથી જણાય છે કે તે વખતે આ ગામનું ( મહાવીર સ્વામીના મંદિર પાસેની વસ્તીવાળા ભાગનું ) પણ નામ તો વીરવાડા જ હતું અને ઉક્ત સંવતમાં મહાવીરસ્વામીના મંદિર પાસે વસ્તી હતી, તેમાં થૂભ શબ્દ લખેલો છે તેનો અત્યારે કોઈને પત્તો નથી. કદાચ મંદિર સામેના બગીચામાં તે વખતે થૂભ જેવું કંઈક હોય, અથવા આ મંદિરની આસપાસની જગ્યાને “ થૂભ ” કહેતા હોય.

મંદિરની આશાતના દૂર કરાવવાની તથા સારી રીતે સંભાળ લેવાની જરૂર છે. ગામના બાવન જિનાલય મંદિરની તથા ઉક્ત મંદિરની એક જ પૂજારી પૂજા કરે છે, તેથી આ

---

૨ મંત્રી વણુવીર સિરોહીનિવાસી વીશા પોરવાડ-જ્ઞાતીય શાહ ગાગા અને તેમની ભાર્યા મનરંગદેના પુત્ર હતા. મંત્રી વણુવીરની ભાર્યા પસાદે નામે હતી. તેમને ચાર પુત્રો-૧ શા. રાઉત, ૨ શા. લખમણ, ૩ શા. કર્મચંદ અને ૪ શા. દૂહિચંદ—હતા. આબુ ઉપરના અચલગઢના ચૌમુખજીના મંદિરમાંના સં૦ ૧૬૯૮ના પાંચ લેખોમાં આ કુટુંબની વંશાવલીનાં નામો આપેલાં છે.

બંને મંદિરોની સફાઈ રહી શકતી નથી. બહારના મંદિરમાંથી તો કાજો પણ ઘણા દિવસે લેવાતો હશે.

વીરવાડામાં પોરવાડ શ્રાવકનાં ઘર ૪૮, ઉપાશ્રય ૩ અને એક ઉપાશ્રય બાઈઓ માટે નવો બને છે—એમ ૪, અને ધર્મશાળા ૧, તથા બીજી એક નવી ધર્મશાળા બંધાય છે.

**પ્રાચીનતા :**

સં૦ ૧૪૯૯ની આસપાસમાં તીર્થમાલાની રચના કરનાર મેઘ કવિએ પણ વીરવાડામાં ધર્મનાથ ભ૦નું મંદિર હોવાનું વર્ણન કર્યું છે.[3]

સં૦ ૧૭૪૫ માં તીર્થમાલાની રચના કરનાર શ્રીશીલવિજયજીએ અહીં ધર્મનાથ પ્રભુનું મંદિર હોવાનું વર્ણન કર્યું છે.[4]

સં૦ ૧૭૫૫ માં તીર્થમાલાની રચના કરનાર શ્રીજ્ઞાનવિમલસૂરિએ અહીં મહાવીર પ્રભુ હોવાનું વર્ણન કર્યું છે.[5]

ઉપર્યુક્ત વર્ણનો ઉપરથી જણાય છે કે, મંદિરોના મૂળનાયકજીનો જીર્ણોદ્ધાર વખતે ફેરફાર થયો હશે.

## ૫૧. કોટરા

વીરવાડાથી ઉત્તર દિશામાં ૧૧ માઈલ પર "કોટરા" નામનું ગામ આવેલું છે. આ ગામ પીંડવાડા તહેસીલમાં છે.

૩ વીરવાડઈ ઈક ધમ્મ વિચારૂ. પ્રાચીનતીર્થમાલાસંગ્રહ પૃ ૫૪
૪ વીરવાડિ શ્રીધર્મ જિણંદ. પ્રા. તી. સં. પૃ. ૧૦૬
૫ અઝાહરી વીરવાડિમાં એ બંભણવાડિ વીર. પ્રા. તી. સં. પૃ. ૧૩૭

ખંડિત જૈનમંદિર :

અહીં એક જિનમંદિર તૂટી ગયેલું પડ્યું છે. મૂળગભારો, ગૂઢમંડપ, તેની આગળ મંડપ અથવા ચોતરો, તેની આગળ ભમતીનો કોટ બનેલો હતો પણ અત્યારે તેનો મૂળગભારો, શિખર, ગૂઢમંડપનો ઘુમ્મટ, દરવાજો અને ભમતીનો કોટ વગેરે બધું પડી ગયું છે; માત્ર મૂળગભારાના તથા ગૂઢમંડપના દરવાજા ઊભા છે. તે બંનેની બારશાખમાં મંગળમૂર્ત્તિ તરીકે તીર્થંકર ભગવાનની મૂર્ત્તિ કોતરેલી છે. પથ્થરનો ગૂઢમંડપ અને તેના ઉપરના ઘુમ્મટનો થોડો ભાગ, મૂળગભારામાં પબાસણ સુધીની ભીંતો, કોટની ભીંત કોઈ કોઈ ઠેકાણે બેથી છ છ ફૂટ ઊંચી હજુ સુધી ઊભી છે. બીજો બધો ભાગ પડી ગયો છે. ઈંટોનું બધું કામ પડી ગયું છે. અહીંની ઈંટો ૧૨ ઇંચ લાંબી ૮ ઇંચ પહોળી અને જાડી ૨ થી ૨ાા ઇંચની છે. આ મંદિર જમીનથી જરા ઊંચાણવાળી પથ્થરની (મગરીની) જમીન ઉપર આવેલું છે. તેની આસપાસ ઈંટોનાં રોડાં જ્યાં ત્યાં પડેલાં જણાય છે. તેથી પહેલાં મંદિરની આસપાસ વસ્તીવાળું ગામ હશે; એમ લાગે છે.

પહેલાં અહીં શ્રાવકોની વસ્તી હશે, પણ હાલમાં એકે શ્રાવકનું ઘર નથી. ઉપાશ્રય કે ધર્મશાળા પણ નથી, માત્ર રબારીનાં ૧૦–૧૫ ઘરો છે. કેટલા વર્ષોથી આ ગામ ઉજ્જડ થઈ ગયું છે, તે નક્કી જણાયું નથી. અહીંના શ્રાવકો ગુજરાતમાં રહે છે. આ સ્થાનથી ૧ ફર્લાંગ દૂર જરા નીચાણમાં નવું ગામ વસ્યું છે.

# ૫૨. વીરોલી

કોટરાથી ઉત્તર દિશામાં ૧૧ માઈલ અને પીંડવાડા સ્ટેશનથી વાયવ્ય ખૂણામાં ૬॥ માઈલ દૂર "વીરોલી" નામનું ગામ આવેલું છે. આ ગામ પીંડવાડા તહેસીલમાં છે.

**ખાલી પડેલું જૈન મંદિર :**

અહીં નજીકમાં જ જરા ઊંચાણવાળી જમીનમાં એક જૈન મંદિર સાબૂત ઊભું છે, તેમાં મૂર્ત્તિ વિરાજમાન નથી. કોટ, ગૂઢમંડપ અને મૂળગભારાના દરવાજાની બારશાખોમાં મંગળમૂર્તિ તરીકે તીર્થંકર ભગવાનની એકેક મૂર્ત્તિ કોતરેલી છે. આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, તેની આગળ એક ચોતરો અને કોટયુક્ત બનેલું છે. ચોતરાની કિનારીઓ અને ફરશ પથ્થરની બાંધેલી છે, કદાચ આના ઉપર પહેલાં છચોકી પણ હોય. અત્યારે છચોકીના સ્તંભ, પાટ કે ઘુમ્મટનો એક પણ પથ્થર અહીં પડેલો દેખાતો નથી. કદાચ કોઈ ગામના શ્રાવકો છચોકીનો બધો સામાન ઉતારીને પોતાના ગામના મંદિર માટે લઈ ગયા હોય. ત્યારપછી ભમતીનો કોટ છે. તેના દરવાજા બહાર, નીચે ઊતરવાનાં પગથિયાં છે. આવી રચનાવાળું શિખરબંધી આ મંદિર ગામના પ્રમાણમાં ઠીક ઠીક બનેલું હતું.

અત્યારે આ મંદિરનો મૂળગભારો, કળશ વિનાનું શિખર, ગુમ્મજ સાથેનો ગૂઢમંડપ, ગૂઢમંડપની બહારનો ચોતરો, કોટનો મુખ્ય દરવાજો, અને કોટનો કેટલોક ભાગ

હજુ સુધી સાબૂત ઊભો છે. મૂળગભારામાં પબાસણ પણ હજુ એમનું એમ ખાલી લાગેલું છે. કોટનો ઘણો ખરો ભાગ પૂરેપૂરો ઊભો છે. કેટલીક જગ્યાએથી થોડો થોડો ભાગ પડી ગયો છે. આ મંદિરમાં ઘણું ખરું કામ ઈંટો અને ગારાથી, કેટલુંક ઈંટો અને ચૂનાથી થયેલું છે, તેમજ તેના ઉપર ચૂનાનું પ્લાસ્તર થયું છે. અહીંની ઈંટો લાંબી ૧૨ ઈંચ, પહોળી ૬ ઇંચ, અને જાડી ૨–૨॥ ઈંચની છે. આ મંદિર થોડાંક વર્ષોથી પડવા લાગ્યું હોય એમ જણાય છે.

અહીંની વસ્તી ક્યારે ઉજ્જડ થઈ અને મંદિરમાંથી મૂર્તિઓ ક્યારે અને ક્યાં લઈ ગયા તે જણાયું નથી. મંદિરની આસપાસ મગરીની ઊંચાણવાળી જમીનમાં ઘણાં રોડાં પડયાં છે, તેથી પહેલાં ગામ અહીં જ વસતું હોવું જોઈએ. અહીં પહેલાં શ્રાવકોની વસ્તી હતી તેથી જ મંદિર બનેલું છે. અહીંથી કેટલાક શ્રાવકો સાણવાડામાં રહેવા ગયા હતા અને પછી ગુજરાતમાં કડોદ વગેરે ગામમાં ચાલ્યા ગયાનું સાંભળવામાં આવ્યું છે. હાલમાં ૪૦–૪૫ વર્ષથી આ ગામ ફરીને મંદિરથી લગભગ ૨ ફર્લાંગ દૂર નીચાણવાળી જગ્યામાં વસ્યું છે. હાલમાં અહીં રબારી તથા રજપૂત વગેરેનાં ૪૦ ઘરો છે. શ્રાવકોનું એક પણ ઘર ઉપાશ્રય કે ધર્મશાળા નથી.

### ગામની પ્રાચીનતા :

આ ગામનું અસલ નામ "વિરૂલી" હતું અને ગામ જૂનું હોવાની સંભાવના પણ છે. કેમકે કોટરા ગામના

ઝાંપામાં એક સરઈ પડી છે, તેમાં સં૦ ૧૫૫૭ નો મહારાવ જગમાલજીના સમયનો લેખ છે. તેમાં આ ગામનું નામ "વિરૂલી" વંચાય છે. તેથી તે સરઈ કદાચ આ ગામને માટે જ હશે. ઉક્ત લેખ પૂરો વાંચી શકાતો નથી.

કોટરા અને વીરોલી—આ બંને ગામનાં મંદિરો સાધારણ રીતે ગામના પ્રમાણમાં ઠીક ઠીક હતાં; બહુ મોટાં નથી. એ ઉપરથી જણાય છે કે અહીં બંને ગામોમાં શ્રાવકોનાં ઘરો થોડાં હશે.

**નીલકંઠ મહાદેવનું મંદિર અને વાવ :**

કોટરાથી બે ફર્લાંગ પૂર્વ દિશામાં સં૦ ૧૯૮૩ માં બનેલું નીલકંઠ મહાદેવનું શિવાલય અને તેની પાસે એક વાવડી છે. આ વાવડીનો હાલમાં, કોટડાના ગુજરાતમાં રહેતા એક વાણિયાએ એક હજાર રૂપિયા ખરચી જીર્ણોદ્ધાર ગયા વર્ષમાં જ કરાવ્યો છે. આ વાવડી વહેતી થવાથી લોકોને તથા ઢોરોને પાણીનું સુખ થયું છે. વીરવાડાના લોકો કેટલીક વખત આ શિવાલય પાસેની વાવડીએ ગોઠ કરવા જાય છે. શિવાલયની દર સોમવારે પૂજા થાય છે.

## ૫૩. બ્રાહ્મણવાડા (બામણવાડજી)

વીરોલીથી દક્ષિણમાં ૩॥ માઈલ, પીંડવાડા (સજ્જનરોડ) સ્ટેશનથી વાયવ્ય ખૂણામાં ૩॥ માઈલ અને વીરવાડાથી અગ્નિખૂણામાં ૧॥ માઈલ દૂર "બ્રાહ્મણવાડા"[1] નામનું

૧ વિશેષ વિસ્તાર માટે જૂઓ મારું 'બ્રાહ્મણવાડા' નામનું પુસ્તક.

તીર્થ ધામ આવેલું છે. સીરોહી સ્ટેટના રૂવાઈ પરગણાની પીંડવાડા તહેસીલમાં આ ધામ આવેલું છે.

આ ધામ અત્યારે જંગલમાં છે. ગામ કે વસ્તી નથી. પરંતુ આ ધામ એક વિશાળ કંપાઉંડમાં આવેલું છે અને તેમાં ધર્મશાળા વગેરે ઘણાં મકાનો હોવાથી અને તેમાં કારખાના ( કાર્યાલય ) ના મુનિમો, પૂજારીઓ, નોકરો, ચોકીદારો વગેરે માણસો રહેતાં હોવાથી આ ધામ એક નાના ગામ જેવું લાગે છે.

**શ્રીમહાવીરસ્વામી ભ૦નું મંદિર :**

શ્રીબ્રામણવાડજી ( શ્રીમહાવીરસ્વામી ભ૦ ) નું મંદિર, શિખરબંધી પણ નીચા ઘાટનું વિશાલ અને મનોહર છે. મૂળગભારો, ગૂઢમંડપ, છચોકીઓ, સભામંડપ, શૃંગારચોકી, દરવાજાની ઉપર બલાનક ( મંડપ ) અને ભમતીમાં ચારે તરફ ફરતી ( ત્રણ બાજુના ગભારા સહિત, પાંત્રીશ ) દેરીઓ યુક્ત આ મંદિર બનેલું છે.

મૂળ મંદિર ઉપર અને ભમતીની દેરીઓ ઉપર ૩૪ શિખરો છે. મૂળ મંદિરની પાછળના એક ગભારા ઉપર તથા ચોકીઓ અને બીજા બધા મંડપો ઉપર ઘુમ્મટો છે. બધી દેરીઓ અને દરવાજા નીચા ઘાટના છે. નીચા નમ્યા વિના દેરીઓની અંદરની મૂર્તિઓનાં દર્શન થઈ શકતાં નથી. હાલ થોડાં વર્ષો થયાં આખા મંદિરમાં આરસની લાદીઓ, ટાઈલો અને કાચ લગાવ્યા છે. તેમજ રંગ તથા ચિત્રકામ પણ હાલમાં તાજું જ થયેલું હોવાથી આખું મંદિર દેવમંદિર અથવા વિમાન જેવું રળિયામણું લાગે છે.

મૂળ ગભારામાં મૂ૦ ના૦ની ઉપર, પરિકરની ઉપરનો પુષ્પમાલધર અને છત્રવાળા ભાગનો ટુકડો દીવાલમાં લાગેલો છે, તે વધારે પ્રાચીન હોય એમ જણાય છે. બાકીનું પરિકર ખંડિત થવાથી કોઈ પણ કારણથી જીર્ણોદ્ધાર વખતે કાઢી નાખ્યું લાગે છે. મૂળગભારામાં મૂ૦ ના૦ સહિત આરસની જિનમૂર્તિઓ ૨, ધાતુની નાની એકલ મૂર્તિ ૧, ચાંદીની એકલ મૂર્તિ-૧, અને ચાંદીના પતરાની મૂર્તિઓ ૨ છે. ગૂઢ-મંડપમાં આરસની જિનમૂર્તિઓ ૨ છે. છ ચોકીઓમાં આરસની જિનમૂર્તિઓ ૨ અને ધાતુની પંચતીર્થી ૧ છે. ભમતીમાં જમણા હાથ તરફના ગભારામાં ધાતુની પંચતીર્થી ૨ અને એકતીર્થી ૧ છે. તથા ભમતીની બધી દેરીઓ અને ત્રણે ગભારામાં થઈને આરસનાં કુલ જિનબિંબ ૯૭ છે. તે ઉપરાંત જમણા હાથ તરફના ગભારાના બહારના મંડપમાં આરસના પરિકરનો એક ટુકડો સ્થાપન કરેલો છે, તેમાં ભગવાનની બેઠેલી ૨ મૂર્તિઓ વગેરે કોતરેલું છે. તેની પાસે અંબાજીની એક નાની મૂર્તિ છે અને એક બાજુમાં પરિકરની એક ખાલી ગાદી લગાવેલી છે.

શૃંગારચોકીની પછીના કંપાઉંડમાં બંને બાજુએ પાકી શાળ (ઓસરી) બનેલી છે, તેમાંની જમણા હાથ તરફની શાળમાં એક દેરી બનેલી છે, તેમાં ચાર જોડી પગલાં છે અને તેની પાસે દેરીની બહાર ચાર પગલાં છૂટાં રાખેલાં છે. તે બાબાજીની છત્રી પાસેની ઓરડીમાંથી લાવીને અહીં રાખેલાં છે; તથા હાથીખાનાની પાસે બે નાની દેરીઓ છે, તેમાં બે જોડી પગલાં છે. આ બધાં પગલાં યતિઓનાં છે. તેના ઉપર વિ૦ સં૦ ૧૭૦૦ પછીના લેખો છે. પગલાંની

મોટી દેરીની પાસે એક ઓરડી છે, તેમાં કેસર ઘસવાનું તથા પૂજાનાં ઉપકરણો રહે છે.

આ કંપાઉંડની બહાર એક બીજું કંપાઉંડ આવેલું છે. તેમાં જમણા હાથ તરફ વાંકલી (મારવાડ) નિવાસી શેઠ હજારીમલજીએ એક પાકી મોટી છત્રી કરાવીને તેમાં શ્રીશત્રુંજય ગિરિરાજનો આરસનો મોટો પટ સ્થાપન કર્યો છે.

અહીંના મૂળ મંદિર ઉપર છેલ્લો કળશ અને ધ્વજા-દંડ વિ૦ સં૦ ૧૯૫૮માં ચડાવવામાં આવ્યો હતો.

**જીર્ણોદ્ધાર અને શિલાલેખો :**

શ્રીવીરપ્રભુજીથી ૨૯ મી પાટે થયેલા શ્રીમાન્ જયાનંદસૂરિજી મ૦ ના ઉપદેશથી વિ૦ સં૦ ૮૨૧ ની આસપાસમાં પોરવાડજ્ઞાતિના સામંત મંત્રીએ આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, એમ તપાગચ્છની એક પટ્ટાવલીમાં લખ્યું છે. ત્યારપછી આ મંદિરના જીર્ણોદ્ધારો કોણે કોણે અને ક્યારે ક્યારે કરાવ્યા તે સંબધી કાંઈ પણ મારા જાણવામાં આવ્યું નથી; અને તે સંબંધીના શિલાલેખો પણ મળ્યા નથી. કદાચ આ મંદિરમાં જીર્ણોદ્ધાર સંબંધીના લેખો ખોદાયેલા હશે તો તે કેટલાંક વર્ષો પહેલાં આખા મંદિરમાં ચૂનાનું પ્લાસ્તર થયું છે તે વખતે તેમાં દબાઈ ગયા હશે.

આ મંદિરમાંથી ભમતીની દેરીઓ તથા આરસની અને ધાતુની મૂર્ત્તિઓ પરના કુલ ૧૭ શિલાલેખોનાં મળ્યા છે; તેમાંના

નવ લેખો વિ૦ સં૦ ૧૫૧૯ના અને બે લેખો વિ૦ સં૦ ૧૫૨૧ના, આ મંદિરની ભમતીની જુદી જુદી ૧૧ દેરીઓની બારશાખોના ઉત્તરંગાઓ ઉપર તે તે દેરીઓની પ્રતિષ્ઠા કરાવ્યા સંબંધીના ખોદેલા છે. આ ઉપરથી જણાય છે કે, આ મૂળ મંદિરનો આમૂલ–ચૂલ (નવેસરથી) છેલ્લો જીર્ણોદ્ધાર વિ૦ સં૦ ૧૫૧૯ પહેલાં થયો હશે. ત્યાર પછી કોઈ કોઈ સમયે જરૂરિયાત મુજબ સૂક્ષ્મ ઉદ્ધારો જરૂર થયા હશે. છેલ્લાં હાલની સિરોહીના સંઘની કાર્યવાહક કમિટી મારફતે થોડાં વર્ષો પહેલાં પ્લાસ્તર, કલઈ, આરસ તથા ટાઈલો લગાડવાનું, રંગ તથા ચિત્રામણ કામ વગેરે રીપેરીંગ કામ થયું છે.

**કર્ણકીલક ઉપસર્ગની સ્થાપના:**

મંદિરના મુખ્ય દરવાજાથી વીરવાડાના દરવાજા તરફ જતાં જમણા હાથ તરફ પહાડની એક નાની ટેકરીની ઓથમાં બનેલી એક મોટી, દેરી આવે છે.[૨] તેમાં પહાડના પથ્થરમાં જ શ્રીમહાવીરસ્વામી ભગવાનની ચરણ પાદુકા કોતરેલી છે.

૨ અહીંના કાર્યવાહકોએ થોડાં વર્ષ પહેલાં જ આ દેરીનો નવેસરથી જીર્ણોદ્ધાર કરાવીને સુંદર બનાવી છે. ચરણ–પાદુકા તો પ્રાચીન હતી, તે એની એ જ સ્થિતિમાં રાખેલ છે

આ દેરીની પાસેની ટેકરી ઉપર, સિરોહી નિવાસી શાહ નેનમલજી નથમલજી તથા ગોહલી (સિરોહી) નિવાસી શાહ ખુશાલચંદજી ચેનાજીની આર્થિક સહાયતાથી એક સુંદર અને મોટી દેરી બનતી હતી, તે હવે બની ગઈ છે. તેમાં ઉક્ત બન્ને ગૃહસ્થો તરફથી શ્રીમહાવીર પ્રભુને થયેલા કેટલાક ઉપસર્ગો, જેવા કે–બન્ને કાનમાં ખીલા નંખાયા, ચંડકૌશિક સર્પનો ડંખ, આખા શરીરે વીંછીઓના ડંખ,

લોકોની માન્યતા છે કે ભગવાન મહાવીરસ્વામી અહીં કાઉસગ્ગ (કાયોત્સર્ગ) ધ્યાનમાં રહ્યા હતા, તે વખતે ગોવાળિયાએ ભગવાનના બંને કાનમાં ખીલા નાખ્યા હતા, રાજકોટનિવાસી એક વયોવૃદ્ધ શ્રાવકના મુખથી મારા સાંભળવામાં આવ્યું છે કે—" ઉપર્યુક્ત દેરી હાલ જમીન ઉપર છે, પણ તેને બદલે લગભગ ૪૦–૪૬ વર્ષ પહેલાં એ જ ઠેકાણે પહાડના દશેક ફૂટ જેટલા ઊંચાણવાળા ભાગ ઉપર દેરી હતી અને તેમાં ભગવાન મહાવીરસ્વામીના કાનમાં ખીલા નાખ્યાની સ્પષ્ટ આકૃતિ પહાડના પથ્થરમાં કોતરેલી હતી. " પણ અત્યારે ફક્ત પહાડમાં કોતરેલી પાદુકા સિવાય તેમાંનું કાંઈ નથી. આ ફેરફાર ક્યારે થઈ ગયો એ સંબંધી કાંઈ પણ (જૂના કાર્યવાહકોનો અભાવ અને નવા કાર્યવાહકોને આ સંબંધી કાંઈ પણ માહિતી નહીં હોવાથી) મારા જાણવામાં આવ્યું નથી.

શ્રીવીર ભગવાનને 'કાનમાં ખીલા નાખ્યા'નો ઉપ-

વગેરે ઉપસર્ગોને પ્રભુજી કાઉસ્સગ્ગ ધ્યાનમાં ઊભા રહીને સહન કરે છે, જરા પણ ચલાયમાન થતા નથી. આવી આવી કૃતિઓની આરસની મૂર્તિઓ કરાવીને તે દેરીમાં પધરાવવાના હતા અને બાકીના કેટલાક ઉપસર્ગોનાં ચિત્રામણો કરાવવાના હતા. કદાચ હવે તે બધું થઇ ગયું હશે.

ઉક્ત બન્ને ગૃહસ્થોની આર્થિક સહાયથી, આ દેરીની પાછળ અને બાજુમાં, યાત્રાળુઓને ઉતરવા માટે ચાર બંગલાઓ પંદરેક વર્ષ પહેલાં બંધાવવામાં આવ્યા છે અને બીજાં પણ કેટલાંક મકાનો બંધાવવાનું શરૂ થઈ ગયું હતું. આવી રીતે આ ધામની અત્યારે દિનપ્રતિદિન ઉન્નતિ વધતી જાય છે.

સર્ગ "ષણ્માની" ગામ પાસે થયાનું વર્ણન ( **त्रिषष्टीय ) महावीरचरित्र** અને **कल्पसूत्रसुबोधिका-टीका** વગેરે ગ્રંથોમાં આવે છે તેથી ઘણા વિદ્વાનો અહીં તો તેની માત્ર સ્થાપના જ હોવાનું માને છે, અને એ જ વાત સાચી લાગે છે. આ ઠેકાણે એક વાત વિચારવાની રહે છે તે એ કે, જે જે સ્થાપનાઓ, દંતકથાઓ અને કિંવદન્તિઓ હોય છે, તે બધી સાવ નિર્મૂળ તો નથી જ હોતી, તેમાં કાંઈક તો સત્યાંશ જરૂર રહેલો હોવો જોઈએ, પણ આવી જૂની પ્રવૃત્તિઓના મૂળમાંથી સત્યાંશ કે તેનો ઉદ્દેશ શોધી કાઢવો એ જેવી તેવી વાત નથી, તે માટે ઘણા પ્રયત્નો કરવાની જરૂર પડે છે. જેમ બ્રાહ્મણવાડજીમાં શ્રીવીર ભગવાનના કાનમાં ખીલા નાખવાના ઉપસર્ગની સ્થાપના છે તેમ બ્રાહ્મણવાડજીથી ચાર માઈલ દૂર આવેલા નાંદિયા ગામની બહારના શ્રીમહાવીરસ્વામીના પ્રાચીન અને વિશાળ મંદિરની પાસેની, પહાડના જરા ઊંચાણ ભાગમાં આવેલી એક દેરીમાં ભગવાનને 'ચંડ-કૌશિક સર્પ'ના થયેલા ઉપસર્ગની સ્થાપના છે. સિરોહીની નજીકના એક ગામમાં 'ગોવાળિયાની ખીરનું હાંડલું ભાંગ્યા'ના વૃત્તાંતની સ્થાપના હોવાનું સાંભળ્યું છે અને વઢવાણ શહેરની બહાર 'શૂલપાણિ યક્ષ'ના ઉપસર્ગની સ્થાપના છે.

શ્રીવીર ભગવાન છદ્મસ્થકાળમાં મારવાડ કે ગૂજરાતમાં નથી પધાર્યા, એવી વિદ્વાનોની અત્યાર સુધીની માન્યતા હતી. પરંતુ મૂંગથલા (મુંડસ્થલ) ગામના પડી ગયેલા શ્રીમહા-વીર પ્રભુના મંદિરના મૂળ ગભારાના દરવાજા ઉપર ખોદેલો એક લેખ મળી આવ્યો છે. આ લેખ, શ્રીમાન્ કક્કસૂરિના શિષ્ય શ્રીમાન્ સાવદેવસૂરિજીએ વિ૦ સં૦ ૧૪૨૬ માં આ

મંદિરનો જીર્ણોદ્ધાર કરાવરાવ્યો. અને કેટલીક પ્રતિમાઓ, ધ્વજદંડ, કલશ વગેરેની પ્રતિષ્ઠા કરી તે વખતે ખોદાયેલો છે. આ લેખમાં લખ્યું છે કે, "શ્રીમહાવીર ભગવાન છદ્મસ્થ અવસ્થામાં અર્બુદ (આબુ) ભૂમિમાં વિચર્યા હતા, તે વખતે એટલે ભગવાનના જન્મથી ૩૭ મા વર્ષે દેવા નામના શ્રાવકે અહીં (મુંડસ્થલ મહાતીર્થમાં) મંદિર બંધાવ્યું. પૂર્ણપાલ રાજાએ શ્રીમહાવીર પ્રભુની મૂર્ત્તિ ભરાવી અને શ્રીકેશી ગણધરે તેની પ્રતિષ્ઠા કરી." આ શિલાલેખથી વિશ્વાસપૂર્વક માની શકાય કે, ભગવાન્ મગધદેશમાંથી મારવાડના રસ્તે નાણા, બામણવાડા, નાંદિયા અને દીયાણા થઈને જ આબુની ભૂમિમાં વિચર્યા હશે. અત્યારે પણ પગ રસ્તે જનાર માટે સીધો રસ્તો એ જ છે. ઉપર્યુક્ત ચારે સ્થાનોમાં ભગવાને સ્થિરતા કરી હશે, કાયોત્સર્ગ ( કાઉસગ્ગ ) ધ્યાનમાં રહ્યા હશે, તેથી મુંડસ્થલ મહાતીર્થની જેમ ભક્ત શ્રાવકોએ એ જ સમયમાં ત્યાં પણ ભગવાનનાં મંદિરો બંધાવ્યાં હશે અને તેથી જ ઉપર્યુક્ત ચારે તીર્થો પરંપરાથી 'નાણા દીયાણા નાંદિયા, જીવિતસ્વામી[3] વાંદિયા' આવા પ્રકારની ઉક્તિથી શ્રીમહાવીરસ્વામીનાં પ્રાચીન તીર્થો તરીકે ઓળખાય છે. આ ચાર તીર્થોમાં નાણા અને નાંદિયાની વચ્ચે આવતું હોવાથી આ બામણવાડા તીર્થનો પણ સમાવેશ થાય

૩ નાણા, દીયાણા અને નાંદિયાના શ્રીવીર પ્રભુના પ્રાચીન મંદિરોમાં મૂ૦ ના૦ શ્રીમહાવીર પ્રભુની મનોહર મૂર્ત્તિઓ પ્રાચીન અને ભવ્ય પરિકરોથી યુક્ત છે. બ્રાહ્મણવાડજીના મૂ૦ ના૦ ઉપર પણ પ્રાચીન પરિકર હતું, પણ તે જીર્ણોદ્ધાર વખતે કાઢી નાખ્યું હોય તેમ લાગે છે.

છે. એટલે આ ધામ શ્રીમહાવીરસ્વામી ભગવાનના ચરણ-કમળોથી પવિત્ર થયેલું છે,[૪] એ કહેવાની ભાગ્યે જ જરૂર છે.

જો કે **વણમાની** ગામ તો પૂર્વ દિશામાં જ આવ્યું છે, એમ વિદ્વાનોની માન્યતા છે અને તે સાચી હોય તેમ લાગે છે. એટલે અહીં જે ‘ કર્ણકીલક ઉપસર્ગની સ્થાપના ’ છે એ તો સ્થાપના જ હોય તેમ લાગે છે. પરંતુ છદ્મસ્થકાળમાં શ્રીવીર પ્રભુજી આ ભૂમિમાં પધાર્યા હતા, એમ માનવામાં તો મને કોઈ પ્રકારની આપત્તિ જેવું લાગતું નથી. વળી પહેલાં આપવામાં આવ્યાં છે તે પ્રમાણો આ વાતને પુષ્ટિ આપે છે. એટલે ‘ કર્ણકીલક ઉપસર્ગની સ્થાપના ’ એ સ્થાપના જ હોય, એ ઘટના અહીં ન જ બની હોય ( નથી બની )

---

૪ (૧) આબુથી પશ્ચિમ દિશામાં આવેલા ભીનમાલ (જોધપુર સ્ટેટ) નામના ગામના મહાવીરસ્વામીના પ્રાચીન મંદિરમાંના વિ૦ સં૦ ૧૩૩૪ના લેખમાં લખ્યું છે કે—“ ભગવાન મહાવીરસ્વામી ભીનમાલમાં પધાર્યા હતા. ”

(૨) અંચલગચ્છીય ‘ શ્રી મહેન્દ્રસૂરિજી ’એ વિ૦ સં૦ ૧૩૦૦ લગભગમાં રચેલ “ શ્રીઅષ્ટોત્તરી તીર્થમાલા ” ગાથામાં લખ્યું છે કે—“શ્રીમહાવીર પ્રભુ અર્બુદભૂમિમાં વિચર્યા હતા. ” તેમજ શ્રીબ્રાહ્મણવાડજીમાં શ્રીવીર ભગવાનનાં પગલાંવાળા થૂભે કરીને યુક્ત શ્રીમહાવીર સ્વામીનું મંદિર હોવાનું પણ તેમાં લખ્યું છે.

(૩) તપાગચ્છ નાયક શ્રીમાન્ ‘ સોમસુંદરસૂરિજી ’ના પ્રશિષ્ય ‘ શ્રીજિનહર્ષગણિ ’એ વિ૦ સં૦ ૧૪૯૭માં રચેલા “ મહામાત્ય વસ્તુપાલચરિત્ર ”ના આઠમા પ્રસ્તાવના પ્રારંભના શ્લોકમાં લખ્યું છે કે—“ શ્રીમહાવીર ભગવાન અર્બુદભૂમિમાં વિચર્યા હતા. ”

તો પણ ઉપર આપેલાં પ્રમાણોથી શ્રીવીર પ્રભુ આ ભૂમિમાં વિચર્યા છે એમ ચોક્કસ માની શકાય એમ છે. એટલે તીર્થનાયક શ્રીમહાવીર ભગવાનનાં ચરણકમલોથી સ્પર્શાયેલી આ ભૂમિ મહાપવિત્ર હોઈ આ ધામ મહાતીર્થ તરીકે ગણાય તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી અને તેથી જ કેટલાક શિલાલેખોમાં આ તીર્થને 'મહાતીર્થ' લખેલું છે.

**ટેકરી પરની દેરી :**

વીરવાડાના દરવાજા બહાર ડાબા હાથ તરફ જતાં પહાડ પર ચડવાનો રસ્તો આવે છે. આશરે બે ફર્લાંગ ચડતાં ઉપરનાં ભાગમાં એક ઊંચા ચોતરા ઉપર ચારે તરફથી ખુલ્લી (છત્રી જેવી) એક દેરી બનેલી છે, તેમાં વચ્ચે શ્રીબામણવાડજી (મહાવીરસ્વામી ભગવાન)નાં પગલાં છે, તેની હમેશાં પૂજા થાય છે. પહાડી પ્રદેશમાં નીચાણમાં આવેલા શ્રીબામણવાડજીના આ સ્થાનની નિશાની માટે ટેકરી ઉપર આ દેરી કરાવી હોય એમ લાગે છે.

**ધર્મશાળા અને બીજાં મકાનો :**

અગાઉ જણાવેલા બીજા કંપાઉંડની પછી એક ત્રીજું કંપાઉંડ આવે છે, તેમાં પૂજારીઓ, નોકરો, સિપાહીઓ વગેરેને રહેવા માટે ઓરડીઓ વગેરે મકાનો છે. ડાબા હાથ તરફના એક હોલમાં પૂજા કરનારાઓને નહાવાનું તથા પૂજાનાં કપડાં પહેરવાનું રાખેલ છે. તે હોલની પાછળ એક બારણું છે, ત્યાંથી બહાર જતાં એક મોટી અને ઊંડી વાવ આવે છે, તેના ઉપર મોટા અરટ (પાણી કાઢવા માટે મારવાડના રેંટ)નું મંડાણ છે. આ વાવમાં જમીનમાંથી પાણીની આવક નથી,

પણ ટાંકાની જેમ તેમાં અગાશીઓ અને મેદાન વગેરેમાંથી વરસાદનું પાણી લાવવામાં આવે છે, તેનાથી આખું વર્ષ પાણી બરાબર પહોંચી રહે છે.

ઉપર્યુક્ત ત્રીજા કંપાઉંડના મુખ્ય દરવાજા માથે ત્રણ ખંડવાળી મોટી છત્રી (બારાદરી) બનેલી છે. શ્રીબામણવાડજીના મંદિરમાં પ્રવેશ કરવા માટે આ મુખ્ય દરવાજો છે. અહીં કારખાનાના ચોકીદારો (સિપાહીઓ) બેસે છે. તેઓ કલાકે કલાકે ઘડિયાળના ડંકા વગાડે છે. રાતદિવસ પહેરો રહે છે. આ ત્રીજા કંપાઉંડ પછી ધર્મશાળા વગેરે મકાનોનું એક મોટું કંપાઉંડ આવે છે. તેમાં, મંદિરમાં પ્રવેશ કરવાના દરવાજા પાસે ચારે તરફ કારખાનું (પેઢી), રસોડું અને ધર્મશાળા વગેરે માટે જુદાં જુદાં નાનાં મોટાં ઘણાં મકાનો બનેલાં છે. આવતા જતા મુસાફરો અને મેળા વખતે આવેલા લોકોને બેસવા તથા દુકાનો માંડવા માટે મોટી મોટી શાળો (ઓશરીઓ) અને મેદાનમાં મોટા મોટા ચોતરાઓ બનેલા છે. આ આખા કંપાઉંડની ફરતો ચારે તરફ પાકો મોટો કોટ બનેલો છે, તેમાં એક વીરવાડા તરફનો, બીજો પીંડવાડા તરફનો, ત્રીજો નાંદિયા તરફનો—એમ ત્રણ મોટા દરવાજા અને ઉંદરાના રસ્તા તરફ એક મોટી બારી બનેલી છે.

મુખ્ય દરવાજાની સામે હાથીખાનામાં અંબાડી અને સવારી સહિત એક જબરજસ્ત હાથી અને તેની બન્ને બાજુએ બે ચોપદાર (રક્ષકો) બનેલા છે. હાથીખાનાની પાસેની એક છત્રીમાં નાની નાની બે દેરીઓ બનેલી છે, તે બંનેમાં યતિઓનાં પગલાં જોડી ૨ છે.

**પીંડવાડા-દરવાજા તરફનાં સ્થાનો :**

મંદિરના મુખ્ય દરવાજાથી પીંડવાડાના દરવાજા તરફ જતાં જમણા હાથ તરફ મોટા વડલાની નીચેના મકાનમાં પાણીની પરબ બેસે છે, અને ડાબા હાથ તરફના ચોકમાં એક છત્રીમાં રાવળ સાધુ (વાનપ્રસ્થાશ્રમી) અમરાજીની ઊભી મૂર્ત્તિ છે. તેને લોકો બાબાજીની મૂર્ત્તિ કહે છે. લોકો કહે છે કે, રાવળ અમરાજી શ્રીબામણવાડજીનો પૂજારી હતો. તેણે શ્રીબામણવાડજીની ઘણાં વર્ષો સુધી ભક્તિ-પૂર્વક સેવા-પૂજા કરી હતી. વીરવાડાના રાવળ પૂજારીઓ, તેને પોતાના દાદા તરીકે માને છે. અર્થાત્ તેઓ તેના વંશજો છે. આ છત્રી તથા મૂર્ત્તિ શ્રીબામણવાડજીના કારખાના (કાર્યાલય) તરફથી વિ. સં. ૧૯૨૧માં બનેલી છે.

પીંડવાડાના દરવાજા પાસે જમણા હાથ તરફના આ કંપાઉંડમાં શિવજીનું એક શિખરબંધી મંદિર આવેલું છે. તેમાં પરમાર રાજા ધારાવર્ષના સમયનો વિ૦ સં૦ ૧૨૪૯ (ઈ૦ સ૦ ૧૧૯૨)નો લેખ છે. આ લેખ બીજેથી લાવીને અહીં લગાડ્યો હોય એમ લાગે છે. આ મંદિર લગભગ ૨૦૦ વર્ષ પહેલાં બનેલું હોય તેમ જણાય છે.

શિવાલયની પાસે બાજુના એક કંપાઉંડમાં શ્રીબામણ-વાડજીની ધર્મશાળાનાં મકાનો આવેલાં છે. સિરોહીના નામદાર મહારાવ અને રાજ્યના ઓફિસરો—અમલદારો શ્રીબામણવાડજી આવે છે, ત્યારે તેઓ આ મકાનમાં ઊતરે છે અને મેળાઓ વખતે રાજ્યનું સાયર (કસ્ટમ) નું થાણું આવે છે, તે પણ એ જ મકાનોમાં મુકામ રાખે છે.

પીંડવાડાના દરવાજા બહાર, થોડે છેટે એક મોટી વાવ છે, તે પણ બામણવાડજીના કારખાનાના તાબાની છે. આખા કંપાઉંડના કોટના ત્રણે દરવાજાઓ ઉપર શ્રીબામણવાડજીના કારખાના (કાર્યાલય)નાં મકાનો બનેલાં છે.[5] તેમજ અહીં ખાસ નગારખાનું પણ બનલું છે, જ્યાં હમેશાં ચોઘડિયાં (નોબત) વાગે છે.

**વીરજીની દેરી :**

વીરવાડાના દરવાજાની બહાર સિરોહી–સજ્જનરોડની નવી પાકી સડક નીકળી છે, તેની પાસે જ એક નાનું તળાવ છે, તેના કાંઠા ઉપર એક સ્થાન (દેરી) બનેલ છે, તે "વીરજીની દેરી" એ નામથી લોકોમાં પ્રસિદ્ધ છે. દેરીમાં વીરજીની મૂર્ત્તિ નથી પણ પિંડરૂપ સ્થાપના છે. તે સિવાય બીજી ઘોડેસવારવાળી ઘણી આકૃતિઓ ત્યાં રાખેલી છે. અઢારે વર્ણના લોકો આ "વીરજી"ની માનતા માને છે, ફળ–પુષ્પો ચડાવે છે. આ 'વીરજી' તે 'શ્રીમણિભદ્ર વીર' હશે એમ જણાય છે, અને તેથી જ આ સ્થાન "વીરજીની દેરી" તરીકે પ્રસિદ્ધ થયું હશે. આ સ્થાન શ્રીબામણવાડજીના કારખાનાને તાબે છે. દેખરેખ અને પૂજા પણ શ્રીબામણવાડજી કારખાના તરફથી જ થાય છે.

**શ્રીમહાવીર જૈન ગુરુકુળ :**

આબુવાળા શ્રીમાન્ વિજયશાંતિસૂરિજીએ સં૦ ૧૯૮૯

૫ ત્રણે દરવાજા અને તેની ઉપરનાં મકાનો સહિત શ્રીબામણવાડજીના આખા કંપાઉંડનો કોટ લગભગ એકસો વર્ષ ઉપર સિરોહીના નામદાર મર્હુમ મહારાવ શ્રીશિવસિંહજીએ બંધાવેલ છે.

વૈશાખ સુદિ ૩ ના દિવસે અહીં "શ્રીમહાવીર જૈન ગુરુકુલ" ની રોહિડા, પીંડવાડા અને નાણા વગેરે ગામોના પંચો (સંઘો) તરફથી સ્થાપના કરી છે. આ ગુરુકુલને પોતાનું સ્વતંત્ર મકાન ન હોવાથી બામણવાડજીના કાર્યાલયના મકાનો અર્થાત્ મંદિરની જમણી બાજુએ આવેલી અમદાવાદવાળા શેઠ હેમાભાઈ હઠીભાઈએ બંધાવેલી ધર્મશાળા ગુરુકુલને રહેવા માટે આપેલ છે. અહીં ધાર્મિક, સંસ્કૃત, હિંદી, અંગ્રેજીનો અભ્યાસ કરાવવામાં આવે છે. સાથોસાથ મહાજની હિસાબ અને નામા વગેરેનું પણ શિક્ષણ અપાય છે. આની દેખરેખ આસપાસના ગામોના ગૃહસ્થોની બનેલી પ્રબંધકારિણી સમિતિ રાખે છે. બામણવાડજીના કંપાઉંડમાં જ ગુરુકુળ માટે સ્વતંત્ર મકાનો બંધાવવાની વાતો ચાલી રહી છે.[૬]

ગૌશાળા :

નાંદિયાના દરવાજા પાસે એક ખૂણામાં શ્રીબામણવાડજીની ગૌશાળાનાં મકાનો છે. તેમાં બામણવાડજીના કારખાના

૬ લગભગ ૫–૭ વર્ષ સુધી આ ગુરુકુલ ચાલ્યા પછી સાંભળવા પ્રમાણે કાર્યવાહકોમાં મતભેદ પડવાથી આ ગુરુકુળ બંધ પડી ગયું છે. કેટલાંક વર્ષો સુધી આ ગુરુકુળ બંધ રહ્યા પછી, જગત્પ્રસિદ્ધ શાસ્ત્રવિશારદ જૈનાચાર્ય શ્રીમાન્ વિજયધર્મસૂરિજી મહારાજના ભૂતકાલીન પ્રશિષ્ય અને હાલમાં ધનારીના, તપાગચ્છની એક શાખાના પ્રસિદ્ધ શ્રીપૂજ્ય શ્રીવિજયમહેન્દ્રસૂરિજી મ૦ ની ગાદી પર આવેલ પણ સાધુના જેવા આચાર પાળનાર શ્રીપૂજ્ય શ્રીવિજય-જિનેંદ્રસૂરિજીના સદુપદેશ અને સતત પ્રેરણાથી લગભગ ૨–૩ વર્ષથી અહીં પુનઃ નવેસરથી ગુરુકુળ સ્થાપન થયું છે, તે સારી રીતે ચાલે છે અને દિન-પ્રતિદિન પ્રગતિ કરી રહ્યું છે.

( કાર્યાલય )ની ગાયો, બળદો, વાછરડાં, ત્રણ–ચાર ઘોડા વગેરે મળીને આશરે ૬૦–૭૦ પશુઓનું કાયમખાતે કાર્યાલય તરફથી પાલન થાય છે.

**દેખરેખ અને વ્યવસ્થા :**

આ તીર્થની દેખરેખ પહેલાં "વીરવાડા" ગામનો સંઘ રાખતો હતો. હાલમાં ઘણાં વર્ષોથી સિરોહીનો સંઘ દેખરેખ રાખે છે. સિરોહીના સંઘમાંથી નિમાયેલી કમિટી આ તીર્થનો વહીવટ કરે છે. અહીં એક મુનિમ ( કામદાર ) કાયમખાતે રહે છે. તેના હાથ નીચે એક ભંડારી રહે છે. તે સિવાય નોકરો, પૂજારીઓ, સિપાહીઓ વગેરે રહે છે. યાત્રાળુઓને માટે સીધુ–સામાન, વાસણ, ગોદડાં વગેરેની બધી સગવડ કારખાના તરફથી અપાય છે. જૈન કે અજૈન આ તીર્થના યાત્રાળુઓને બની શકે તેટલી સર્વ પ્રકારની સગવડ કારખાના તરફથી અપાય છે. તેમજ અજૈન મુસાફરોને પણ અહીં વિશ્રાંતિ લેવાની, કે રાત્રિ નિવાસ કરવા વગેરેની પણ સગવડ કારખાના તરફથી કરી આપવામાં આવે છે.

વળી ગામ 'ઉંદરા' અને 'સીવેરા'નાં બે જિનમંદિરો તથા સિરોહીમાંના થૂભની વાડીના શ્રીમહાવીરસ્વામીના મંદિરની દેખરેખ અને ગોઠીઓના પગાર તથા પૂજાપો વગેરેનો કુલ ખર્ચ શ્રીબામણવાડજી તરફથી થાય છે.

ગામ માંડવાડા, મીરપુર (હમીરગઢ) અને બાલદાના જિનાલયોના પૂજારીઓનો પગાર અને પૂજાપો વગેરેનો કુલ ખર્ચ આબુ-દેલવાડાના કારખાના વતી સિરોહીની પેઢી તરફથી અપાય છે પણ દેખરેખ તો બામણવાડજીના મુનિમની છે.

વીરવાડામાં શામળાજી (શ્રીકૃષ્ણ)નું એક મોટું મંદિર છે, અને શ્રીબામણવાડજીના કંપાઉંડની અંદર એક મોટું શિવાલય છે, તે બંનેની કુલ વ્યવસ્થા અને પૂજા વગેરેનો કુલ ખરચ, તેમજ વીરવાડા ગામનાં શિવાલય, ઠાકોર મંદિર, હનુમાનજી, બીજાં દેવ–દેવીઓ અને મસ્જિદ વગેરે જેટલાં હિંદુ–મુસ્લિમ દેવળો કે સ્થાનો છે તે બધાંનો પૂજાપો અને દીવાબત્તીની વ્યવસ્થા શ્રીબામણવાડજી કાર્યાલય તરફથી વીરવાડા ગામના જાગીરદાર તરીકે થાય છે.

સાધુ, સંતો, ફકીરો અને ગરીબો માટે હમેશાં સદાવ્રતો આપવાની સગવડ અહીં રાખેલી છે.

બામણવાડજી સંબંધી કોઈએ કંઈપણ સૂચના કરવી હોય અથવા સહાયતા મોકલવી હોય તો નીચેના સરનામે મોકલવી:

શેઠ કલ્યાણજી પરમાનંદજીની પેઢી.
ઠે. દેરાશેરીમાં મુ. **સિરોહી** (રાજપુતાના)

**મેળા :**

અહીં બામણવાડજીના નિમિત્તે બામણવાડજીના કંપાઉંડમાં, વર્ષમાં બે વખત મોટા મેળા ભરાય છે. પહેલો ફાગણ સુદિ ૧૧ થી ૧૫ સુધીનો અને બીજો ભાદરવા સુદિ ૧૩–૧૪ ના દિવસે ભરાય છે. આ મેળામાં દૂરદૂરના વેપારીઓ અને લોકો માલ વેચવા અને ખરીદવા માટે આવે છે. સિરોહી રાજ્ય તરફથી સાયર (કસ્ટમ)નું થાણું ફાગણ સુદિ પાંચમે અહીં આવે છે અને ત્યારથી માલ વેચવાનું

શરૂ થાય છે. બંને મેળા વખતે રાજ્ય અને બામણવાડજી કારખાના તરફથી ચોકી-પહેરાનો સારો બંદોબસ્ત રહે છે.

સિરોહીથી સજ્જનરોડ (પીંડવાડા) સુધી આવતા જતા મનુષ્યો પાસેથી માથા દીઠ બે આના ચોકીના સિરોહી રાજ્ય લે છે. મેળા નિમિત્તે પંદર દિવસ સુધી આ કર માફ કરવામાં આવે છે.

**જાગીર :**

શ્રીબામણવાડજીથી ૧॥ માઈલ દૂર 'વીરવાડા' નામના ગામની હદમાં જ આ બામણવાડજીનું ધામ આવેલું છે. તે (વીરવાડા) ગામની જમીનની ઉપજમાંથી અર્ધો ભાગ અને રોકડ રકમની ઉપજમાંથી પોણો ભાગ કે જે સિરોહી રાજ્યના તાબાનો હતો, તે સિરોહીના નામદાર મરહુમ શિવસિંહજીએ સંવત્ ૧૮૭૬ના જેઠ સુદિ ૫ ને ગુરુવારે શ્રીબામણવાડજી તીર્થને ચડાવ્યો-અર્પણ કર્યો છે. તે શ્રીબામણવાડજીને તાબે છે. તેનો તામ્રપત્રનો લેખ શ્રીબામણવાડજીના કાર્યાલયમાં મોજૂદ છે. વીરવાડા ગામની બામણવાડજીના કારખાનાના ભાગની આશરે બે હજાર રૂપિયાની વાર્ષિક ઉપજ આવે છે. બાકીના ભાગની ઉપજ વીરવાડાના જાગીરદાર ઠાકોરને જાય છે.

વીરવાડામાં "ધાંધલાવો" અને "પીપરીઓ" એ નામના બે અરટો (મોટા કૂવા [રેંટ] સાથેનાં ખેતરો) છે, તેની ઉપજનો પોતાનો અરધો ભાગ વીરવાડાના જાગીરદાર ઠાકોરે બામણવાડજીને અર્પણ કરેલો છે. એટલે એ બંને અરટો શ્રીબામણવાડજીના કારખાનાના સ્વતંત્ર છે.

શ્રીબામણવાડજીના કિલ્લાના પીંડવાડા અને નાંદિયાના દરવાજાને લગતું આશરે ત્રણસો વીઘાનું એક મોટું જોડ (બીડ) શ્રીબામણવાડજીની ગૌશાળાના ઢોરો વાસ્તે ઘાસ માટે શ્રીબામણવાડજીના ભાગમાં આવેલું છે, તેમાં બીજા કોઈનો હક્ક કે ભાગ નથી.

સિરોહી રાજ્યના સાયર ખાતા (મહેકમે સાયર) તરફથી દાણ બદલ વીરવાડા ગામના જાગીરદાર તરીકે પોણા ભાગના દર વર્ષે રૂપિયા ૪૧) શ્રીબામણવાડજી કાર્યાલયને કાયમખાતે મળે છે.

શ્રીવીરવાડામાં ગામની વચ્ચે શ્રીબામણવાડજીનું એક પાકું મકાન છે, તે 'કોઠાર' નામથી ઓળખાય છે.

અહીંથી એક માઈલ દૂર "ઉંદરા" નામનું ગામ છે, ત્યાં જતાં વચ્ચે નદી આવે છે; તેની સામે કાંઠે 'સરોં રી વાવ' નામનો એક અરટ છે, તેની ઉપજનો અરધો ભાગ સિરોહી રાજ્ય તરફથી શ્રીબામણવાડજીને ભેટ મળેલો છે. તેમાંની લગભગ બે વીઘા જમીનમાં શ્રીબામણવાડજી માટે બગીચો છે. તેમાં કૂવો, ફૂલના રોપા અને ફળનાં મોટાં ઝાડો પણ છે. શ્રીબામણવાડજીમાં હમેશાં ત્યાંથી ફૂલો આવે છે. આ બગીચો બામણવાડજીના કારખાનાનો સ્વતંત્ર છે, તેમાં બીજા કોઈનો ભાગ નથી. બગીચા સિવાયની બાકીની જમીન ખેડૂતને ખેડવા અપાય છે. તેની ઉપજમાંથી ત્રણ ભાગ ખેડૂતને અને ચોથો ભાગ રાજ્યને મળે છે. રાજ્યના એ ચોથા ભાગમાંથી અરધો ભાગ ઉંદરાના ઠાકોરને જાય છે અને બાકીનો સિરોહી રાજ્યના હિસ્સાનો ભાગ શ્રીબામણ-

વાડજીને અર્પણ કરેલો હોવાથી કારખાનાને મળે છે. આ અરધા ભાગથી વાર્ષિક લગભગ પચાસ રૂપિયાની ઉપજ કારખાનાને કાયમ મળે છે.

ગામ જનાપરામાં "હીરાજીવાળો" એક અરટ છે અને પીંડવાડામાં "પાટલાવો" નામનો એક અરટ છે. આ બંને અરટો નામદાર મહારાવ શિવસિંહજીએ શ્રીબામણવાડજીને અર્પણ કરેલા છે, તે બંનેની વાર્ષિક સરેરાશ આવક રૂ. ૧૮૦ ને આશરે કાયમખાતે કારખાનાને થાય છે.

ઉપર પ્રમાણેની વાર્ષિક કાયમી આવક છે. તે ઉપરાંત મેળાના પ્રસંગે લોકો તથા યાત્રાળુઓ હમેશાં ભેટ ચડાવે છે અને ભંડારમાં લખાવે તે વગેરે આવકનાં સાધનો છે. છતાં રાજશાહી દરબાર હોવાથી આવક કરતાં ખરચ વધારે થાય છે. માટે દાનવીરોએ અહીંના દરેક ખાતાઓમાં ઉદાર ભેટ ધરવી જોઈએ.

નાણા, બામણવાડા, નાંદિયા, લોટાણા અને દીયાણા; આ પાંચ તીર્થો આબુની પંચતીર્થી અથવા મારવાડની નાની પંચતીર્થી તરીકે ગણાય છે.

બી. બી. સી. આઇ. (મીટર ગેજ) રેલ્વેના પીંડવાડા (સજ્જન રોડ) સ્ટેશને ઊતરીને ત્યાંથી સિરોહીની મોટર સર્વીસ ચાલે છે, તે દ્વારા બામણવાડજી આવી શકાય છે, અને એ જ રેલ્વે લાઈનમાં સજ્જન રોડ સ્ટેશન પછી નાણા સ્ટેશન આવે છે, ત્યાં ઊતરીને ત્યાંથી નાણા ગામમાં જઈને ત્યાંના ભવ્ય જિનાલયની યાત્રા કરી શકાય છે, તથા શ્રીબામણ-

વાડજીથી બેલ (બળદ)ગાડી અથવા ઉંટદ્વારા નાંદીયા (મા. ૪), ત્યાંથી લોટાણા (મા. ૩ા)ની યાત્રા કરીને, ત્યાંથી લાજ અને માંડવાડાના જિનાલયોનાં દર્શન કરીને, ત્યાંથી કેર (મા. ૭) ગામમાં મુકામ કરીને, ત્યાંથી એક માઈલ દૂર જંગલમાં આવેલ શ્રીદીયાણાજીની યાત્રા કરીને, પછી કેર થઈને એ જ રસ્તે બામણવાડજી પાછા આવવું; અથવા કેરથી નીતોડા (મા. ૪ા)ના બાવન જિનાલયવાળા ભવ્ય મંદિરનાં દર્શન કરીને, ત્યાંથી રોહિડા રોડ(સરૂપગંજ) સ્ટેશન (મા. ૩) જઈ શકાય છે. આ રીતે આ પંચતીર્થીની યાત્રા થઈ શકે છે.

## ૫૪. ઉંદરા

બામણવાડાથી પૂર્વમાં ૧ માઈલ કાચે રસ્તે અને પીંડવાડા સ્ટેશનથી વાયવ્ય ખૂણામાં ૪ માઈલ દૂર "ઉંદરા" નામનું ગામ આવેલું છે. આ ગામ પીંડવાડા તહેસીલમાં છે.

**શ્રીમહાવીરસ્વામી ભ૦નું મંદિર :**

ગામથી લગભગ ૨ ફર્લાંગ દૂર ઉત્તર તરફ જંગલમાં એક નાની મગરીની ઓથમાં મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામી ભગવાનનું મંદિર આવેલું છે.

મૂ૦ ના૦ શ્રીમહાવીર પ્રભુની મૂર્ત્તિ મનોહર છે. પલાંઠીના પાછળના ભાગમાં સં૦ ૧૪૯૯ ના લેખ છે. આ મૂર્ત્તિ શ્રીબામણવાડજીથી લગભગ ૧૫-૨૦ વર્ષમાં અહીં

લાવીને પધરાવવામાં આવી છે. આ મંદિર સં૦ ૧૪૮૯ માં ઉંદિરાગ્રામમાં શ્રીમહાવીરસ્વામીની પ્રતિષ્ઠાયુક્ત પોરવાડજ્ઞાતીય શા. પૂંજા શ્રાવકે બંધાવ્યું છે. એ સંબંધી અહીંના ગૂઢ-મંડપના પાટપર લેખ ખોદેલો છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ અને ભમતીના કોટયુક્ત શિખરબંધી બનેલું છે. અહીંની દેખરેખ બામણવાડજીના કારખાના તરફથી રખાય છે. પૂજારીનો પગાર અને પૂજાપો ત્યાંથી જ આવે છે. અહીં મૂળનાયકજી સહિત કુલ ૭ જિનબિંબો છે. મૂ૦ ના૦ સિવાયની બીજી મૂર્તિઓને સાફ કરાવવાની તથા ચક્ષુ વગેરે ઠીક કરાવવાની જરૂર છે.

**શામળાજીનું મંદિર :**

જૈન મંદિરથી થોડે દૂર એક "શામળાજી"નું વૈષ્ણવ મંદિર આવેલું છે. આ બે મંદિર સિવાય અત્યારે અહીં બીજું એક પણ મકાન નથી. પાણીની એક જૂની વાવડી હતી; તે અવાવર થઈ ગઈ છે; તેમાં પાણી નથી. કૂવો હતો તે બુરાઈ ગયો છે.

આ બંને મંદિરોની આસપાસ ઈંટોનાં ઘણાં રોડાં પડ્યાં છે; તેથી અહીં વસ્તી હશે, પણ પાછળથી કોઈ કારણસર ગામ જરા નીચાણના ભાગમાં બે ફર્લાંગ દૂર વસ્યું છે. અહીં પહેલાં શ્રાવકની વસ્તી હશે. અત્યારે એક પણ ઘર નથી. અન્યત્ર રહેવા ચાલ્યા ગયા હશે.

## ૫૫. ઝાડોલી

ઉંદરાથી અગ્નિખૂણામાં ૨ માઈલ અને પીંડવાડા સ્ટેશનથી વાયવ્ય ખૂણામાં ૨ માઈલ દૂર "ઝાડોલી" નામનું ગામ આવે છે. આ ગામ રાજ્યના હાથખરચના તાબાનું છે.

**શ્રીશાંતિનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીશાંતિનાથ ભગવાનનું એક મંદિર છે. મંદિરની અંદરનો ભાગ અત્યંત સુંદર છે. મૂળનાયકજીની મૂર્ત્તિ મનોહર છે. મૂર્ત્તિની પલાંઠી પર સં૦ ૧૬૩૨ નો લેખ છે. મૂ૦ ના૦ની બંને બાજુએ પ્રાચીન કોરણીવાળા બે ઇંદ્રો, કોઈ બીજા મોટા પરિકરના અહીં લગાવેલા છે. અથવા તે અસલના પરિકરના હશે; અને મૂ૦ ના૦ ના ઉપરના ભાગમાં પરિકરનો ઉપરનો ભાગ લગાવેલો છે; જેમાં ભગવાનની બેઠેલી બે મૂર્ત્તિઓ વગેરે કોતરેલું છે તે બીજા કોઈ પરિકરનો ભાગ લાવીને અહીં લગાવેલો જણાય છે. છ ચોકીમાં બંને ગોખલામાં બે કાઉસગ્ગિયા છે, તે આ પરિકરના હશે, તેના ઉપરનો આ ટુકડો હશે એમ લાગે છે. આ મંદિરની છ ચોકીના ડાબા હાથ તરફના ગોખલા ઉપરના પાટમાં વિ૦ સં૦ ૧૨૫૫ નો લેખ છે. તેમાં "આ મહાવીર સ્વામીનું મંદિર છે" એમ જણાવેલું છે. કદાચ પાછળથી જીર્ણોદ્ધાર વખતે શ્રીશાંતિનાથ ભગવાનને સ્થાપન કર્યા હશે અને આ પરિકરના જુદા જુદા ટુકડા પણ ત્યારે જ લગાવ્યા હશે. હાલમાં પચાસેક વર્ષમાં તો કંઈ જ ફેરફાર થયો નથી. આ લેખમાં આ ગામનું નામ ઝાડવલી અને ઝાવવલી

આપેલું છે. આ ઉપરથી એ સમયમાં આ ગામનું નામ ઝાડવલી હશે અને ગામ પણ તેથી યે પ્રાચીન હશે; એમ નિશ્ચિત-રૂપે જણાય છે. સં૦ ૧૨૫૫ ના લેખમાં આને "દુંદુભીનગર" એવું પણ નામ આપેલું છે. એટલે સંભવતઃ આ ગામનું બીજું નામ "દુંદુભીનગર" હોય અથવા આ ગામના એક વિભાગ–મહોલ્લાનું નામ પણ હોય એમ લાગે છે.

સં૦ ૧૪૯૯ની આસપાસ રચાયેલી **તીર્થમાલા**ના કર્તા કવિ મેઘે પણ આ ગામમાં શ્રીશાંતિનાથ પ્રભુનું મંદિર હોવાનું વર્ણન કર્યું છે.[1]

ઉપર્યુક્ત સં. ૧૨૫૫ના લેખમાં પરમાર રાજા ધારાવર્ષની રાણી શૃંગારદેવી, કે જે નાડોલના ચૌહાણ રાજા કેલ્હણદેવની પુત્રી હતી, તેણે આ મંદિરને એક સુંદરવાડી (અરટ) ભેટ કર્યાનો ઉલ્લેખ છે. તે વાડી અત્યાર સુધી અહીંના પંચોને તાબે છે. વચ્ચે ૧૦–૧૫ વર્ષ પહેલાં રાજ્યે આ અરટ જપ્ત કરી લીધો હતો પરંતુ ઉપરનો લેખ બતાવવાથી ત્રણ વર્ષમાં તે અરટ શ્રીસંઘને પાછો સોંપાયો છે. તેની વાર્ષિક ઉપજ રૂા. ૭૫) લગભગ છે, તે મંદિર ખાતે પંચ જમા કરે છે.

મૂળનાયકજીની નીચે પરિકરની ગાદી પ્રાચીન છે. તેના પર લેખ નથી. પાછળથી જીર્ણોદ્ધાર વખતે તેને ઊંચી કરવા માટે તેના ઉપર ચાર ઈંચ જેટલો એક થર લગાવ્યો જણાય છે. પરિકરનો તથા ગાદીનો આ ફેરફાર જીર્ણોદ્ધાર વખતે થયો હશે. ગૂઢમંડપમાં પબાસણો બનેલાં છે પણ તે

---

૧ **ઝાઝડેલી** સિરિ સંતિ જિણંદ, પાપતણા ઉન્મૂલઈ કંદ.
—**प्राचीनतीर्थमालासंग्रह** કડી. ૬૮. પૃ. ૫૪.

બધાં ખાલી છે. અત્યારે આ મંદિરમાં ફક્ત મૂ૦ ના૦ ની એક જ મૂર્ત્તિ છે; તથા ધાતુની પંચતીર્થી ૧ છે; અને છચોકીના બંને ગોખલામાં પરિકરમાંથી છૂટા પડેલા કાઉસગ્ગિયા એક એક છે.

આ મંદિરમાં મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર અને મંદિરની ચારે તરફ દેરીઓ માટે પોળ બનેલી છે. તેમાં દેરીઓને બદલે ગોખલા ૪૩+૩=૪૬ છે. તે બધા ખાલી છે. તેનો મૂળગભારો, ગૂઢમંડપની ભીંતો, પાકા કાળા પથ્થરથી બનેલી છે. ગૂઢમંડપનો મૂળ દરવાજો નકશીદાર પથ્થરનો છે. સભામંડપમાં મકરાણાના સુંદર નકશીદાર તોરણ લાગેલાં છે. તેમાં બે તોરણો અરધાં અરધાં છે. તે નવ તોરણમાં બંને બાજુએ થઈને ભગવાનની ૭૩ બેઠી મૂર્ત્તિઓ કોતરેલી છે.

આ મંદિરના મુખ્ય દરવાજા બહાર શૃંગારચોકીના સ્થાને આબુના દેલવાડાંના મંદિરના જેવા જ સુંદર કારીગરીવાળા મકરાણાના ૧૪ મોટા મોટા સ્તંભો અને એવાં જ કોરણીવાળાં તોરણો લગાવીને સાત ચોકી ૩+૩+૧=૭ બનાવી છે, આમાંના ત્રણે તોરણોમાં બંને બાજુએ થઈને ૧૪+૧૪+૧૦=૩૮ બેઠી જિનમૂર્ત્તિઓ કોતરેલી છે. આ બધા સ્તંભો અને તોરણો ચંદ્રાવતીથી અથવા બીજા કોઈ પ્રાચીન જૈન મંદિરના ખંડેરમાંથી લાવીને પાછળથી અહીં લગાવ્યા હોય તેમ લાગે છે. આમાંનાં ભીંતમાંના ચાર સ્તંભો, દરવાજાની બારશાખ, અને સભામંડપના સ્તંભો તથા તોરણો વગેરેમાં શ્રાવકોએ અજ્ઞાનતા વા બેદરકારીના કારણે ચૂનો લગાવી

દેવરાવ્યો છે. આ શૃંગારચોકી (સાતમી ચોકી)ની ઉપર પણ મકરાણાના કોરણીદાર પથ્થરોથી એક મંડપ (બલાનક) બનાવેલો છે. આ સાત ચોકીની આગળ ત્રણે તરફ ચોતરો બનેલો છે. ત્યાર પછી મંદિરના કંપાઉન્ડની નીચી અને પહોળી ભીંત છે. શૃંગારદેવી રાણીએ મંદિરને જે વાડી ભેટ આપી છે, તેનું નામ "દેવકીવાવ" લોકમાં પ્રસિદ્ધ છે.

અહીં મંદિરની ભમતીમાં જમણા હાથ તરફ વચ્ચેના ભાગમાં એક ભોંયરું નીકળ્યું છે, તેમાં ત્રણ મૂર્તિઓ ખંડિત છે. તેમાંથી બે પર સં૦ ૧૪૭૫ અને ૧૬૭૨ના લેખો છે. તેમાં જ પરિકરની પ્રાચીન ગાદીઓ ૮ છે. તેમાંથી પાંચ પર સં૦ ૧૧૪૫ અને ત્યાર પછીના લેખો છે. એટલે એ વખતે આ મંદિર વિદ્યમાન હોવું જોઈએ; એમ સંભવે છે. કેમકે સં૦ ૧૨૫૫માં છચોકીઓનો જીર્ણોદ્ધાર થયાનું આ પાટ પરના લેખમાં છે. વળી સં૦ ૧૨૩૬ અને ૧૨૩૪માં મૂર્તિઓ ભરાવ્યાના લેખો પણ મળ્યા છે.

આ મંદિરમાં પહેલાં મૂળનાયક મહાવીરસ્વામી અને પછી શાંતિનાથ પ્રભુ હતા. હાલમાં આદીશ્વર પ્રભુ છે પણ અહીંના શ્રાવકોનું માનવું છે કે મૂ૦ ના૦ શ્રીશાંતિનાથજી ભગવાન છે પણ લાંછન અને મૂર્તિ પરના લેખ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, તે મૂર્તિ શ્રીઆદીશ્વર ભગવાનની છે. પાછળની શેરીમાંથી મંદિરમાં આવવા દરવાજો મૂકેલો. પછી તેને બંધ કરીને બારી મૂકેલી, તે પણ હાલમાં ભીંત ચણીને બંધ કરી દીધી છે. મંદિરની ભમતીમાં જમણા હાથ તરફ વચ્ચે એક ગભારો રાખેલો છે, તે પણ ખાલી

છે. ખાલી હોવાથી તેમાં પૂજાનાં કપડાં રાખેલાં છે.

મંદિરની બાજુમાં જ જમણા હાથ તરફ એક મોટા કંપાઉન્ડવાળી ધર્મશાળા છે. ત્યાં બે બાજુએ મકાનો બનેલાં છે, તેમાં એક બાજુનાં મકાનો અધૂરાં છે—ઉપરથી હજુ ઊઘાડાં છે. વચ્ચે ચોકમાં કૂવો અને નાનો બગીચો છે. પૂજા કરનારાઓ માટે અહીં નહાવાની સગવડ છે.

**પ્રાચીન વાવ:**

ગામની વચમાં એક સુંદર જૂની વાવડી છે; જેમાં વિ૦ સં૦ ૧૨૪૨ (ઈ. સ. ૧૧૮૫)નો એક તૂટેલો લેખ છે. તેમાં પરમાર રાજા ધારાવર્ષની પટરાણી ગીગાદેવીનું નામ છે. આ ગીગાદેવી નાડોલના ચૌહાણ રાજા કેલ્હણદેવની પુત્રી અને શૃંગારદેવીની બેન હતી, તેણે જ આ વાવડી બંધાવી હોય; એમ જણાય છે.

ગામમાં ઉપાશ્રય ૧ છે અને શ્વેતાંબર જૈનોનાં લગભગ ૪૫ ઘર છે.

## ૫૬. સીવેરા

ઝાડોલીથી અગ્નિખૂણામાં ૩ માઈલ અને પીંડવાડા સ્ટેશનથી ઉત્તરમાં ૫ માઈલ દૂર "સીવેરા" નામનું ગામ આવેલું છે. આ ગામ પીંડવાડા તહેસીલમાં છે.

**શ્રીશાંતિનાથ ભ૦નું મંદિર:**

અહીં મૂ૦ ના૦ શ્રીશાંતિનાથ ભગવાનનું પ્રાચીન એક

મંદિર છે. મૂળનાયકજીની મૂર્તિ મનોહર છે. મૂર્તિ પર તથા પરિકરની ગાદી નીચે વિ૦ સં૦ ૧૧૦૯ તથા ૧૫૯૮ના લેખો છે. ગૂઢમંડપમાં પણ પરિકરની ગાદીઓ નીચે વિ૦ સં૦ ૧૧૯૮–૧૨૨૪ ના લેખો છે. ગૂઢમંડપ વગેરેમાં ઘણે ઠેકાણે કલઈ કરાવેલી હોવાથી મંદિર બન્યા સંબંધીનો લેખ દટાઈ પણ ગયો હોય; એટલે મંદિર બન્યા સંબંધી કંઈ જ ઇતિહાસ જાણવા મળી શક્યો નથી.

મૂળનાયકજીના પરિકરની ગાદી જરા ઊંચી આકૃતિની છે. વચ્ચે દેવીને સ્થાને જ મોટું ધર્મચક્ર અને તેની નીચે બે હરણ છે. ધર્મચક્રની બંને બાજુએ એકેક હાથી અને એકેક સિંહ છે. વચ્ચે દેવીની મૂર્તિ નથી. ઉપરનું પરિકર વિચિત્ર લાગે છે. તેની એક બાજુમાં ભગવાનની ત્રણ મૂર્તિઓ બેઠેલી અને બીજી બાજુએ બેઠેલી બે જિનમૂર્તિઓ તથા એક દેવીની મૂર્તિ કોતરેલી છે. ઉપરના ભાગમાં પુષ્પમાલ-ધર તથા હાથી વગેરે છે. આ પરિકર જુદા જુદા ટુકડા જોડીને ઊભું કર્યું હોય, એમ લાગે છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શિખર, ભમતીનો કોટ, દરવાજાની બંને બાજુએ દેરીઓ બનાવવા માટે દશ દશ ખંડો (તેમાં જમણા હાથ તરફના સાત ખંડો ડબ્બલ અને બીજા બધા એક એક) છે. મૂળ ગભારો અને ગૂઢમંડપની ભીંતો કાળા મજબૂત પથ્થરની બનેલી છે. બાકી છ ચોકી, સભામંડપ, દરવાજા, સ્તંભો, પાટ વગેરે પથ્થરના બનેલા છે. મંદિરના મુખ્ય દરવાજા આગળ શૃંગારચોકીનો હક છોડેલો છે. એટલે ચોતરો બનેલો

છે પણ મંડપ અને ઘુમ્મટ બનેલો નથી. તેની પછી થોડી જમીનયુક્ત એક કંપાઉન્ડ છે. તેમાં જમણા હાથ તરફ બે ઓરડા અને એક રસોડું, ધર્મશાળા તરીકે છે. ધર્મ-શાળામાં સાધુ–સાધ્વી તથા યાત્રાળુઓ ઊતરી શકે છે.

વિ૦ સં૦ ૧૧૦૯ના લેખમાં શ્રીશાંતિનાથ ભ૦નું નામ તથા સં૦ ૧૧૯૮, ૧૨૨૪ના લેખોમાં આ ગામનું નામ તથા શ્રીશાંતિનાથ ચૈત્યમાં મૂર્ત્તિઓ કરાવી, વગેરે લખેલું હોવાથી આ મંદિર સં૦ ૧૧૯૮ પહેલાં અર્થાત્ સં૦ ૧૧૦૯ માં બનેલું હોવું જોઈએ.

સં૦ ૧૧૦૯ના લેખમાં આ ગામનું નામ " સીપેરક " જણાવ્યું છે, તેથી આ ગામ તેથીયે પ્રાચીન લાગે છે. સીપેરકનું અપભ્રંશ "સીવેરા" બન્યું હોય, એમ લાગે છે.

ગૂઢમંડપની અંદર શ્રીપાર્શ્વનાથ ભગવાનના સાત ફણા-વાળા મોટા મનોહર કાઉસગ્ગિયા છે, તેની ઊંચાઈ ઈંચ ૫૪ અને પહોળાઈ ઈંચ ૨૦ ની છે. તેના ઉપર લેખો નથી. ચરણો પાસે એક એક ઈન્દ્ર, એક શ્રાવક અને બીજી તરફ એક શ્રાવિકા હાથ જોડીને બેઠેલ છે. તેની પાસે ઈન્દ્રો છે, તે ચામર ઢાળતા ઊભા છે. તેનાથી ઉપર બંને તરફ ત્રણ ત્રણ અર્ધ સર્પ–અર્ધ મનુષ્યાકાર ફણા યુક્ત–ધરણેન્દ્રો અથવા તેઓની ઈન્દ્રાણીઓ હાથ જોડીને ઊભાં છે. તેના ઉપર એક એક પુષ્પમાળધર છે.

તેની પાસેના ગોખલાઓમાં મૂર્ત્તિઓ નીચે પરિકરની પ્રાચીન કોરણી અને લેખોવાળી બે ગાદીઓ છે. તેના પર સં૦ ૧૧૯૮ અને ૧૨૨૪ના લેખો છે. તેની બંને બાજુએ

ગોખલાના અથવા બારશાખના મકરાણાના બે સ્તંભોના પ્રાચીન કોરણીવાળા ટુકડા લગાવેલા છે; જેમાં દેવીઓ વગેરેની મૂર્ત્તિઓ કોતરેલી છે.

આ મંદિરમાં આરસનાં કુલ જિનબિંબો ૧૪ છે. તેમાં મૂળનાયકજી પર પરિકરના ટુકડા જોડેલા છે. મોટા કાઉસગ્ગિયા ૧ તથા ધાતુની એકતીર્થી ૧ છે.

**દેખરેખ ને વ્યવસ્થા :**

આ મંદિર વીરવાડના પંચને હસ્તક છે, એટલે સર્વ પ્રકારની દેખરેખ તેઓની જ છે. પૂજારીનો પગાર તેઓ આપે છે અને કેશર, ધૂપ વગેરે પૂજાનો સામાન બામણવાડજીના મંદિર તરફથી આવે છે.

અહીં પીંડવાડાના શ્રાવક ચંદ્રભાણ જેતાજીની દુકાન છે. તેઓ મંદિરની સારી દેખરેખ રાખે છે. તેમણે ઘણી મહેનત કરીને કેટલોય સુધારો કરાવ્યો છે. વળી તેઓએ પોતાની જગ્યામાં બગીચો બનાવ્યો છે. તે બગીચો અને બગીચાની જગ્યા શ્રીશાંતિનાથ ભગવાનના મંદિરને અર્પણ કરેલ છે.

**તળાવ :**

આ મંદિરની પાછળ નજીકમાં એક મોટું તળાવ આવેલું છે; જે પ્રાય: સિરોહી રાજ્યમાં મોટામાં મોટું હશે, જેના કિનારા ઉપર પાકું મજબૂત બાંધકામ કરેલું છે. નદી તળાવમાં વાળેલી છે. આમાં લગભગ ૧૨ હાથ ઊંડું પાણી હમેશાં ભર્યું રહે છે, ને વરસાદના સમયે

૨૦ હાથ ઊંડું પાણી ભરાઈ જાય છે. તળાવનું પાણી ખેતરોમાં પહોંચાડવામાં આવે છે. તેનાથી રાજ્યને ઘણી પેદાશ થાય છે.

અહીં પીંડવાડાવાળા બે શ્રાવકોની દુકાનો સિવાય શ્રાવકનું એકે ઘર નથી.

## ૫૭ માલણું

સીવેરાથી ઈશાન ખૂણામાં ૩ા માઈલ અને નાણાથી ૩ માઈલ દૂર "માલણું" નામનું ગામ આવે છે; તે જોધપુર સ્ટેટના નાણા પટમાં આવેલું છે.

**શ્રીમહાવીરસ્વામી ભ૦નું મંદિર:**

અહીં મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામી ભ૦નું એક પ્રાચીન મંદિર છે. મૂ૦ ના૦ની મૂર્ત્તિ પંચતીર્થીના પરિકરયુક્ત મનોહર છે. મૂર્ત્તિ પર લેખ નથી પરંતુ પરિકરની ગાદી નીચે (આશરે) વિ૦ સં૦ ૧૫૦૦ નો લેખ છે. કુલ આરસનાં જિનબિંબ ૧૩ છે. યક્ષની મૂર્ત્તિ ૧ અને યક્ષિણીની મૂર્ત્તિ ૧ છે. આરસનાં બધાં જિનબિંબ પ્રાચીન છે અને માતંગ યક્ષ અને સિદ્ધાયિકા યક્ષિણીની મૂર્ત્તિઓ નવી કરાવીને ચામુંડેરીના મંદિરની પ્રતિષ્ઠા વખતે સં૦ ૧૯૮૫ના જેઠ વદિ ૫ ના દિવસે પ્રતિષ્ઠા કરાવીને બેસાડેલી છે. પ્રતિષ્ઠા કરનાર ધનારીના શ્રીપૂજ્ય મહેન્દ્રસૂરિ છે. ભમતીની દેરીઓ ઉપર વિ૦ સં૦ ૧૫૩૧ ના લેખો છે. એટલે મૂળ મંદિર

તેના કરતાં પહેલાં બન્યું હોવું જોઈએ. ગૂઢમંડપ વગેરેમાં કલઈ કરાવેલી હોવાથી મૂળ મંદિર સંબંધી બીજો ઉલ્લેખ મળી શક્યો નથી, તેથી મંદિર ક્યારે અને કોણે બનાવ્યું તે જાણવામાં આવતું નથી.

મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શિખર, મુખ્ય દરવાજાની બંને બાજુએ થઈને શિખરબંધી ૨૨ દેરીઓ, શૃંગારચોકી અને ભમતીના કોટયુક્ત આ મંદિર બનેલું છે.

આ મંદિરની દેખરેખ ચામુંડેરીવાળા રાખે છે. દેખરેખની ખામીને લીધે પૂજારી મંદિરમાં બરાબર સફાઈ વગેરે રાખતો નથી.

પહેલાં અહીં શ્રાવકોનાં કેટલાંયે ઘરો આબાદ હતાં પરંતુ અત્યારે અહીં એકે ઘર નથી. માત્ર રબારી, કુંભાર અને ખેડૂતનાં લગભગ ૩૦ ઘરો છે.

## ૫૮. વેલાર

માલણુંથી ઉત્તરમાં ૫ાા માઈલ અને નાણા સ્ટેશનથી ઉત્તર દિશામાં ૩ાા માઈલ દૂર "વેલાર" નામનું ગામ આવે છે. આ ગામ જોધપુર રાજ્યના નાણાપટમાં છે.

**શ્રીઆદીશ્વર ભ૦ નું મંદિર:**

અહીં મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભગવાનનું પ્રાચીન મંદિર છે, આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ,

શૃંગારચોકી, શિખર અને ભમતીના કોટયુક્ત બનેલું છે. મૂ૦ ના૦ની મૂર્ત્તિ તથા તેમના જમણા હાથ તરફની પાર્શ્વનાથ ભગવાનની મૂર્ત્તિ દીગમ્બરીય લાગે છે. મૂ૦ ના૦ પર સં૦ ૧૫૪૫ નો લેખ છે અને જમણા હાથ તરફની મૂર્ત્તિના લેખમાં સં૦ નથી; પણ અક્ષરો અને લખાણ ઉપરથી ઉક્ત સંવત્ જ આ મૂર્ત્તિનો હશે એમ જણાય છે. મૂ૦ ના૦ ના ડાબા હાથ તરફની શ્રીપાર્શ્વનાથ પ્રભુની મૂર્ત્તિ શ્વેતાંમ્બરીય છે. તેના પર લેખ નથી. ગૂઢમંડપમાં પણ બંને બાજુએ વચ્ચે એક એક મોટી મૂર્ત્તિ છે; તે બંને દીગમ્બરીય લાગે છે. તે બંને પર સં૦ ૧૫૪૮ અને ૧૫૪૫ ના લેખો છે. એ લેખો અશુદ્ધ–બોડિયા હોઈ કૃત્રિમ હોવાની સંભાવના થાય છે.

આ મંદિરમાં મૂળનાયકજી સહિત દીગમ્બરીય ૪ મૂર્ત્તિઓ છે તે સં૦ ૧૯૧૮ માં થયેલી પ્રતિષ્ઠા વખતે શ્રાવકોએ ક્યાંઈથી લાવીને અહીં પધરાવી હશે એમ લાગે છે, પરંતુ આ મંદિર તો ખાસ શ્વેતામ્બરીય જ છે, એમ તેમાંના પ્રાચીન લેખોથી સિદ્ધ થાય છે, આ ગામના શ્રાવકો પણ શ્વેતામ્બર છે. દિગંબર તો નથી.

આ મંદિરમાં કુલ પાષાણનાં જિનબિંબ ૧૧ છે. ધાતુની એકે મૂર્ત્તિ નથી. આ મંદિરનો સભામંડપ બન્યાનો તથા સ્તંભો વગેરે કરાવ્યાના સંવત્ ૧૨૬૫ ના ૭ લેખો મળ્યા છે. તેથી આ મંદિર તે વખતે અથવા તેથી પણ પહેલાં બનેલું હોવું જોઈએ. સં. ૧૨૬૫ ના એક લેખમાં "ગોસ્યાક અને રામે રંગમંડપ કરાવ્યા"નો ઉલ્લેખ છે. આ મંદિરના બન્યા

સંબંધીનો લેખ મંદિરના અંદરના ભાગમાં હોવો જોઈએ. એક શ્રાવકના કહેવા પ્રમાણે ગૂઢમંડપમાં સં૦ ૧૨૩૨ નો લેખ હતો, જે તેમણે જોયો હતો. પણ આખા ગૂઢમંડપમાં કલઈ થઈ ગએલી હોવાથી તે લેખનો પત્તો લાગી શક્યો નથી.

નવચોકીમાં ડાબા હાથ તરફના એક સ્તંભ પર સં૦ ૧૨૬૫ નો લેખ છે. તેમાં આ ગામનું નામ "વધિલાટ" લખ્યું છે. આથી આ ગામ જેને તે સમયે 'વધિલાટ' કહેતા, તે સં૦ ૧૨૬૫ થીયે પ્રાચીન હોવા વિશે શંકા નથી. નવચોકીના એક ગોખલામાં ચક્રેશ્વરીદેવીની મૂર્ત્તિ છે. નવચોકીના એક સ્તંભ પર—

**सं० १९१८ माहा शुद १३ वार बुधरी प्रतिष्ठा वुय गाम वेलारमें शा. फतोजी वगताजी उत्तर शा. गलोजी मोतीजी लषोजी गोढाजी उतर शा. धूलजी नशागजी उत्तर अने सामीवसल कीधो सलवट मशारम गमा मुडारावाला.**

નવચોકીના બીજા સ્તંભ પર—

**॥ समत १९१८ रा माह शुदि १३ वार बुधरी प्रतिष्ठा वुय गाम वेलारमें शा. देवाजी उमोजी भगोजी मोटाजी उतर अने धजा चडाय रु. १८१ दीधा छे.**

આ મંદિરની પ્રતિષ્ઠા સં૦ ૧૯૧૮ માં થઈ જણાય છે. તે વખતે બધી મૂર્ત્તિઓ નવી બેસાડી અને ધજાદંડ ચડાવ્યો છે. તે પહેલાંની મૂર્ત્તિઓ ખંડિત થઈ ગએલી હતી તે પ્રતિષ્ઠા સમયે મંદિરની બહાર નજીકની જમીનમાં ભંડારી દીધી છે. હાલમાં મંદિરના ગૂઢમંડપ, નવચોકી અને સભામંડપની જમીન પર આરસની લાદીઓ જડાવી છે.

ચામડેરી (ચામુડેરી) વાળા શા. વના ખુમાજીએ હાલમાં બે ત્રણ વર્ષમાં લગભગ ચાર હજાર રૂપિયાનો ખરચ કરીને આ મંદિરમાં કોટ, જાળી, શંગારચોકી, અંદર એક ઓરડી વગેરે હાલમાં નવું કરાવેલું છે. કોટનો ઉપરનો ભાગ નવો કરાવ્યો છે. જૂનો કોટ નીચો હતો.

**દેખરેખ અને વ્યવસ્થા:**

આ મંદિરની દેખરેખ ચામુડેરીવાળા રાખે છે. ખરચ માટે બે ત્રણ હજાર રૂપિયા જમા છે. તેના વ્યાજમાંથી પૂજારીનો પગાર અને ઘીનો ખરચ થાય છે. કેશર, ધૂપ વગેરે સામાન ચામુડેરીવાળા જ આપે છે.

સંવત્ ૧૯૬૨ સુધી અહીં ઓશવાળ શ્રાવકોનાં ૧૫-૧૬ ઘરો હતાં. હાલમાં આ ગામમાં ઓશવાળ શ્રાવકનું માત્ર એક ઘર છે, ઉપાશ્રય કે ધર્મશાળા નથી. એક નાની પણ ધર્મશાળાની જરૂર છે. આ ગામના કેટલાક શ્રાવકો શિવગંજ પાસે જોધપુર રાજ્યના પાલડી ગામમાં રહેવા ગયા છે. ત્યાં હજુ પણ વેલારનો એક વાસ છે. જ્યાં વેલારથી ગયેલા લોકો વસતા હતા.

## ૫૯. ચામુડેરી

વેલારથી અગ્નિખૂણામાં ૨ માઈલ અને નાણા સ્ટેશનથી ઉત્તરમાં ૧ા માઈલ દૂર "ચામુડેરી" નામનું ગામ આવે છે. આ ગામ જોધપુર રાજ્યના નાણાપટમાં છે.

**શ્રીઆદીશ્વર ભ૦નું મંદિર**

અહીં મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભગવાનનું મંદિર હાલમાં જ નવું બનેલું છે. મૂ૦ ના૦ ની મૂર્ત્તિ મનોહર છે. તેના ઉપર લેખ નથી. લોકો તેને ઋષભદેવ ભગવાનની મૂર્ત્તિ કહે છે. બાજુની બંને મૂર્ત્તિઓ ઉપર પણ લેખ નથી. બંને મૂર્ત્તિઓ મલ્લિનાથ ભગવાનની કહેવાય છે, પણ લાંછનો બીજા ભગવાનનાં જણાય છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શિખર, શૃંગારચોકી અને ભમતીના કોટયુક્ત બનેલું છે. આ મંદિરમાં કુલ આરસનાં જિનબિંબ ૧૦ છે. ધાતુની ચોવીશી ૧, પંચતીર્થી ૧ અને એકલમૂર્ત્તિ ૨ છે.

આ મંદિરની પ્રતિષ્ઠા સં૦ ૧૯૮૫ ના જેઠ વદિ ૫ (ગૂજરાતી વૈશાખ વદિ ૫)ની થઈ છે. ધનારીના શ્રીપૂજ્ય મહેન્દ્રસૂરિજીએ આની પ્રતિષ્ઠા કરી છે.

પહેલાં જૂના ઉપાશ્રયમાં ઘર–દેરાસર હતું. તેમાં શ્રીપાર્શ્વનાથની ધાતુની નાની એકલમૂર્ત્તિઓ બે હતી. મૂ૦ ના૦ વગેરે ૯ બિંબ માલણુંથી લાવ્યા છે. આરસની સાવ નાની શ્યામમૂર્તિ અહીંના ઉપાશ્રયમાં જ હતી.

ગૂઢમંડપમાં કેટલીક મૂર્ત્તિઓ છે, તેમાંની કેટલીક મૂર્ત્તિઓ પર પલાંઠીની બંને બાજુમાં તથા પાછળના ભાગમાં લેખો છે પણ સ્થળની વિષમતા ને લીધે તે વાંચી શકાતા નથી. છતાં સં૦ ૧૪૯૭ ના લેખો હોય તેમ જણાય છે. ગૂઢમંડપમાં શ્રીગૌતમસ્વામીની મૂર્ત્તિ ૨ અને નવચોકીમાં

યક્ષ–યક્ષિણીની મૂર્ત્તિઓ ૨, પ્રતિષ્ઠા વખતે નવી જ સ્થાપન કરેલી છે. આ મંદિરની પ્રતિષ્ઠા વખતે પોણા બે લાખ રૂપિયાની ઉપજ થયાનું સંભળાય છે.

આ ગામમાં ચામુંડા દેવીનું મંદિર હોવાથી તેના નામ ઉપરથી ગામનું નામ "ચામુડેરી" પડ્યું છે; એમ કહેવાય છે. આ ગામનું બીજું નામ "આંવલેરી" પણ કહે છે.

અહીં પોરવાડ શ્રાવકનાં ૫૫ ઘરો છે. વીશા ઓશવાળનું ૧ ઘર છે. એક ઉપાશ્રય અને એક નવી ધર્મશાળા થઈ છે. હાલમાં લગભગ ૧૫--૨૦ વર્ષથી શા. વનેચંદ ખુમાજી તરફથી જૈનસ્કૂલ ચાલે છે. સ્કૂલ માટે નવું મકાન બંધાય છે. આ ગામમાં બે તડ છે—કુસંપ છે.

## ૬૦. નાણા

ચામુડેરીથી અગ્નિખૂણામાં ૨ માઈલ, પીંડવાડા, ઝાલોડીથી ૧૦ માઈલ અને બામણવાડાથી ૧૧ માઈલ દૂર "નાણા" નામનું ગામ આવેલું છે, અહીંથી નાણા સ્ટેશન પશ્ચિમમાં ૧॥ માઈલ છે. જોધપુર રાજ્યમાં નાણા તાલુકો છે.

**શ્રીમહાવીરસ્વામી ભ૦નું મંદિરઃ**

અહીં ગામના મધ્ય ભાગમાં મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામીનું ઘણું જ વિશાળ, ભવ્ય અને પ્રાચીન મંદિર આવેલું છે. મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામીની ઘણી મોટી પંચતીર્થીના સુંદર અને વિશાળ પરિકરયુક્ત ભવ્ય મૂર્ત્તિ છે. મૂર્ત્તિ અને

પરિકર ઉપર વિ૦ સં૦ ૧૫૦૫ અને ૧૫૦૬ ના લેખો છે, એટલે તે વખતે જીર્ણોદ્ધાર કરાવીને આ મૂર્ત્તિ બિરાજમાન કરી હોય તેમ લાગે છે, કારણ કે આ મંદિર પ્રાચીન છે. કાઉસ્સગ્ગિયા, બીજી મૂર્ત્તિઓના પરિકરની ગાદી, નંદીશ્વરનો પટ્ટ વગેરેમાં સં૦ ૧૨૦૦ અને ત્યાર પછીના લેખો મળ્યા છે. એટલે તે વખતે પણ કદાચ જીર્ણોદ્ધાર થયો હશે. મંદિર તો તે પહેલાંનું બનેલું હશે કેમકે આ મંદિર "જીવિતસ્વામી"નું કહેવાય છે. કહેવત પણ છે કે:—

"નાણા દીયાણા નાંદિયા, જીવિતસ્વામી વાંદિયા."

આ મંદિરના ગૂઢમંડપમાં જમણા હાથ તરફ શ્રીનંદીશ્વરદ્વીપનો એક પટ બહુ સુંદર અને મોટો છે, તેની ઊંચાઈ ૩॥ ફીટ અને લંબાઈ ૩॥ ફીટની છે. તેના ઉપર સં૦ ૧૨૭૪ નો શ્લોકબદ્ધ મોટો લેખ છે. પણ તે લેખનો ઘણોખરો ભાગ ઘસાઈ ગયો છે. માત્ર થોડો જ ભાગ વંચાય છે. પટના મધ્યભાગમાં પ્રથમના સાત દ્વીપનો બહુ થોડી જગ્યામાં દેખાવ આપ્યો છે. પછી ચારે તરફ નંદીશ્વર દ્વીપનાં તેર તેર જિનમૂર્ત્તિયુક્ત શિખરબંધી મંદિરો છે. તેની ચારે તરફ ફરતો સમુદ્રનો દેખાવ આપ્યો છે. વચ્ચે વચ્ચે ખાલી પડતા ખૂણાઓમાં શ્રાવકો ફૂલમાળા, વાજિંત્ર, ચામરયુક્ત હાથ જોડી ને ચૈત્યવંદન કરતા હોય તેમ બેઠા તથા ઊભા છે. સૌથી ઉપર વચ્ચે કલશ તથા તેની બંને બાજુએ એકેક પુષ્પમાળાધર મનુષ્યો છે. નીચેના બંને ખૂણામાં એકેક તરફ પટ

કરાવનાર શ્રાવક અને બીજી તરફ શ્રાવિકા હાથ જોડીને ચૈત્યવંદન કરતાં બેઠાં છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, ગૂઢમંડપમાં મૂળ ગભારાને ફરતી ભમતી, નવચોકીઓ, વિશાળ સભામંડપ, શૃંગારચોકી, ભમતીની અંદર દેરીઓ અને ગોખલા વગેરે યુક્ત છે. બધી દેરીઓ અને ગોખલાઓમાં જિનમૂર્તિઓ બિરાજમાન છે. ભમતીમાં જમણા હાથ તરફ વચ્ચે ચાર દ્વારવાળી એક દેરીમાં ચૌમુખજી બિરાજમાન છે. તેની પાસે મકરાણાની એક દેરી નવી થઈ છે, તે હજુ ય ખાલી છે. શિખર, ગુમ્મજો, છત વગેરે યુક્ત આ મંદિર ઘણું જ વિશાળ અને ઊંચું છે. મંદિરની એક બાજુમાં વધારે જગ્યા છે અને બીજી બાજુમાં ઓછી છે; તેથી તે તરફની દેરીઓ સાંકડી થઈ છે. તેના અરધા ભાગમાં તો કોટની દીવાલમાં માત્ર ગોખલા જ કરીને કામ ચલાવી લેવું પડયું છે.

આ મંદિરની ભમતીમાં પાછળના ભાગમાં એક દરવાજો છે. ત્યાંથી બહાર જવાય છે. ત્યાં એક ઓરડી છે, જેમાં કેશર--સુખડ ઘસાય છે અને પૂજાનો સામાન તથા પૂજાનાં કપડાં વગેરે રાખવામાં આવે છે. ત્યાં જ મંદિરની બાજુમાં એક વિશાળ કંપાઉન્ડવાળી ખુલ્લી જગ્યા પંચની છે. તેમાં કૂવો છે અને ધર્મશાળા માટે નવું મકાન હાલમાં બનેલું છે. પંચોનું જમણુ વગેરે અહીં જ થાય છે. આમાં થોડુંક જૂનું મકાન તથા ફૂલના છોડ પણ છે.

આ મંદિરની ભમતીની દેરીઓમાં મૂર્તિઓ સં० ૧૯૩૯ માં પ્રતિષ્ઠિત કરવામાં આવી છે. તે પહેલાં ત્યાં

મૂર્ત્તિઓ ન હતી. ભમતીમાં બે મોટા કાઉસગ્ગિયા છે. તે ગૂઢમંડપમાં પેસતાં દરવાજા પાસે જ ડાબા હાથ તરફ એક ઊંચું ભંડકિયું છે; ત્યાં ઉક્ત કાઉસગ્ગિયા હતા; ત્યાંથી લગભગ ૮-૧૦ વર્ષોથી ઉત્થાપન કરીને ભમતીમાં પધરાવેલા છે. પણ એમનો ચહેરો વધારે ઘસાઈ ગયેલો હોવાથી તેમને ભોંયરામાં કે જમીનમાં ભંડારવા જોઈએ. આ બન્ને કાઉસગ્ગિયા લગભગ સમાન આકૃતિના છે. બંનેમાં ભગવાનના હાથ નીચે બંને બાજુએ એકેક ઇન્દ્ર ચામર લઈને ઊભા છે; તથા એક શ્રાવક અને એક શ્રાવિકા બેઠેલાં જણાય છે. વળી ભગવાનના ચરણોની બન્ને બાજુએ એક એક નાના કાઉસગ્ગિયા કોતરેલા છે. ઉપરના ભાગમાં ગોખલાના સ્તંભની આકૃતિ તથા તેના ઉપર પરિકરનો ઉપરનો ભાગ કોતરેલો છે. બંને ઉપર વિ૦ સં૦ ૧૨૦૩ના લેખો છે.

આ મંદિરના મૂળ ગભારામાં પંચતીર્થી યુક્ત મૂ૦ ના૦ની આરસની મનોહર મોટી મૂર્ત્તિ ૧, ગૂઢમંડપમાં મૂર્ત્તિઓ ૧૩, પરિકરમાંથી અલગ થયેલ મૂર્ત્તિ ૨, નંદીશ્વર દ્વીપનો પટ ૧, પગલાં જોડી ૨, ધાતુની ચોવીશી ૧, ધાતુની પંચતીર્થી ૨, ધાતુની એકતીર્થી ૪, અને નવચોકીના ગોખલામાં પદ્માવતી દેવીની મૂર્ત્તિ ૨ વગેરે છે. ભમતીની દેરીઓ ઉપરનાં શિખર ૨૯, દેરીઓ ઉપરના ઘુમ્મટ ૧૦, દેરીઓ ૪૧, ગોખલા ૧૨, ભમતીની વચમાં ચોમુખજીની દેરી ૧, ભમતીમાં કુલ મૂર્ત્તિઓ ૭૦, અને પ્રાચીન ખંડિત કાઉસગ્ગિયા ૨ છે.

આ મંદિરમાં ભમતીના ઢલાણમાં એક મોટું ભોયરું

છે, તે સાવ ખાલી છે. તેથી થોડાં વર્ષોથી તેમાં જવાના રસ્તા ઉપરનો પથ્થર ચૂનાથી બંધ કરી દીધેલો છે. આ ભોંયરામાં પણ પબાસણ અને થાંભલા વગેરે ગોઠવેલા છે. લોકોના કહેવા પ્રમાણે બીજું એક ભોંયરું મંદિરની બાજુની ધર્મશાળા (કોટ)માં છે.

આ મંદિરની નવચોકીના વચલા પાટડા પરના લેખમાં એક અરટ આપ્યાનું જણાવ્યું છે, તે અરટ હજુ સુધી પંચને તાબે છે. એ અરટના ખેતરોને ખેડવા માટે એક માણસે વાર્ષિક રૂા. ૭૦) લેખે ૧૦ વર્ષના પટ્ટે લીધો છે.

આ ગામના નામ ઉપરથી "નાણકીયગચ્છ" નીકળ્યો હતો.

અહીં પોરવાડ શ્રાવકોનાં ઘર ૧૧૫ અને ઓશવાળ શ્રાવકોનાં ૮ ઘરો છે. પોરવાડોમાં બે તડ છે. ૨ ઉપાશ્રય અને ૨ જૈન ધર્મશાળાઓ છે. એક ઉપાશ્રયની પાસે છે અને બીજી મંદિરની પાસે છે, તે 'કોટ'ના નામથી ઓળખાય છે.

અહીં સંઘ તરફથી શ્રીદોલતવિજયજી જૈન લાયબ્રેરી સ્થાપન થયેલી છે. વળી વર્ધમાન તપનું કાયમીખાતું સ્થાપન થયેલ છે.

શા. દેવીચંદ તારાચંદજી તરફથી એક જૈન સ્કૂલ ચાલે છે; જેમાં ધાર્મિક અને વ્યવહારિક શિક્ષણ અપાય છે.

ગામથી નાણા સ્ટેશન ૧।। માઈલ દૂર છે. ત્યાં શા.

દેવીચંદજી તારાચંદજીએ બંધાવેલી જૈન ધર્મશાળા તથા પાણીની પરબ છે. દેખરેખ અને ખરચ વગેરેની વ્યવસ્થા તેમના તરફથી જ ચાલે છે.

**શામળાજીનું મંદિરઃ**

ઉક્ત મંદિરની દીવાલની પાછળ "શામળાજી"નું વૈષ્ણવોનું મંદિર આવેલું છે. જે વખતમાં બ્રાહ્મણોનું જોર વધારે હતું તે સમયે તેમણે તે જગ્યા દબાવી—પચાવી લઈને શામળાજીના મંદિરની ભમતીની છૂટી જગ્યામાં મેળવી દીધી. એ જ તકરારને કારણે તે વખતે અહીં જે ઓશવાળ શ્રાવકોની વસ્તી હતી તે બધી ગામમાં ગધૈયો (ગાધેતરો) ઘાલીને ઉચાળા ભરી ગામ છોડી ચાલી ગઈ હતી. પોરવાડો અહીં પાછળથી આવીને વસ્યા લાગે છે.

**નીલકંઠ મહાદેવનું મંદિરઃ**

અહીં ગામ બહાર "નીલકંઠ મહાદેવ"નું જૂનું મંદિર છે. તેમાં પણ સં૦ ૧૨૩૦ અને ત્યાર પછીના લેખો મળે છે. મંદિર તે પહેલાંનું હોવું જોઈએ. આ નાણા ગામ પહેલાં બ્રાહ્મણોનું હતું; એમ કેટલાક બ્રાહ્મણોનું માનવું છે.

## ૬૧. પીંડવાડા

નાણાથી ૧૦ માઈલ પર "પીંડવાડા" નામનું મોટું ગામ છે. અહીંથી પીંડવાડા પશ્ચિમમાં ૦॥। માઈલ છે. આ ગામ સિરોહી રાજ્યનું છે અને અહીં તહેસીલ છે.

### (૧) શ્રીમહાવીરસ્વામી ભ૦નું મંદિર:

અહીં બે જૈન મંદિરો છે, તેમાંથી એક મૂ૦ના૦ શ્રીમહાવીરસ્વામી પ્રભુનું મોટું મંદિર છે. તેમાં મૂ૦ના૦ની પંચતીર્થીના પરિકર યુક્ત મનોહર મૂર્ત્તિ છે. આ પરિકર કદાચ નવું પાછળથી લગાવેલું હોય એમ લાગે છે. પણ પરિકરની ગાદી પ્રાચીન લાગે છે, તેના પર લેખ છે પણ સંવત ઘસાઈ ગયેલો છે. પ્રાય: ૧૨મી ૧૩મી શતાબ્દિનો લેખ હોવાનું અનુમાન થાય છે. તેમાં નીચે આડું ધર્મચક્ર, તેની બે બાજુએ બે હરણ, તેના ઉપર વચ્ચે દેવી, તેની બંને બાજુએ બે હાથી અને બે સિંહ છે; વળી તેની બંને બાજુએ યક્ષ અને અંબિકાદેવી છે. મૂળગભારામાં આરસની કુલ ૩ મૂર્ત્તિઓ છે અને ધાતુની ચોવિશી ૧ છે.

ગૂઢમંડપમાં વસંતગઢથી આવેલા ધાતુના બે મોટા કાઉસ્સગ્ગિયા સન્મુખ ભાગમાં સ્થાપન કરેલા છે. તે બંને અતિમનોહર અને પ્રાચીન આકૃતિના જણાય છે. મસ્તકના વાળ, કચ્છ—લંગોટની આકૃતિ ભિન્ન પ્રકારની પ્રાચીન છે. તેમાં ડાબા હાથ તરફના કાઉસગ્ગિયાના ચરણ નીચે પિત્તળની ગાદી છે, તે પણ ઘણી જ સુંદર અને મોટા હાંશિયાવાળી છે. તેના ઉપર કમળ બનાવેલું છે અને તેના પર કાઉસ્સિગ્ગયા છે. તે ગાદી ઊંચી ઇંચ ૧૪, લાંબી ઇંચ ૧૫ાા, અને પહોળી ઇંચ ૧૨ છે. તેના પર કાઉસગ્ગિયાની જ માત્ર ઊંચાઈ ઇંચ ૪૦ અને પહોળાઈ ઇંચ ૧૪ છે. જમણા હાથ તરફના કાઉસિગ્ગયાના ચરણ નીચે ધાતુની ગાદી ઊંચી ઇંચ ૧૦, લાંબી ઇંચ ૧૪ અને પહોળી ઇંચ ૧૦ાા છે અને

કાઉસિગ્ગ્યાની ઊંચાઈ ઇંચ ૪૨ અને પહોળાઈ ઇંચ ૧૪ છે. બંને કાઉસિગ્ગયા સરખા અને એક જ નમૂના છે, માત્ર જમણા હાથ તરફના કાઉસગ્ગિયાના બંને ખભે ચોટલીના વાળ લટકતા હોય તેવી સુંદર આકૃતિ બનાવેલી છે. તેથી તે આદીશ્વર ભગવાનના કાઉસગ્ગિયા હોય તેમ જણાય છે. તેમના ઉપર લેખ નથી, જ્યારે ડાબી બાજુ ઉપરના કાઉસગ્ગિયા પર વિ૦ સં૦ ૭૪૪ નો લેખ છે પણ તે બહુ જ પ્રાચીન લિપિમાં હોવાથી સ્પષ્ટ વંચાતો નથી, છતાં તેનો જેટલો ભાગ વાંચી શકયો તેટલો "આબૂ ભાગ–૫ ના શિલાલેખ સંગ્રહ"માં મેં આપ્યો છે, જે થોડા સમયમાં પ્રકાશિત થનાર છે.

ગૂઢમંડપમાં એક આરસના જિનબિંબ પર વૃક્ષનું પરિકર છે. અર્થાત્ વૃક્ષની નીચે ભગવાન બેઠેલા હોય તેમ જણાય છે, તેમાં ભગવાનની બંને બાજુએ એક શ્રાવક અને શ્રાવિકા હાથ જોડીને બેઠેલાં છે. ગૂઢમંડપમાં સરસ્વતીદેવીની એક મૂર્ત્તિ છે.

**ગૂઢમંડપમાંની મૂર્ત્તિઓ:**

| | |
|---|---|
| પરિકર વિનાની પાષાણુની મૂર્ત્તિઓ | ૨૨ |
| વૃક્ષના પરિકરવાળી | ૧ |
| સરસ્વતીદેવીની | ૧ |
| ધાતુના મોટા સુંદર કાઉસગ્ગિયા ( ગઢથી આવેલા ) | ૨ |
| પંચતીર્થી | ૧ |
| એકતીર્થી | ૫ |

**શ્રીપદ્મપ્રભુનો ગભારો :**

શ્રીપદ્મ પ્રભુના ગભારામાં મૂળગભારાથી બહારના બંને બાજુના ગોખલામાં સરસ્વતીદેવીની બે મૂર્ત્તિઓ છે. આ ગભારાને બધા પદ્મપ્રભુજીનો ગભારો કહે છે પણ મૂ૦ના૦ શ્રીવિમલનાથ ભગવાન છે.

**શ્રીસંભવનાથ ભ૦નો ગભારો :**

શ્રીસંભવનાથજીના ગભારા પાસેની એક દેરીમાં ઉપાશ્રયમાંથી લાવીને શ્રીચિંતામણિ પાર્શ્વનાથજીની મૂર્ત્તિ સ્થાપન કરેલી છે, આ મૂર્ત્તિ ત્રણતીર્થીના પ્રાચીન અને મનોહર પરિકર યુક્ત છે. પરિકરની ગાદી નીચે સં૦ ૧૨૨૯નો લેખ છે, તેની પાસે પાષાણમાં કોતરેલું શ્રીસોમસુંદરસૂરિજીના સમયનુ એક સિદ્ધચક્રનું યંત્ર છે, તેના પર લેખ છે પણ સંવત નષ્ટ થઈ ગયો છે. છતાં શ્રીસોમસુંદરસૂરિનો સત્તાસમય ૧૫મી શતાબ્દિ હોવાથી તે પણ તે જ સમયનો ગણાય.

મૂ૦ના૦ વગેરે પાષાણનાં જિનબિંબ ૩ છે. મૂ૦ના૦ પર સં૦ ૧૬૫૩ નો લેખ છે અને તેની બંને બાજુની મૂર્ત્તિઓ પર સં૦ ૧૯૩૯ના લેખો છે, એટલે તે નવી જ છે. આમાં મૂળગભારાની બહારના મંડપમાં વસંતગઢથી આવેલી ધાતુની કુલ જિનમૂર્ત્તિઓ ૨૩ છે, ધાતુના કાઉસગ્ગિયા ૧, શ્રાવિકાની મૂર્ત્તિ ૧ અને ધાતુના ચોમુખજી ૧ સ્થાપન કરેલા છે. આ ૨૩ મૂર્ત્તિઓમાંથી ચાર મૂર્ત્તિઓ મોટી અને એક ચૌમુખજીને સ્થાપન (સ્થિર) કર્યા છે. આ સ્થાપન કરેલી ચારે મૂર્ત્તિઓ બહુ રમણીય અને મોટી

છે. તેના પર લેખો હોવાની સંભાવના છે. પણ મૂર્ત્તિઓ સ્થિર કરેલી હોવાથી લેખો પાછળના ભાગમાં દબાઈ ગયા લાગે છે. ચૌમુખજી પર લેખ નથી, તે પાંચેની ઊંચાઈનું પ્રમાણ આ છે:—

| મૂર્ત્તિઓ | ઊંચાઈ ઇંચ | પહોળાઈ— | જાડાઈ |
| --- | --- | --- | --- |
| ૧ ચૌમુખજી—ચતુર્મુખ | ૧૦ — | ૮ — | ૮ |
| ૨ ત્રિતીર્થી પાર્શ્વનાથ | ૧૩ — | ૧૩ — | — |
| ૩ ત્રિતીર્થી પાર્શ્વનાથ સુંદર પરિકર | ૧૮ — | ૧૮ — | — |
| ૪ ,, ,, | ૧૭ — | ૧૫ | — |
| ૫ ,, ,, | ૧૮ — | ૧૮ | — |

આ પરિકરવાળી ચારે મૂર્ત્તિઓમાં પરિકરની ગાદીમાં નવગ્રહને બદલે આઠ ગ્રહો આપેલા છે. ધર્મચક્ર, બે હરણ, બે સિંહ, અને બે યક્ષ–યક્ષિણી આપેલાં છે, પણ ગાદીમાં વચ્ચે દેવી આપેલી નથી. ત્રણ મૂર્ત્તિઓમાં બે દેવીઓ બંને બાજુએ વધારે આપેલી છે. ત્રણ મૂર્ત્તિઓના ઉપરના ભાગમાં બંને બાજુએ અર્ધ મનુષ્ય અને અર્ધ સર્પાકારની એક એક મૂર્ત્તિ હાથ જોડીને ઊભી છે. એકમાં ધર્મચક્ર ઊભું આપેલું છે.

ઉપરની ૫ જિનમૂર્ત્તિઓ સિવાયની બીજી ધાતુની ૨૦ જિનમૂર્ત્તિઓમાંથી ૧૦ ઉપર જ લેખ છે. આ બધી મૂર્ત્તિઓ ગઢ ( વસંતગઢ )થી આવેલી છે. તે બધી યે સુંદર પ્રાચીન શૈલીના જાતજાતના પરિકરવાળી છે. તેમાં કેટલીક મૂર્ત્તિઓ તો મંદિરના દેખાવયુક્ત સુંદર કોરણીવાળી છે.

**લેખ વિનાની કેટલીક મૂર્ત્તિઓનું માપ :**

| | મૂર્ત્તિઓ | ઊંચાઈ–ઇંચ | પહોળાઈ–ઇંચ |
|---|---|---|---|
| ૧ | એકતીર્થી | ૯ | ૭ |
| ૨ | એકતીર્થી પાર્શ્વનાથ સુંદર પરિકર | ૧૩ | ૧૦ |
| ૩ | ત્રણુતીર્થી સુંદર પરિકર | ૧૫ | ૧૦ |
| ૪ | કાઉસગ્ગિયા. | ૧૬ાા | ૭ાા |
| ૫ | ત્રણુતીર્થી | ૧૦ાા | ૭ાા |

છઠ્ઠી એકલમૂર્ત્તિ છે, જેના પાછળના ભાગમાં મંદિરની આકૃતિ કરેલી છે, તેમાં પરિકર નથી. ઊંચાઈ ઇંચ–૧૬– લંબાઈ ઇંચ–૯ાા છે.

લેખોવાળી મૂર્તિઓમાંથી મોટી મોટીની ઊંચાઈ— પહોળાઈ તે તો લેખો સાથે પણ લખેલી છે, જે નીચે મુજબ છેઃ—

**લેખવાળી મૂર્ત્તિઓનું માપ :**

| સંવત્ | મૂર્ત્તિઓ | ઊંચાઈ–ઇંચ | પહોળાઈ–ઇંચ |
|---|---|---|---|
| ૧૧૦૨ | ધાતુની ત્રિતીર્થી | ૧૦। | ૭ |
| ૧૧૪૧ | ,, ,, | ૧૧ાા | ૮ |
| ૧૧૫૧ | ચોવિશીનો પટ | ૨૦ | ૧૫ |

શ્રાવિકાની જે મૂર્ત્તિ છે, તેના બંને હાથમાં ચૂડલો છે. પગ સુધી કપડાનો દેખાવ તથા ઉપર ઓઢવાના વસ્ત્રનો દેખાવ છે પણ માથે મુગટ લાગે છે. હાથ તો બે જ છે, એક હાથમાં કમલ અને બીજા હાથમાં પુસ્તક જેવી કંઈક જાડી વસ્તુ છે. આ મૂર્ત્તિ ઉપર લેખ નથી.

લેખોવાળી મૂર્ત્તિઓના કેટલાક લેખોમાં સંવત્ નથી,

આ બધા લેખો પ્રાચીન લિપિમાં છે અને મૂર્ત્તિઓ પણ પ્રાચીન આકૃતિની છે. એટલે શિલ્પવિધાનની દૃષ્ટિએ સં૦ ૧૦૦૦—૧૧૦૦ની આસપાસ અથવા તે પહેલાંની હોય તેમ લાગે છે. સં૦ ૧૨૦૦ પછીની તો તે મૂર્ત્તિઓ નહીં જ હોય.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શિખર, ભમતીની દેરીઓ, બે ગભારા, મુખ્ય દરવાજા પર બલાનક (મોટો મંડપ) દરવાજા બહાર શૃંગારચોકી અને તેની આગળ નાના કંપાઉંડથી યુક્ત છે.

આ મંદિર નંદીશ્વર ચૈત્યના આકારનું બનેલું છે. પણ દેરીઓ ઉપર શિખરો નથી.

**શ્રીસંભવનાથ ભ૦ના ગભારાની કુલ મૂર્ત્તિઓ:**

| | |
|---|---|
| પાષાણની મૂર્ત્તિઓ મૂ૦ના૦ સહિત | ૩ |
| ધાતુની પ્રાચીન ચોવિશી | ૨ |
| ,, ,, ત્રિતીર્થી | ૧૩ |
| ,, ,, પંચતીર્થી | ૧ |
| ,, પરિકરવાળી એકલમૂર્ત્તિઓ | ૨ |
| ,, પરિકર વિનાની એકલમૂર્ત્તિ | ૧ |
| ,, પરિકરથી ખંડિત એકમૂર્ત્તિ | ૧ |
| ,, ચૌમુખજી (ચારે મૂર્ત્તિઓ સંયુક્ત) | ૧ |
| ,, શ્રાવિકાની મૂર્ત્તિ | ૧ |

**ભમતીમાં આરસની મૂર્ત્તિઓ:**

| | |
|---|---|
| ત્રણતીર્થી પાર્શ્વનાથની પરિકરવાળી મૂર્ત્તિ | ૧ |
| સિદ્ધચક્ર યંત્ર | ૧ |
| પરિકર વિનાની મૂર્ત્તિઓ | ૬ |

આ મંદિરમાં સં૦ ૧૯૯૨માં ધ્વજા—દંડ, કેટલીક મૂર્ત્તિઓની પ્રતિષ્ઠા અને ગઢ (વંસતગઢ)ની મૂર્ત્તિઓની સ્થાપના વગેરે થયું છે, ગઢથી આવેલી મૂર્ત્તિઓમાંથી કેટલીક ખંડિત હતી. તેને ભોંયરામાં મૂકેલી છે. કેટલીકને જરા જરા નુકસાન થયું હતું, તેને સમરાવી છે.

(૨) **શ્રીપાર્શ્વનાથ ભ૦નું મંદિર :**

ઉપર્યુક્ત મંદિરની પાસે જ મૂ૦ના૦ શ્રીપાર્શ્વનાથ ભ૦નું બીજું એક નાનું મંદિર આવેલું છે. આ મંદિર મૂળગભારો, તેની આગળ એક ચોકી અને ભમતીના કોટ—દરવાજા યુક્ત તથા શિખરવાળું છે. મૂ૦ ના૦જીની સાથે કુલ જિન-મૂર્તિઓ ૩ છે.

આ મંદિર પાછળથી બન્યું હશે. તેના દરવાજાના કોટની ભીંતમાં સં૦ ૧૮—નો લેખ છે. તે વખતે કમાડ કરાવ્યાં છે; એટલે મંદિર પહેલાંનું બનેલું હશે. દરવાજા માથે મંગળમૂર્ત્તિમાં ગણેશમૂર્ત્તિ કોતરેલી છે, તેથી એમ જણાય છે કે તે પહેલાં ઉપાશ્રય હશે. યતિજી ન રહેવાથી અથવા બીજો ઉપાશ્રય બનવાથી ત્યાં અંદરના ભાગમાં પાછળથી મંદિર બંધાવ્યું હશે.

શ્રીમહાવીર સ્વામીના મંદિરની નવચોકીની ભીંતમાં સં૦ ૧૪૬૫ ( ઈ૦સ૦ ૧૪૮૮ ) નો લેખ છે. તેમાં આ ગામનું નામ "પીંડરવાટક" લખેલું છે. આ ઉપરથી આ ગામ આ સમય પહેલાંનું હોય એમ નક્કી જણાય છે. રાણકપુરનો ચતુર્મુખપ્રાસાદ બંધાવનાર શ્રેષ્ઠી ધરણાશાહે પણ અહીંના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો એવો ઉલ્લેખ મળે છે, જ્યારે

આ લેખમાં ધરણાશાહના પિતા કુંરપાલ અને શ્રેષ્ઠી લીંબાએ જીર્ણોદ્ધાર કરાવ્યો એવો ઉલ્લેખ છે. સંભવતઃ શ્રેષ્ઠી કુંરપાલના અધૂરા કાર્યને ધરણાશાહે પૂરું કરાવ્યું હશે અને તે ઉપરથી તેની પ્રશસ્તિ કરનારાઓએ એ જીર્ણોદ્ધાર તેમના નામ પર ચડાવી દીધો હશે, એમ લાગે છે. વળી આ મંદિરમાં સં૦ ૧૪૬૯ના ત્રુટિત લેખવાળી મૂર્તિ ધરણાશાહ અને તેમના ભાઈ રત્નાએ ભરાવી, એવો તેમાં ઉલ્લેખ છે.

અહીં પોરવાડોનાં લગભગ ૧૭૫ ઘરો અને ૩ ઉપાશ્રયો છે. તેમાંથી જૂનો ઉપાશ્રય તોડીને નવો કરાવવા માંડયો છે. ગામમાં ૧ ધર્મશાળા છે અને બીજી ગામ બહાર છે, એમ કુલ ૩ ધર્મશાળા–ઉપાશ્રયો છે. શા. ભગવાનજી તેજમલજી તરફથી એક જૈન કન્યાશાળા ચાલે છે. તેમણે કન્યાશાળા માટે હાલમાં જ ૧૦–૧૨ હજાર રૂપિયા આપ્યા છે. કન્યાશાળાના મકાનમાં જ સાધ્વીઓ ઊતરી શકે તેવી જુદી સગવડ કરેલી છે.

**લક્ષ્મીનારાયણનું મંદિરઃ***

"અહીં લક્ષ્મીનારાયણનું એક પ્રાચીન મંદિર છે; જે પહેલાં સૂર્યનું મંદિર હતું. તેમાં સૂર્યની સુંદર મૂર્ત્તિ હતી, તેને ઉપાડીને એક બાજુએ મૂકી દીધી છે અને તેના સ્થાનમાં લક્ષ્મીનારાયણની નવી મૂર્તિ સ્થાપન કરી છે. આ સૂર્યની મૂર્ત્તિ પહેલાં બે સ્તંભવાળા તોરણના આકારની ચોખટની મધ્યમાં સ્થાપિત હતી, આ ચોખટ હજુયે વિદ્યમાન છે. તેમાં જેટલી નાની નાની મૂર્ત્તિઓ ખોદેલી છે તે બધી સૂર્યની જ છે. તેની મધ્યમાં અત્યારે લક્ષ્મીનારાયણની મૂર્ત્તિ છે.

*सिरोही राज्यका इतिहास પૃ. ૨૫ ઉપરથી.

"આ મંદિરને સૂર્યનું મંદિર માનવાનું બીજું કારણ એ છે કે, મૂર્ત્તિની સન્મુખ ચોકમાં બનેલા પથ્થરના એક સ્તંભમાં કમલાકૃતિ ચક્ર બનેલું છે. જેમ વિષ્ણુના મંદિરમાં મૂર્ત્તિની સામે ગરુડ, શિવની સામે નન્દી, દેવીની સામે સિંહ વગેરે બનેલાં રહે છે તેમ સૂર્યના મંદિરોમાં સ્તંભના ઉપર કમલાકૃતિ ચક્ર બનેલું રહે છે. ક્યાંઈ આ ચક્ર સ્તંભમાં ચોંટાડેલું પણ હોય છે અને ક્યાંઈ એક ખીલા ઉપર ફરતું પણ મળે છે.

"રાજ્યમાં સેંકડો સૂર્યની મૂર્ત્તિઓ આજે પણ પણ મળી આવે છે અને છઠ્ઠી શતાબ્દિથી ૧૪મી શતાબ્દિ સુધી વિદ્યમાન રહેલાં ગામોમાં થોડાંક જ એવાં ગામો હશે જેમાં સૂર્યનું મંદિર અથવા તેની તૂટી ફૂટી મૂર્ત્તિ ન મળે. ક્યાંઈ ક્યાંઈ તો એક જ જગ્યા ઉપર સૂર્યની પાંચથી અધિક મૂર્ત્તિઓ જોવામાં આવે છે. જેમ આ સમયમાં આ રાજ્યમાં લક્ષ્મીનારાયણનાં મંદિરો બનાવવાનો અધિક પ્રચાર છે, તેવી જ રીતે પહેલાં સૂર્યનાં મંદિરો બનાવવાનો હતો. જેટલી મૂર્ત્તિઓ આ રાજ્યમાં જોવામાં આવે છે તે બધી બે ભુજાવાળી છે. તેમના મસ્તકે મુકુટ, છાતી ઉપર કવચ (બખ્તર) બંને હાથમાં કમલ અને પગમાં લાંબા બૂટ[1] હોય છે.

"આ મંદિરમાં પરમાર રાજા ધારાવર્ષના સમયના બે

[1] સિરોહી રાજ્યમાં જ નહીં પણ સમસ્ત રાજપૂતાના, ગૂજરાત, કાઠિયાવાડ, મધ્ય હિંદ તથા બંગાલ આદિમાં જેટલી સૂર્યની મૂર્ત્તિઓ જોવામાં આવી તે બધી આ રીતે બૂટવાળી છે. કેવળ નેપાલથી મળેલી એક સૂર્યની મૂર્ત્તિનો ફોટો જોવા મળે છે તેમાં બૂટ નથી પણ મૂર્ત્તિના પગની આંગળીઓ જોવામાં આવે છે.

લેખો છે; જેમાંથી એક વિ૦ સં૦ ૧૨૩૩ (ઈ૦ સ૦ ૧૧૭૬) અને બીજો વિ૦ સં૦ ૧૨૫૬ (ઈ૦ સ૦ ૧૧૯૯) નો છે.”

## ૬૨. જનાપર

પીંડવાડાથી નૈઋર્ત્યખૂણામાં ૩ માઈલ દૂર “જનાપર” નામનું ગામ આવેલું છે, તે પીંડવાડા તહેસીલમાં છે.

**શ્રીઆદીશ્વર ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ના૦ શ્રીઆદીશ્વર પ્રભુનું મંદિર છે, આ મૂર્ત્તિ પ્રાચીન પંચતીર્થીના પરિકરયુક્ત મનોહર છે. તેના પર લેખ નથી. મૂર્ત્તિ નીચે વૃષભનું લાંછન હોવા છતાં તેને અહીંના લોકો મહાવીરસ્વામી ભગવાન માને છે. મૂળગભારામાં જિનબિંબ ૩ છે. ગૂઢમંડપમાં એક મૂર્તિ આદીશ્વર ભગવાનની છૂટી રાખેલી છે, આ મૂર્ત્તિ સિરોહીથી જનાપરમાં રહેવા આવેલ ગાંધી માસિંગ હકમાજીના ઘેરથી ગઈ સાલમાં જ અહીં લાવવામાં આવી છે.

મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર અને ભમતીના કોટવાળું આ મંદિર બનેલું છે. મંદિર પ્રાચીન હોય એમ લાગે છે પણ લેખાદિ સામગ્રીના અભાવે બંધાવનાર કે બન્યાનો સમય વગેરે જાણી શકાયું નથી.

અહીં પોરવાડ શ્રાવકનું ૧ અને ઓશવાળનાં ૨; એમ કુલ ૩ ઘરો છે. ઉપાશ્રય કે ધર્મશાળા નથી.

## ૬૩. અજારી

જનાપરથી અગ્નિખૂણામાં ૨ાા માઈલ અને પીંડવાડાથી દક્ષિણમાં ૨ા માઈલ દૂર "અજારી" નામનું ગામ આવેલું છે. આ ગામ પીંડવાડા તહેસીલમાં છે.

**શ્રીમહાવીર સ્વામી ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામી ભગવાનનું પ્રાચીન મંદિર છે અને ભમતીના પાછળના ગભારામાં સરસ્વતીદેવીની એક સુંદર મૂર્તિ છે. શ્રીમહાવીરસ્વામી તથા સરસ્વતીદેવીની મૂર્તિઓ ચમત્કારિક મનાય છે, તેથી આ સ્થાન પ્રાચીન અને તીર્થભૂત ગણાય છે. આ મંદિર બાવન જિનાલયવાળું છે; એટલે તે નંદીશ્વર ચૈત્ય કહેવાય છે.

પહેલાં અહીં શ્રાવકોની વસ્તી ઘણી હતી પણ સો વર્ષ પહેલાં લગભગ એક સો વર્ષ સુધી આ ગામ ઉજ્જડ થઈ પડી રહ્યું હતું. પણ ફરીને અહીં ઠીક પ્રમાણમાં ગામ વસી ગયું છે. સં૦ ૧૯૩૨માં આ મંદિરની પુનઃ પ્રતિષ્ઠા થઈ તે વખતે બધી મૂર્તિઓ નવી લાવ્યા કે અહીં હતી કે ભોંયરામાંથી નીકળી તેની કોઈને ખબર નથી. આબૂ ઉપર રહેનાર યતિ શ્રીઋદ્ધિસાગરજીએ અહીંની પ્રતિષ્ઠા કરી છે.

મૂ૦ ના૦ની મૂર્તિ મનોહર છે. તેના પર લેખ નથી. મૂ૦ ના૦ની નીચે પરિકરની ગાદી (પબાસણ ઉપરની ગાદી) અને પબાસણ પણ પ્રાચીન કારીગરીવાળું જણાય છે. પબાસણમાં વચ્ચે દેવીના સ્થાને બંને તરફ હાથીઓના અભિષેક યુક્ત દાઢીવાળા એક શ્રાવકની મૂર્તિ કોતરેલી છે. પબાસણ

ઉપરની ગાદીમાં પ્રાચીન પદ્ધતિ પ્રમાણે વચ્ચે આડું ધર્મ-ચક્ર, બે હરણ, તેના પર દેવી, તેની બંને બાજુએ બે હાથી, અને બે સિંહ છે.

દરવાજામાં પેસતાં જ ગૂઢમંડપમાં સન્મુખ ભાગમાં જ બંને તરફ બે સુંદર જિનબિંબો છે. તેમની નીચે પરિકરની પ્રાચીન કોતરણીવાળી ગાદીઓ છે અને બંને બાજુએ તેમજ માથે પરિકરયુકત ભગવાનની બેઠી જિનમૂર્ત્તિઓ ૧૭ અને ૬ કાઉસ્સગ્ગિયા ગોઠવેલા છે, એટલે આને ચોવિશીનો પટ કહી શકાય; કારણ કે ગાદી, પરિકર અને મૂ૦ ના૦ બધું ય એક જ પથ્થરમાં ઘડેલું છે. બંને મૂર્ત્તિઓ એક જ નમૂનાની છે, તેથી કદાચ બંનેને એક જ માણસે કરાવી હશે. બંને પર લેખ છે પણ જમણા હાથ તરફનો લેખ બરાબર સ્પષ્ટ રીતે વાંચી શકાયો નથી. જમણી તરફની મૂર્ત્તિ પર સં૦ ૧૨૪૩ નો લેખ છે અને ડાબી તરફની મૂર્તિ પર લેખનો સંવત વંચાયો નથી. પણ એક જ સંવતના બંને લેખો હશે એમ લાગે છે. બંને મૂર્ત્તિની નીચેની પરિકરની ગાદીની કોરણીમાં અને ઉપરના ભાગની કોરણીમાં થોડો થોડો ફરક જણાય છે. જમણા હાથ તરફની મૂર્ત્તિની ગાદીમાં નીચે આડું ધર્મચક્ર, બે હરણ, ઉપર દેવી, તેની બંને બાજુએ બે હાથી, બે સિંહ, અને યક્ષ – યક્ષિણી કોતરેલા છે. ડાબી તરફની મૂર્ત્તિની ગાદીમાં વચ્ચે ઊભું ધર્મચક્ર, અથવા કલ્પવૃક્ષ નીચેના ભાગમાં ધર્મચક્રની બંને બાજુએ બે હરણ, ઉપરના ભાગમાં બે સિંહ અને યક્ષ – યક્ષિણી કોતરેલાં છે.

ગૂઢમંડપમાં ડાબા હાથ તરફ ચોવિશીના પટની પાસે

પિપ્પલગચ્છીયાચાર્ય શ્રીસુમતિપ્રભસૂરિજીની મૂર્તિ છે. તેમના પર સં૦ ૧૪૫૪નો લેખ છે. મૂર્ત્તિ નાની પણ સુંદર છે. આચાર્ય મહારાજ પાટ ઉપર બેઠેલા છે. એક હાથમાં પુસ્તક અને બીજા હાથમાં માળા હોય એમ જણાય છે. જમણા ખભા ઉપર મુહપત્તિ અને ઓઘો ગરદનની પાછળ છે. માથે નાની જિનમૂર્ત્તિ અને બાજુમાં હાથ જોડીને ઊભેલ એક સાધુની કોતરેલી મૂર્ત્તિ છે. આ મૂર્ત્તિ ઊંચી ૧૦ ઇંચ અને પહોળી ૮ ઈંચની છે.

છ ચોકીમાં ડાબા હાથ તરફના ગોખલામાં વૃક્ષના પરિકરયુકત જિનમૂર્ત્તિનો એક સુંદર પટ છે. નીચે કમલાકૃતિ છે તેના ઉપર ભગવાન બેઠેલા છે. બંને તરફ એક શ્રાવક અને શ્રાવિકા હાથ જોડીને ઊભેલાં છે. માથા ઉપર વૃક્ષનું સુંદર છત્ર બનાવેલું છે. આ મૂર્ત્તિની ઊંચાઈ ૧૮ ઇંચ અને પહોળાઈ ૧૨ ઈંચની છે.

છ ચોકીમાં જમણા હાથ તરફના ગોખલામાં શ્રીમહેન્દ્રસૂરીશ્વરજીની સુંદર મૂર્ત્તિ છે. તેમની તેમના શિષ્ય શ્રીશાંતિસૂરીશ્વરજીએ પ્રતિષ્ઠા કરેલી છે. તેમના પર લેખ સં૦ ૧૨—નો છે. કેટલોક ભાગ ઘસાઈ ગયો છે. થોડો ભાગ વંચાય છે. મૂર્ત્તિ મનોહર છે. આચાર્ય મહારાજ પાટ ઉપર બેઠેલા છે. એક પગ પાટ ઉપર અને બીજો પગ પાટ નીચે જમીન પર છે. ઢીંચણુ પર રાખેલા એક હાથમાં પુસ્તક છે. પેટ ઉપર રાખેલો જમણો હાથ ખાલી છે. મુહપત્તિ જમણા ખભા ઉપર છે. શરીર પર કપડાંની નિશાની છે. બંને ખભાની પાછળ ઓઘો છે. મસ્તકે લોચની નિશાની અને મસ્તક પાછળ

સુંદર ભામંડળ કોતરેલું છે. બંને બાજુએ બે સાધુઓ હાથ જોડીને ઊભા છે, નીચેના ભાગમાં પાટની બંને બાજુએ એક શ્રાવક અને શ્રાવિકા હાથ જોડીને બેઠેલાં છે અને એક સાધુ જમીન પર રાખેલ જમણા પગની પાસે હાથ જોડીને બેઠેલા છે. તેમની પાસે ઠવણી કોતરેલી છે. મૂર્ત્તિ આબેહૂબ સુંદર છે. તેની ઊંચાઈ ૨૩ ઈંચ અને પહોળાઈ ૧૪ ઈંચની છે.

છચોકીમાં જમણા હાથ તરફ કોરણીવાળા પરિકરના ગાદીયુક્ત આરસમાં કોતરેલ મસ્તક પરની છત્રી સહિત ચૌમુખજી ભગવાન બિરાજમાન કરેલા છે, તેમની નીચેની ચોકીમાં ચારે બાજુએ ચાર જિનમૂર્ત્તિઓ કોતરેલી છે. આ ત્રણ ગઢવાળા સમવસરણનો ઉપરનો ભાગ કોઈ પણ ખંડિતાવશેષ મંદિરમાંથી લાવી લગાવી દીધો હોય તેમ જણાય છે.

છચોકીમાં ડાબા હાથ તરફ એક નવી બનાવેલી નાની દેરી છે. તેમાં સં૦ ૧૯૩૨માં શ્રીજિનકુશળસૂરિજીની પાદુકા યતિ શ્રીઋદ્ધિસાગરજીએ પ્રતિષ્ઠિત કરેલી છે. ભમતીની દેરી નં. ૬ માં બંને તરફના પરિકર અને છત્રવાળી એક જિનમૂર્ત્તિ છે. રાણકપુરનો ચતુર્મુખપ્રાસાદ બંધાવનાર શ્રેષ્ઠી ધરણા શાહે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો તેવો ઉલ્લેખ મળે છે પણ તે સંબંધી એક પણ લેખ આ મંદિરમાં જોવાતો નથી. સંભવતઃ તે લેખ નષ્ટ થઈ ગયો હશે.

**સરસ્વતીદેવીની મૂર્ત્તિ :**

સરસ્વતી દેવીના ગભારા ( દેરી નં. ૨૧ )માં સરસ્વતી દેવીની પ્રાચીન મૂર્ત્તિ છે, આ મૂર્ત્તિ શ્યામ આરસમાં ઊભી કોતરેલી છે. વાહનની નિશાની પણ નથી. જમણા બે હાથમાં

પુસ્તક તથા માળા અને ડાબા બે હાથમાં મોટું તથા નાનું પુષ્પ કોતરેલું છે. તેમને માથે મુગટ કોતરેલો છે. આ મૂર્ત્તિની ઊંચાઈ ૨૭ ઈંચ અને પહોળાઈ ૧૮ ઈંચની છે.

સરસ્વતી દેવીની મૂર્ત્તિ પર સં૦ ૧૨૬૯નો લેખ છે, દન્તકથા એવી છે કે—શ્રીહેમચન્દ્રાચાર્યજીએ માર્કન્ડેશ્વર પાસે સરસ્વતીના સ્થાનમાં બેસીને તેમની આરાધના કરી પણ દેવી પ્રસન્ન થયાં નહીં, પછી આચાર્યશ્રી ત્યાંથી ઊઠીને અજારી ગામના શ્રીમહાવીર સ્વામીના મંદિરમાં દર્શન કરી ભગવાનને પ્રદક્ષિણા દેતા હતા; તે જ વખતે સરસ્વતી દેવી પ્રસન્ન થઈને પ્રત્યક્ષ થયાં, ત્યારે આચાર્યશ્રીએ અહીંના મંદિરના મૂળગભારાની પાછળ ભમતીના ગભારામાં સરસ્વતી દેવીની મૂર્ત્તિ સ્થાપન કરાવી. પણ આ મૂર્ત્તિની પ્રતિષ્ઠા કરનાર શ્રીશાંતિસૂરિજી છે. માટે આ દન્તકથા કદાચ શ્રીશાંતિસૂરિજી માટે અથવા તેમના ગુરુ મહેન્દ્રસૂરિજી માટેની હોય અથવા તો હેમચંદ્રસૂરિજીએ અહીં પહેલાં સરસ્વતી દેવીની મૂર્ત્તિ સ્થાપન કરાવીને તેની પ્રતિષ્ઠા કરી હોય અને ત્યાર પછી થોડાં જ વર્ષોમાં કોઈ અનિવાર્ય કારણવશાત્ નવી મૂર્ત્તિ કરાવવાની જરૂર પડી હોય અને તેની પ્રતિષ્ઠા શાંતિસૂરિજીએ કરી હોય તો એ પણ બનવા યોગ્ય છે.

આ સરસ્વતી દેવી ચમત્કારિક મનાય છે અને તેથી જ લોકો વિદ્યા પ્રાપ્તિ માટે, બોબડા તોતડા અને બરાબર કે કે બિલકુલ ન બોલતાં છોકરાં માટે આ દેવીની માનતા માને છે.

આ ગભારાની બહાર નંદીશ્વર દ્વીપના પટનો ટુકડો છે. તેનો અરધો ભાગ ખંડિત થઈ ગયો છે. આ પટ્ટ સુંદર

કારીગરીવાળો છે. તેની પાસે સફેદ મકરાણાના તોરણનો એક ટુકડો પણ પડેલો છે.

દેરી નં. ૨૬માં મૂ૦ ના૦ ની બંને બાજુએ જુદી જુદી જાતના સુંદર વૃક્ષોના પરિકરયુક્ત બે જિનમૂર્ત્તિઓ છે. બંને મૂર્ત્તિઓમાં એક એક શ્રાવક અને શ્રાવિકા એકમાં હાથ જોડીને અને બીજામાં પૂજાની સામગ્રી લઈને ઊભેલાં કોતરાયેલાં છે.

ભમતીની દેરીઓનાં બારણાં સરસ્વતી દેવીના ગભારા સાથે ગણતાં ૪૨ છે. ભમતીમાં કુલ ભોંયરાં ત્રણ છે.

અહીંના મંદિરમાં લગભગ ૫૦ ધાતુની જિનમૂર્ત્તિઓ છે. તેમાંથી માત્ર એક બે સિવાય બધી પ્રાચીન આકૃતિની છે. લગભગ ૧૦–૧૨ મૂર્ત્તિઓ પર લેખ નથી; બાકી બધી પર લેખ છે. કેટલીક મૂર્ત્તિઓના લેખોમાં સંવત નથી પણ તે બધી પ્રાચીન લિપિની છે, સંવતવાળી મૂર્તિઓમાં ૧૧, ૧૨, અને ૧૩ મી શતાબ્દિના લેખો વધારે પ્રમાણમાં છે.

આ મંદિરમાં કુલ જિનબિંબ નીચે પ્રમાણે છે:—

મૂળગભારામાં કુલ આરસનાં જિનબિંબ ૩, અને ધાતુની મૂર્ત્તિઓ ૬ છે. ગૂઢમંડપમાં પરિકરવાળા જિનબિંબ ૨, અને પરિકર વિનાનાં ૬ તથા ચોવિશીના પટ ૨ છે. આચાર્ય મહારાજની મૂર્ત્તિ ૧ છે.

છચોકીમાં વૃક્ષના પરિકરવાળી જિનમૂર્ત્તિ ૧, મહેન્દ્ર-સૂરિજીની મૂર્ત્તિ ૧, ચૌમુખજી ૧, તથા દાદાજીનાં પગલાં યુક્ત દેરી ૧ છે.

ભમતીની દેરીઓમાં પરિકર વિનાની મૂર્તિઓ ૭૮,

એકતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિઓ ૮, વૃક્ષના પરિકરવાળી મૂર્ત્તિઓ ૩, ત્રિતીર્થીના પરિકરવાળી ૨, પંચતીર્થીના પરિકરવાળી ૭ અને સરસ્વતી દેવીની મૂર્ત્તિ ૧ છે. દેરીઓ ઉપર કુલ શિખર ૪૩ છે. મૂળ મંદિર ઉપર પણ શિખર છે.

સરસ્વતી દેવીના ગભારામાં એક દરવાજા ઉપર છચોકી તથા મંડપો ઉપર ઘુમ્મટો છે. સરસ્વતીના ગભારામાં ધાતુની પંચતીર્થી ૩, ત્રિતીર્થી ૧૬, એકતીર્થી ૨૮, કાઉસગ્ગિયા ૧, અને અંબાજીની મૂર્ત્તિ ૧ છે.

અહીંના મંદિરની ભમતીમાં જેટલી મૂર્ત્તિઓ બિરાજમાન છે તે બધી આ જ મંદિરના ભોંયરામાંથી સં૦ ૧૯૩૨માં શ્રીઋદ્ધિસાગર યતિની વિદ્યમાનતામાં નીકળી હતી અને તે જ વખતે તેમની પ્રતિષ્ઠા કરવામાં આવી હતી; એમ પીંડવાડાના શ્રાવકોથી ચોક્કસ અને ખાતરી ભરી હકીકત જાણવામાં આવી છે. સં૦ ૧૯૩૬ માં પણ બીજા ભોંયરામાંથી બીજી ધાતુની મૂર્ત્તિઓ નીકળી હતી. આ મૂર્ત્તિઓને અપૂજ સ્થિતિમાં જ બહાર મૂકવામાં આવી હતી. પણ સં૦ ૧૯૭૭ થી તેની પૂજા કરવાનું શરૂ થયું છે. મંદિરમાં જીર્ણોદ્ધારની જરૂર છે. મૂર્ત્તિઓ, પબાસણ, પરિકર વગેરેની સફાઈ તથા ચક્ષુ–ટીલાં નવાં નંખવવાની ખાસ અગત્ય છે.

અહીં ૧ જૂની ધર્મશાળા છે પણ તે પડી ગયેલી હોવાથી ત્યાં જ નવી ધર્મશાળા બંધાવવાનું કામ શરૂ થયેલું છે. લગભગ પંદર ઓરડીઓ બંધાવવાનું કામ ચાલુ છે. પણ પૈસા વિના કામ અધૂરું મૂકયું છે.

અહીં પોરવાડ શ્રાવકોનાં ઘર ૫ અને ઓશવાળ શ્રાવકોનાં ૩ ઘર છે.

**ગોપાળજીનું મંદિર.×**

" અહીં ગોપાળજીનું મંદિર પુરાણું છે. તેની મરમ્મત પાછળથી થયેલી છે. આ મંદિરની ફરશમાં બઘેલ (સોલંકી) રાજા અર્જુનદેવના સમય વિ૦ સં૦ ૧૩૨૦ (ઈ. સ. ૧૨૬૩)નો શિલાલેખ લાગેલો છે.

" આ મંદિરની બહાર એક વાવડીની પાસે પરમાર રાજા યશોધવલના સમય વિ૦ સં૦ ૧૨૦૨ ( ઈ. સ. ૧૧૪૫ )નો તથા પરમાર રાજા ધારાવર્ષના સમય વિ૦ સં૦ ૧૨૪૭ (ઈ. સ. ૧૧૯૦)નો લેખ પડેલો મળ્યો છે. આ બધા લેખો ઉપર સેંકડો વર્ષ સુધી વરસાદ પડવાના કારણે ખરાબ થઈ ગયા છે, તોપણ તેમાં લેખેલા સંવત અને રાજાઓના નામો પ્રાચીન ઇતિહાસ માટે ખૂબ ઉપયોગી છે. અહીં બીજાં પણ કેટલાંક મંદિરો તૂટેલી હાલતમાં પડેલાં છે.

" ગામની નજીક ખેતરોમાં પણ સૂર્ય વગેરેની મૂર્તિઓ પડેલી મળી છે, જે વસંતગઢથી લાવેલી હોય એવું અનુમાન થાય છે. "

**માર્કંડેશ્વર મહાદેવ અને સરસ્વતી દેવી:**

અજારી ગામથી લગભગ ૧ માઈલ દૂર ભાખરી પાસે શ્રીમાર્કંડેશ્વર મહાદેવનું પ્રાચીન મંદિર છે. હિંદુઓમાં આ

×सिरोही राज्यका इतिहास પૃ. ૨૭ ઉપરથી.

તીર્થ પવિત્ર મનાય છે. ત્યાં કુંડ અને ધર્મશાળા વગેરે છે. લોકો આ કુંડમાં મૃત મનુષ્યોનાં અસ્થિ લાવીને નાંખે છે. અને જે આત્માઓની સદ્‌ગતિ થતી નથી તેમને માટે અહીં ષોડશી વગેરે શ્રાદ્ધ કરવામાં આવે છે.

તેની પાસે સરસ્વતી દેવીનું એક નાનું પણ પ્રાચીન દેરું છે. તેમાં શ્રીસરસ્વતી દેવીની શ્યામવર્ણી ઊભી મૂર્તિ સ્થાપિત કરેલી છે. આ સ્થાન પ્રાચીન મનાય છે અને ઘણા ય લોકો આ દેવીની માનતા–બાધા રાખે છે. કાશ્મીરની સરસ્વતી ભારતભરમાં પ્રથમ નંબરે વખણાય છે અને તે પછી બીજે નંબરે આ દેવીની ગણતરી થાય છે.

## ૬૪. ચવરલી

અજારીથી નૈઋત્યખૂણામાં ૨ા માઈલ અને પીંડવાડાથી નૈઋત્યખૂણામાં ૪ાા માઈલ દૂર "ચવરલી" નામનું ગામ બનાસ નદીના કિનારે ભાખરીની ઓથમાં આવેલું છે. આ ગામ પીંડવામાં તહેસીલમાં છે.

### ખંડિત જૈનમંદિરઃ

અહીં એક જૈન મંદિર ખાલી પડ્યું છે. આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી સભામંડપ, શૃંગારચોકી શિખર, અને ભમતીના કોટયુક્ત બનેલું છે તેમાં અરધું શિખર પડી ગયું છે અને ગૂઢમંડપની ભીંતો જીર્ણ થઈ ગઈ છે. કોટની ભીંતોની નીચેનો ભાગ

હજુ સાબૂત છે. ઉપરનો થોડો ભાગ જ તૂટી ગયો છે. શૃંગારચોકીનો મંડપ તથા ઘુમ્મટ તૂટેલાં છે. મંદિરના કંપાઉન્ડનો દરવાજો સાબૂત છે. મંડપ, મૂળગભારાના દરવાજા, સ્તંભો, ઘુમ્મટ વગેરે પથ્થરનું બનેલું બધું કામ ઊભું છે, આ મંદિરની બધી મૂર્ત્તિઓ નાંદિયા લઈ જવામાં આવી છે.

મંદિરના પાટડા પરના સં૦ ૧૬૬૦ના લેખથી માલમ પડે છે કે તે વખતે સાધુઓ અહીં યાત્રા કરવા આવ્યા હતા અને વસંતગઢના સં૦ ૧૬૭૫ના લેખથી જણાય છે કે તે વખતે કેટલાક સાધુઓએ અહીં ચોમાસું કર્યું હતું.

**શામળાજીનું મંદિર :**

આ મંદિરની બાજુમાં જ શામળાજીનું એક વૈષ્ણવ મંદિર છે; તેની બહાર સરઈ છે; તેમાં સં૦ ૧૫૮૧ના લેખમાં આ ગામને વસંતપુર તરીકે ઓળખાવેલું છે. **वसंतपुर ग्रामे लोहार**........આ સરઈ લોહારે બનાવેલી છે, તેનાં નામો વગેરે પણ લેખમાં ઉલ્લેખાયેલાં છે.

હાલમાં અહીં પલ્લીવાલ જૈનનું ઘર ૧ છે. ઉપાશ્રય કે ધર્મશાળા પણ નથી. પહેલાં અહીં જૈનોની વસ્તી વધુ હોવાનો સંભવ છે.

## ૬૫. વસંતગઢ

ચવરલીથી નૈર્ઋત્યખૂણામાં ૨ માઈલ અને પીંડવાડાથી દક્ષિણમાં ૫ માઈલ દૂર "વસંતગઢ" નામનું ગામ આવેલું છે.

**ખંડિત જિનમંદિર :**

ગઢમાં એક વિશાળ જૈન મંદિર ખંડિત અવસ્થામાં પડેલું છે. આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભા-મંડપ, શિખર, મૂળ દરવાજાથી બંને બાજુની ભમતીમાં ઓરડીઓ તથા ગોખલાના ખંડ ૨૦ (ત્રણ ખંડમાં ગોખલા કે દેરી કાંઈ નથી), શૃંગારચોકી અને ભમતીના કોટયુક્ત બનેલું છે. આ મંદિરનાં શૃંગારચોકી, દેરીઓ, સભામંડપ, અને છચોકી તથા જૂનો કોટ હજુ સાબૂત ઊભો છે. મૂળ-ગભારો, શિખર અને ગૂઢમંડપ પડી ગયેલાં છે. તેને સમ-રાવવા માટે થોડાં વર્ષો પહેલાં જ કામ શરૂ કરેલું હતું અને ૮–૧૨ ફૂટ સુધીની ઈંટોની ભીંત તૈયાર થયા પછી કામ બંધ પડ્યું છે પણ બંધ પડવાનું ખરું કારણ જાણી શકાયું નથી. સંભવત: જૈન વસ્તી અહીં બિલકુલ ન હોવાથી તથા બીજું રક્ષણનું સાધન ન હોવાથી જીર્ણોદ્ધાર કરાવવાનું બંધ રાખ્યું હશે; એમ લાગે છે.

પહેલાં જ્યારે આ મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી ફરી પ્રતિષ્ઠા થઈ ત્યારે મૂ૦ના૦ તરીકે શ્રીશાંતિનાથ ભગવાનની મૂર્ત્તિ બિરાજમાન કરેલી હતી, જે અત્યારે ખંડિત અવસ્થા-વાળી છચોકીમાં મૂકવામાં આવી છે. આ મૂર્ત્તિ અત્યંત મનોહર અને ભવ્ય છે. તેનો આરસ તાંબાની માફક અવાજ કરે છે અને એ મૂર્ત્તિ ઉપર સં૦ ૧૫૦૭નો લેખ છે.

આ મંદિર ક્યારે બન્યું અને કોણે બંધાવ્યું, એ જાણવાનાં ખાસ સાધનો મળ્યાં નથી; છતાં પરિકરની સફેદ મકરાણાની ગાદી; જેમાંના લેખના સંવતનો ભાગ ખંડિત

થઈ ગયો છે તે લેખની કોરણી અને લિપિ વગેરે જોતાં તથા શ્રીનન્નસૂરિની પ્રતિષ્ઠિત હોવાથી ૧૧–૧૨મી શતાબ્દિનો હોવાનો વધારે સંભવ જણાય છે. વળી તેની પાસેના એક પથ્થરમાં લેખ છે. જો કે તેમાં સંવત્ નથી. પરંતુ તેની લિપિ લગભગ ૮–૯ મી શતાબ્દિની હોવાનું જણાય છે.

આ મંદિરની જમણા હાથ તરફની ભમતીની દેરીઓના ભાગમાં એક ભોંયરું નીકળ્યું છે. તેમાંથી થોડાં વર્ષો પહેલાં ધાતુના બે મોટા કાઉસગ્ગિયા પણ નીકળ્યા હતા; જેના ઉપર સં૦ ૭૪૪ના લેખો છે, ભોંયરામાંથી નીકળેલી બધી ધાતુની મૂર્તિઓની સ્થાપના પીંડવાડામાં સં૦ ૧૯૬૪માં જ્યારે મંદિરના દંડ–કલશ વગેરેની પ્રતિષ્ઠા કરાવવામાં આવી તેની સાથે જ થઈ હતી. પીંડવાડાના મહાવીરસ્વામીના મંદિરના ગૂઢમંડપ અને સંભવનાથજીના ગભારામાં આ બધી મૂર્તિઓ ભોંયરામાં રાખી છે. આ બધાં કારણો ઉપરથી આ મંદિર ૮ મા સૈકાનું અથવા તે પહેલાંનું બનેલું હોવું જોઈએ.

અહીં મૂળગભારાનો દરવાજો નવો લગાવ્યો છે. તેની બારશાખમાં મંગળમૂર્ત્તિની લાઈનમાં મંગળમૂર્તિ સહિત જિનમૂર્ત્તિઓ ૫ અને કાઉસગ્ગિયા ૬ કોતરેલા છે. એ જ પ્રમાણે મૂર્તિઓ અને કાઉસગ્ગિયા, કોતરાયેલ બારશાખની ઉપરના બે ત્રણ જૂના પથ્થરો ( ઉત્તરંગા ), સ્તંભો ઉપરની ચોકીઓમાં ત્રણે બાજુએ એક એક જિનમૂર્ત્તિ, કોતરેલા પાંચ–સાત પથ્થરો તથા મંગળમૂર્તિ તરીકે કોતરેલી જિનમૂર્તિઓ-વાળા પથ્થરો, ખંડિત મૂર્ત્તિઓના અંગોપાંગો, મંદિરમાં જ્યાં ત્યાં પડેલાં જોવામાં આવે છે.

ઉક્ત મંદિરથી આગળ ચાલતાં વસંતગઢનો બીજી તરફનો પથ્થરનો મોટો દરવાજો આવે છે, તેનો ઉપરનો ભાગ પડી ગયો છે. બંને બાજુની ભીંતો ઊભી છે. આ દરવાજાની અંદરના ભાગમાં ઉપર્યુક્ત મંદિરની આસપાસ ચારે તરફ પડી ગયેલાં મંદિરો અને મકાનોનાં ભગ્નાવશેષ પડેલાં જોવાય છે.

### ગામની પ્રાચીનતા*

" આ વસંતગઢને " વસંતપુર " પણ કહે છે. લોકોમાં આ " વાંતપરાગઢ " નામે પણ પ્રસિદ્ધ છે; જે વસંતગઢનો અપભ્રંશ છે. સિરોહી રાજ્યના ઘણાં પુરાણાં સ્થાનોમાંનું આ એક છે. આજ સુધી આ રાજ્યમાં જેટલા શિલાલેખો મળ્યા છે, તેમાં સૌથી પ્રાચીન શિલાલેખ વિ. સં. ૬૮૨ ( ઈ. સ. ૬૨૫ )નો અહીંથી મળ્યો છે. આ લેખ પથ્થરોના ઢગલામાંથી મળી આવ્યો છે.

" આ લેખથી જણાય છે કે, " અહીંની એક પહાડી ઉપર ક્ષેમકરી ( ક્ષેમાર્યા ) નામની દેવી; જેને લોકો ખીમેલ માતા પણ કહે છે, તેનું મંદિર સત્યદેવ નામના પુરુષે સં. ૬૮૨ માં બંધાવ્યું હતું. ( તેનો જીર્ણોદ્ધાર થોડાં વર્ષો પહેલાં જ થયો છે. ) આ મંદિર બન્યું તે સમયે આ પ્રદેશ વર્મલાત રાજાના અધિકારમાં હતો. આબુ તથા તેની આસપાસનો દેશ ઉક્ત રાજાના સામંત રાજિલ્લના અધિકારમાં હતો, જે વજ્રભટ ( સત્યાશ્રય )નો પુત્ર હતો. " વર્મલાત રાજા કયા વંશનો હતો, એ સંબંધમાં ઉક્ત લેખમાં કંઇ પણ લખ્યું

---

*सिरोही राज्यका इतिहास પૃ. ૨૯ ઉપરથી.

નથી પરંતુ અનુમાન છે કે તે ચાવડા વંશનો હોય. કેમકે તેની રાજધાની ભીનમાલ (શ્રીમાલ) નગર (જોધપુર રાજ્ય)માં હતી. ભીનમાલના રહેવાસી જિષ્ણુના પુત્ર બ્રહ્મગુપ્ત નામક જ્યોતિષીએ શક સં. ૫૫૦, વિ૦ સં૦ ૬૮૫માં **स्फुटआर्यसिद्धांत** નામક જ્યોતિષનો ગ્રંથ રચ્યો છે, જેમાં તેણે લખ્યું છે કે, તે સમયે ત્યાં ચાપ (ચાવડા) વંશી વ્યાઘ્રમુખ રાજા હતો. સંભવ છે કે વ્યાઘ્રમુખ ઉક્ત રાજા વર્મલાતનો ઉત્તરાધિકારી હોય.

"ઉપર્યુક્ત લેખથી ભીનમાલના રહેવાસી પ્રસિદ્ધ કવિ માઘનો સમય નિશ્ચિત થાય છે. કેમકે તે પોતાના રચેલા **शिशुपालवध** નામના મહાકાવ્યમાં લખે છે કે: તેના દાદા સુપ્રભદેવ, રાજા વર્મલાતના મુખ્ય મંત્રી (સર્વાધિકારી) હતા. સુપ્રભદેવ, આ વર્મલાત રાજા, જે વિ૦ સં૦ ૬૮૨માં વિદ્યમાન હતો, તેનો સમકાલીન હતો. આથી સુપ્રભદેવના પૌત્ર માઘ કવિનો સમય ૭મી શતાબ્દિના અંતમાં હોવાનું નક્કી થાય છે.

"અહીંથી બીજો લેખ મળ્યો છે, જે પરમાર રાજા પૂર્ણપાલના સમયનો છે. તેમાં ઉત્પલ રાજથી પૂર્ણપાલ સુધીની આબુના પરમારોની વંશાવલી આપેલી છે. આમાં જ લાહિનીની હકીકત પણ આપેલી છે.

"મહારાણા કુંભા, જેને કિલ્લાઓ બંધાવવાનો શોખ હતો અને જેણે આબુ ઉપર વિ૦ સં૦ ૧૫૦૯માં અચલગઢનો કિલ્લો બંધાવ્યો, તેણે જ પ્રાચીન વસ્તીવાળા આ ભાગની પાસે એક વિશાળ ઊંચી ભાખરી પર મોટો કિલ્લો બંધાવ્યો

હતો. ત્યારથી જ વસંતપુરના બદલે "વસંતગઢ" એ નામ પ્રસિદ્ધ થયું હોય એ સંભવિત છે.

"કિલ્લાની ભીંતો ઉપરનો ઘણોખરો ભાગ પડી ગયો છે. દરવાજો સાવ પડી ગયો છે. વસ્તીના બીજી તરફના દરવાજા આગળના ભાગમાં ગરાસિયા વગેરેનાં છૂટાં છવાયાં ખોરડાં ખેતરો અને અરટ વગેરે છે."

**લાણવાવ ( લાહિની વાપી[1] ):**

"ઉપર્યુક્ત કિલ્લાના દરવાજાની આગળ એક પ્રાચીન વાવ છે. પરમાર રાજા ધંધુકના ઉત્તરાધિકારી જ્યેષ્ઠ પુત્ર, જેનો સં૦ ૧૦૯૯નો શિલાલેખ આ ગામમાંથી જ મળ્યો છે, તેની નાની બહેન લાહિની નામે હતી. તેનો વિવાહ વિગ્રહરાજ[2] સાથે થયો હતો. તે વિધવા થતાં પોતાના ભાઈને ત્યાં ચાલી આવી અને વસિષ્ઠપુર ( વસંતગઢ )માં જ રહીને તેણે તૂટેલા સૂર્યમંદિરને નવેસરથી બંધાવ્યું. અત્યારે આ મંદિર બિલકુલ તૂટી ગયું છે. વળી લોકોને પાણી પીવા માટે વાવડીનો જીર્ણોદ્ધાર કરાવ્યો. આ વાવડી આ લાહિનીના નામ ઉપરથી આજે પણ લાણવાવ (લાહિનીવાપી) કહેવાય છે. આજે પણ આ વાવ ચાલુ છે. તેની આસપાસ હિંદુઓનાં મંદિરો ખંડિત અને સાબૂત હાલતમાં જોવાય છે.

૧ **सिरोही राज्यका इतिहास** પૃ૦ ૩૦ ઉપરથી.

૨ શિલાલેખમાં વિગ્રહરાજની વંશાવલી આ પ્રકારે છેઃ—યોટ નામનો દ્વિજ પોતાના જ બાહુબળથી રાજા થયો. તેના વંશમાં ભવગુપ્ત રાજા થયો. પછી તે જ વંશમાં સંગમરાજ થયો. તેનો પુત્ર ચચ અને તેનો પુત્ર વિગ્રહરાજ હતો.

"આ વાવમાં લાગેલા લેખમાં આ સ્થાનનું નામ "વટપુર" અને "વસિષ્ઠપુર" લખેલું મળે છે. આ લેખ પરમારોના પ્રાચીન ઈતિહાસના પરમ ઉપયોગી સાધનરૂપ છે. "વસંતપુર" નામ "વસિષ્ઠપુર" ઉપરથી જ પડ્યું લાગે છે. અહીં વટેશ્વરનું મંદિર પણ છે, અને "સરસ્વતી" નામની નાની નદી હમેશાં વહેતી રહેવાના કારણે વટનાં વૃક્ષ ઘણાં છે, તેના પરથી "વટેશ્વર" અને "વટપુર" નામોની ઉત્પત્તિ હોવી જોઈએ; એમ લાગે છે.

"અહીં એક મોટું તળાવ પણ હતું. કહેવાય છે કે, ગૂજરાતના સુલતાન મહમ્મદ બેગડાએ તલાવ તોડી નાખ્યું અને વસન્તગઢને ઉજ્જડ કરી નાખ્યું. છતાં પાછળથી કંઈક આબાદ થયું હતું. પરંતુ અત્યારે તો વિશેષે કરીને ખેતી કરનારા ભીલો અને ગરાસિયા લોકો જ વસે છે."

**બ્રહ્માજીનું મંદિર:**

જરા ઊંચાણ ભાગમાં એક હિંદુ મંદિરને થોડા વર્ષો પહેલાં સમરાવવાનું શરૂ કરેલું; જેનો શિખર સુધીનો, ઈંડુ—કળશ ચઢાવવાનો અને બહારના ભાગમાં ભીંતો અને કોટ વગેરેનો ભાગ પૂર્ણ રીતે ચણાયેલો છે, માત્ર થોડો જ ભાગ બાકી રહેલો છે. તેમાં સ્થાપન કરવા માટે બ્રહ્માજીની એક મોટી પુરુષપ્રમાણ મૂર્ત્તિ, નવી કરાવેલી મંદિરની ભમતીના ખુલ્લા ભાગમાં સુવાડેલી પડી છે. શા કારણથી આ કામ અધૂરું હશે અને પ્રતિષ્ઠા નહિ કરાવી હોય, તે જણાતું નથી.

**ખંડિત હિંદુ મંદિર:**

ઉક્ત મંદિરની પાસે ભગ્નાવશેષ એક વિશાળ મંદિર

પડેલું છે. મંદિર, કાળા મજબૂત પથ્થરોથી બનેલું છે; તેનો ઘણો ભાગ ઊભો છે. આ હિંદુઓનું મંદિર હોવું જોઈએ. કેમકે ભમતીની બે દેરીઓની બારશાખામાં મંગળ-મૂર્ત્તિ તરીકે ગણેશની મૂર્ત્તિ કોતરેલી છે.

**ગઢ :**

આ દરવાજાથી ૧ માઈલ દૂર "ગઢ" નામનું ગામડું છે. અહીં રાજ્યનું થાણું તથા લોકોનાં લગભગ ૫૦ ઘરો છે અને પલ્લીવાલ જૈન મોદીનાં ૩ ઘરો છે.

## ૯૯. ડુંગરી

વસંતગઢથી પશ્ચિમમાં ૩ માઈલ અને બનાસ સ્ટેશનથી પૂર્વમાં ૧ માઈલ દૂર "ડુંગરી" નામનું ગામ આવેલું છે.

અહીં જૈનમંદિર સાવ પડી ગયેલું પણ જોવા–જાણવામાં આવ્યું નથી. ગામ તો જૂનું લાગે છે. ગામની બહાર બે ત્રણ સરઈ ઊભી છે. તે બધી લગભગ ૧૬–૧૭મી શતાબ્દિની છે. તેમાં એક ચોતરા પર એક પથ્થર છે. તેમાં એક તરફના એક મનુષ્યના હાથમાં પૂજાની સામગ્રી છે. તેની પાસે તેની સ્ત્રી ઊભેલી છે. બીજી બાજુમાં સ્ત્રીનો ચુડલાવાળો હાથ કોતરેલો છે.[1] ત્રીજી બાજુમાં ગણપતિની મૂર્ત્તિ કોતરેલી છે. તે સરઈ નીચે લેખમાં कुणबी जाति લખેલું હોવાથી

---

૧ જે સરઈમાં ફક્ત સ્ત્રીનો ચુડલાવાળો હાથ કોતરેલો હોય તે સ્ત્રી તેના પતિની સાથે બળીને સતી થઈ હોય એમ બતાવે છે.

જણાય છે કે કણબી જાતિમાં પણ આગળ સતી થવાનો રિવાજ હશે. વડલા નીચેની સોળમી શતાબ્દિની સરઇમાં डूगरीरात એ પ્રમાણે રાત શબ્દ લખેલો છે.

## ૬૭. કોજરા

ડુંગરીથી ઉત્તરમાં ૨ાા માઇલ અને બનાસ સ્ટેશનથી ઉત્તરમાં ૨ાા માઇલ દૂર "કોજરા" નામનું ગામ આવેલું છે અને તે પીંડવાડા તહેસીલમાં છે.

**શ્રીસંભવનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ના૦ શ્રીસંભવનાથ ભગવાનનું મંદિર છે. મૂર્ત્તિ મનોહર છે. તેના પર લેખ નથી. મૂ૦ ના૦ની બંને બાજુની મૂર્તિઓ પર લેખો હતા; પણ ઘસાઈ ગયા છે. એક મૂર્તિ પર સં૦ ૧૨૨૪ નો લેખ હોય તેમ લાગે છે. અહીંના ગૂઢમંડપના એક સ્તંભ પર પણ સં૦ ૧૨૨૪ નો લેખ છે. તેમાં આ મંદિરને શ્રીપાર્શ્વનાથ ભ૦નું મંદિર લખ્યું છે. તેમાં રાણા રાવસીએ એક સ્તંભ કરાવ્યાનો ઉલ્લેખ છે. પાછળથી કે જીર્ણોદ્ધાર સમયે શ્રીપાર્શ્વનાથ ભગવાનને બદલે શ્રીસંભવનાથ ભ૦ની મૂર્તિ મૂ૦ના૦ તરીકે બિરાજમાન કરી હશે; એમ લાગે છે.

ધાતુની પંચતીર્થી પર લેખ છે પણ તેનો થોડો ભાગ ખંડિત થયેલો હોવાથી પાછળ અને આગળ તાંબાનું પતરું જડી દીધું છે. મૂ૦ના૦ની ગાદીમાં નીચે આડું ધર્મ-ચક્ર અને તેની બંને બાજુએ એકેક હરણ અને સિંહ છે.

ગાદી અને પબાસણ પ્રાચીન જણાય છે. તેની એક બાજુમાં શ્રાવક અને બીજી બાજુમાં શ્રાવિકા જમણો ઢીંચણ ઊંચો રાખી, હાથ જોડી, ચૈત્યવંદન કરતાં હોય તેવી બેઠેલી આકૃતિઓ કોતરેલી છે.

આ મંદિરમાં મૂ૦ના૦ની સાથે કુલ જિનબિંબ ૫, પરિકરમાંથી છૂટા પડી ગયેલા કાઉસગ્ગિયા ૨, અને ધાતુની પંચતીર્થી ૧ છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર અને ભમતીના કોટયુક્ત કાળા મજબૂત પથ્થરથી બનેલું છે.

અહીં ૧ ઉપાશ્રય અને ૧ ધર્મશાળા છે. બીજી ધર્મશાળા માટે મંદિરની બંને બાજુએ થોડી જમીન પડી છે.

અહીંના મંદિર ઉપરનો ધ્વજાદંડ તૂટી ગયો છે. તે માટે નવો તૈયાર કરાવેલો ધ્વજાદંડ આઠ વર્ષથી એમ ને એમ પડયો છે. શ્રાવકો પાસે પંચોના રૂપિયા હોવા છતાં હજી સુધી દંડ ચડાવતા નથી.

આ ગામ સિરોહીના મહારાવ સુરતાણે વિ૦ સં૦ ૧૬૩૪ માં પોતાના પુરોહિતોને દાનમાં આપ્યું હતું.

**પરશુરામ વિષ્ણુ મંદિર:+**

" અહીં પરશુરામનું એક પ્રસિદ્ધ વિષ્ણુ મંદિર છે, જેનો જીર્ણોદ્ધાર લગભગ ૨૦૦ વર્ષો પહેલાં થયો છે. આ તરફ પરશુરામનાં મંદિર બહુ થોડાં જોવામાં આવે છે. "

+सिरोही राज्यका इतिहास પૃ. ૩૨ ઉપરથી.

## ૬૮. નાંદિયા

કોજરાથી વાયવ્યખૂણામાં ૩ા માઈલ, પીંડવાડા સ્ટેશનથી પશ્ચિમમાં પાા માઈલ અને બામણવાડાથી નૈઋત્ય ખૂણામાં ૩ા માઈલ દૂર મગરીની ઓથમાં "નાંદિયા" નામનું ગામ આવેલું છે. આ ગામ પીંડવાડા તહેસીલમાં છે.

### (૧) શ્રીમહાવીરસ્વામી ભ૦નું મંદિર :

અહીં બે જૈન મંદિરો છે. તેમાંથી એક ગામથી પશ્ચિમ દિશામાં ૨ ફર્લાંગ દૂર પહાડની એક ટેકરીની ઓથમાં મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામીનું ભવ્ય અને પ્રાચીન મંદિર આવેલું છે. આ મંદિર નંદીશ્વર દ્વીપની સ્થાપના તરીકે બાવન જિનાલયનું હોવાથી તે "નંદીશ્વર ચૈત્ય" કહેવાય છે અને "જીવિતસ્વામી"ના મંદિર તરીકે પણ આની પ્રસિદ્ધિ છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગારચોકી અને દેરીઓ વગેરેથી યુક્ત વિશાળ છે.

મૂળગભારામાં મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામીની મનોહર, વિશાળ અને ભવ્ય પ્રાચીન મૂર્તિ છે. પરિકર પ્રાચીન અને જુદા પ્રકારનું છે. પરિકરની નીચે ગાદીમાં ઊભું ધર્મચક્ર છે. તેની બંને બાજુએ એકેક હરણ છે, અને તેની બંને બાજુએ એકેક સિંહ છે. પરિકરના ઉપરના ભાગમાં સૌથી નીચે સિંહ છે અને તેના ઉપર દેવ—દેવીની મૂર્તિનું યુગલ છે. દેવના હાથમાં સારંગી છે. તેના ઉપર નર–નારીનું જોડલું છે. નરના હાથમાં પુષ્પમાળા છે. દેવી

અને નારીઓના હાથમાં પૂજાની સામગ્રી છે. એ જ પ્રમાણે બીજી તરફ પણ છે. પરિકરમાં જ ભગવાનના મસ્તક પાછળ વિશાળ ભામંડળ અને મસ્તક ઉપર છત્ર બનેલું છે. ભગવાનની બંને બાજુએ બે મોટા ભવ્ય ઈંદ્રો હાથમાં ચામર લઈને ઊભા છે.

ભગવાનની આગળ સુંદર નકશીદાર મકરાણાના પથ્થરના બે સ્તંભો અને તેના ઉપર સુંદર તોરણો છે. સ્તંભો અને તોરણોમાં, કાઉસગ્ગિયા અને ભગવાનની બેઠી મૂર્તિઓ કુલે ૫૧, યક્ષ ૧ યક્ષિણી ૧, શ્રાવક ૨, અને શ્રાવિકા ૨ ની મૂર્તિઓ કોતરેલી છે.

આ મંદિરમાંથી સં૦ ૧૧૩૦ થી ૧૨૧૦ સુધીના ભીંત અને સ્તંભો ઉપરના કુલે પાંચ લેખો મળી શક્યા છે. બાવન દેરીઓના દરવાજા પર લેખો હતા પણ તે પર કલાઈ કરાવેલી હોવાથી કેટલાક દબાઈ ગયા છે અને કેટલાક વંચાયા તે ઊતાર્યા છે. તે લેખો લગભગ ૧૫મી શતાબ્દિના છે.

આ મંદિરની શૃંગારચોકીની પછી પ્રવેશ કરતાં પહેલાં ડાબા હાથ તરફ એક જૂની ઓરડી છે, તેમાં ચૂનો ભરાય છે. તેની પાસે એક ઓસરી (ઢલાણ—એક ઢાળિયું પાકું છતબંધી) છે. જમણા હાથ તરફના ચોકમાં રાયણનું વૃક્ષ છે. તેની પાસે એક ખૂણામાં હાલમાં નવો જ કરાવેલો એક પાણી ભરવાનો હોજ છે. તેની અંદર શૃંગારચોકીની દીવાલના એક પથ્થરમાં સં૦ ૧૧૩૦નો લેખ છે, તેમાં તેની પાસે શિવગણ નામના ગૃહસ્થે એક વાવડી કરાવ્યાનો

ઉલ્લેખ છે. પણ હાલમાં આ મંદિરની નજીકમાં ક્યાંઈ વાવડી હોય તેમ જણાતું નથી. કદાચ આ મંદિરની પાસે હશે પણ પાછળથી પૂરી નાખવામાં આવી હશે; એમ લાગે છે. ગામના ઝાંપામાં શિવાલય પાસે એક જૂની વાવડી મોજુદ છે; આ વાવ ઉક્ત લેખવાળી હોવાનો સંભવ નથી. વળી એ જ લેખમાં "નંદિયકચૈત્ય" લખ્યું છે, એ ઉપરથી આ ગામ ૧૨મી શતાબ્દિથી યે પ્રાચીન હોવાનું સિદ્ધ થાય છે.

**ચંડકૌશિક-દંશ સ્થાપના :**

આ મંદિરની પાસે જ એક દેરીમાં પહાડના જ પથ્થરમાં એક પગલું કોતરેલું છે, અને ચરણની પાસે જ પથ્થરમાં મોટી અને લાંબી સર્પની એક આકૃતિ કોતરેલી છે. કહેવાય છે કે:—શ્રીમહાવીરસ્વામી ભગવાનને ચંડકૌશિક-દંશનો પ્રસંગ અહીં જ આ સ્થળે બન્યો હતો, તેથી તેની સ્થાપના અહીં કરેલી છે. આ સ્થાપના હશે કે સત્ય હશે તેનો નિર્ણય કરવાની જરૂર છે. એ જ ચરણ અને સર્પની આકૃતિવાળા પથ્થરમાં જ જરા ઊંચે બહુ જ પ્રાચીન લિપિમાં એક લાઈનમાં ૭-૮ અક્ષરો લખેલા છે. તેનો ભાવાર્થ સમજાય તો કંઈક નિર્ણય થઈ શકે.

**જીર્ણોદ્ધાર:**

પ્રસ્તુત મંદિર કોણે ક્યારે બંધાવ્યું તેની માહિતી માટે લેખાદિ સામગ્રી મળી શકી નથી. પરંતુ મંદિરના સભામંડપના સ્તંભ પર, સં૦ ૧૨૦૧માં એ સ્તંભ કરાવ્યાનો ઉલ્લેખ છે. આ ઉપરથી જણાય છે કે, ઉક્ત સમયમાં આ મંદિરનો જીર્ણોદ્ધાર થયો હશે. મૂળ મંદિર તેથી પણ પ્રાચીન હશે; એમ લાગે છે.

આ મંદિરની ભમતીમાં યક્ષ કે શ્રાવકની મૂર્ત્તિ ૧ છે. તેનું ગજવાહન, બે હાથમાંથી 'એકમાં વરદાન અને બીજામાં લાંબી કંઈક વસ્તુ જણાય છે. માથે મુગટ, ગળામાં હાર, શરીર પર ખેસ, હાથમાં બાજુબંધ વગેરે છે. આવી મૂર્ત્તિ કોની હશે ? યક્ષ અથવા શ્રાવકની મૂર્ત્તિઓ કુલે ૨ છે.

ડાબા હાથની ભમતીમાંથી દેરીઓની પાછળ જવાનો એક દરવાજો છે. ત્યાંથી પાછળ જતાં એક મોટો ચોક આવે છે. તેના એક ખૂણામાં પાકું પથ્થરનું દલાણ બનેલું છે, તે આખા દલાણની નીચે એક ભોંયરું નીકળ્યું છે. જે તદ્દન ખાલી હાલતમાં છે.

આ મંદિરમાં કુલે કેટલી મૂર્ત્તિઓ છે, તેની સંખ્યા નીચે મુજબ છે:—

**મૂળ ગભારામાં :**

પ્રાચીન પરિકરયુક્ત આરસની મૂ૦ ના૦ની મૂર્ત્તિ ૧.

**ગૂઢમંડપમાં :**

પરિકર વાળી આરસની ત્રણતીર્થીની મૂર્ત્તિઓ–૩
પરિકરવાળી આરસની નાની મૂર્ત્તિઓ--૨
પરિકરવાળી આરસની પંચતીર્થી–૧
સિદ્ધચક્રજીનો આરસનો યંત્ર–૧
અંબિકા દેવીની આરસની મૂર્ત્તિ–૧

**નવચોકીમાં:**

પરિકર વિનાની આરસની મૂર્ત્તિ–૨

ચોવિશીના આરસના પટ્ટ–૨ (તેમાં એક સાબૂત છે. બીજામાં ત્રણ ભગવાન ખંડિત છે.)

**ભમતીમાં:**

પરિકરવાળી પંચતીર્થીની મૂર્ત્તિઓ–૪
પરિકર વિનાની મૂર્ત્તિઓ–૬
પરિકરવાળી ત્રિતીર્થીની મૂર્ત્તિઓ—૨
ભગવાનના ખંડિત પરિકરના ટુકડા–૬
પરિકરવાળી અંબિકાદેવીની મૂર્ત્તિ–૧
યક્ષની મૂર્ત્તિ–૨

તોરણના સ્તંભના ટુકડા–૪ (જેમાં ભગવાનોની સુંદર મૂર્ત્તિઓ કોતરેલી છે.)

પરિકરથી અલગ થયેલા કાઉસગ્ગિયા–૨

ભમતીમાં કુલ ૪૨ દેરીઓ છે અને મૂળગભારા ઉપરના શિખર સાથે કુલે ૪૩ શિખરો છે. બાકી બધી જગ્યાએ ઘુમ્મટ છે.

બહારના મોટા મંદિરમાં આરસની લાદીઓ જડાવવા વગેરેનું કામ ચાલે છે. દેખરેખ તથા સારી રીતે પૂજા–પ્રક્ષાલન થવાની અને ચક્ષુ–ટીલાં લગાવવાની ખાસ જરૂર છે. એક જ પૂજારી બંને મંદિરમાં પૂજા કરવા ઉપરાંત પંચનું કામ પણ કરે છે. આવા મોટા અને વિસ્તારવાળા મંદિરમાં એક જ માણસ બધે પહોંચી વળે; એ અશકય છે.

**(૨) શ્રીશાંતિનાથ ભ૦નું ઘર–દેરાસર :**

આ ગામમાં નવી જૈનધર્મશાળા થઈ છે, તેની પાસે જ જૂના ઉપાશ્રયમાં કે જ્યાં યતિજીની ગાદી પણ છે, ત્યાં એક

ઓરડામાં ઘર–દેરાસર છે. તેમાં મૂ૦ ના૦ આદિ આરસની ૭ જિનમૂર્તિઓ છે.

આ મંદિરમાં મૂળનાયક શ્રીશાંતિનાથ ભગવાન ગઢ પાસે ચીવરલી નામનું ગામ છે, ત્યાંનું જૈનમંદિર તૂટવાથી, ત્યાંથી અહીં લાવેલા છે. આ મૂર્તિઓ સં. ૧૯૦૦ની આસપાસમાં અહીં આવ્યાનું અનુમાન છે. સંભવ છે કે આ મંદિરની ઘણીખરી કદાચ બધી મૂર્તિઓ પણ ત્યાંથી જ આવી હોય.

અહીં અત્યારે સિરોહીના ખાસ નજીકના જ ભાયાત ઠાકોરની જાગીર છે. તેઓ "સાહેબજી" કહેવાય છે. તેઓ હાલના સિરોહી દરબારના કાકા થાય છે.

આ ગામ પ્રાચીન છે. તેનું નામ શિલાલેખ અને પ્રાચીન ગ્રંથોમાં "નંદીગ્રામ, નાંદિય કે નંદીપુર" પણ મળે છે. આજ ગામમાં સં૦ ૧૪૩૯ પોષ શુદિ ૯ ને ગુરુવારે **श्रीपार्श्वनाथचरित्र** લખ્યાનું એક હસ્તપ્રતિની અન્ત-પ્રશસ્તિમાં છે.[1]

દંતકથા પ્રમાણે આ ગામ ભગવાન મહાવીરસ્વામીના મોટા ભાઈ નંદિવર્ધન મહારાજાએ વસાવ્યું હતું.

આ ગામમાં પોરવાડ શ્રાવકનાં ૪૦ ઘરો છે. ધર્મશાળા ૧ નવી થઈ છે. ઉપાશ્રય ૧ છે.

---

१ श्रीअर्बुदाभिधमहाधरपार्श्ववर्ती ग्रामोऽस्ति नांन्दियवराभिधया प्रसिद्धः ।
श्रीवर्द्धमानजिननायकतुङ्गशृङ्गप्रासादराजपरिवारितभूमिभागः ॥

—पाटणभाण्डागारीयसूचि पृ. २१५

**શામળાજીનું મંદિર:***

"ગામની અંદર વિષ્ણુ (શામળાજી)નું એક મંદિર છે; જે લગભગ ૬૦૦ વર્ષ પૂર્વનું હોય; એવું અનુમાન થાય છે. તેની પાસે એક શિવાલય પણ છે. તે પણ એ જ સમયમાં બનેલું હશે."

## ૬૯. સેરનાથ–વીસોલું

નાંદિયાથી પૂર્વ દિશામાં ઝાડોલીના રસ્તે ૧ માઈલ દૂર નદીને કિનારે "વીસોલુ" નામનું ગામ આવે છે. હાલમાં આ ગામ ઉજ્જડ છે.

**શ્રીપાર્શ્વનાથ ભ૦નું મંદિર:**

અહીં નદીકિનારે મૂ૦ ના૦ શ્રીપાર્શ્વનાથ પ્રભુનું મંદિર છે. આ સ્થળને લોકો "સેરનાથ" કહે છે. અહીં ૪ જિનબિંબ છે. જીર્ણોદ્ધારની જરૂર છે.

અહીંના વાણિયા ગૂજરાતના સૂરત જિલ્લામાં રહે છે.

અહીંથી પાછા નાંદિયા આવ્યા.

## ૭૦. લોટાણા

નાંદિયાથી નૈર્ઋત્ય ખૂણામાં ૩ માઈલ અને બનાસ સ્ટેશનથી અગ્નિખૂણામાં ૬ માઈલ દૂર મગરીની ઓથમાં

*सिरोही राज्यका इतिहास પૃ. ૩૨ ઉપરથી.

"લોટાણા" નામનું ગામ આવેલું છે. આ ગામ પીંડવાડા તહેસીલમાં છે.

**શ્રીઆદીશ્વર ભ૦ નું મંદિર:**

અહીં ગામથી દૂર ૨ ફર્લાંગ પર પહાડની ઓથમાં જરા ઊંચી ટેકરી પર શ્રીઆદીશ્વર ભગવાનનું પ્રાચીન મંદિર છે. મૂળનાયકજીનું બિંબ અતિરમણીય ભવ્ય અને પ્રાચીન છે. તે પંચતીર્થીના પ્રાચીન પરિકરયુક્ત છે પણ લેખ નથી.

પરિકરની ગાદીમાં વચ્ચે ધર્મચક્ર અને તેની નીચેના ભાગમાં બંને બાજુએ બે હરણ છે. ધર્મચક્રની બંને બાજુએ એક એક હાથી અને એક એક સિંહ છે. કાઉસગ્ગિયા પછી હાથી તેમજ વાઘના અરધા ઊભા ચહેરા છે; અને પછી ચામરધર ઈન્દ્ર છે. પરિકરના ઉપરના ભાગમાં બેઠેલી ભગવાનની મૂર્ત્તિ કોતરેલી છે. તે ખંડની અંદરની બાજુમાં પૂજા–સામગ્રી સાથે સ્ત્રી–પુરુષનું જોડલું છે. બહારની બાજુમાં સિંહ છે. બેઠેલ મૂર્ત્તિથી ઉપરના ભાગમાં પુષ્પમાળધર અને પછી બે સવારયુક્ત હાથી અને છત્ર વગેરે છે. એ જ પ્રમાણે બીજી બાજુમાં પણ છે.

મૂળગભારામાં ઉપર્યુક્ત મૂર્ત્તિ ૧ છે. ગૂઢમંડપમાં સામે ઊભા બે કાઉસગ્ગિયા અને પંચતીર્થીના પરિકરવાળી ભવ્ય મૂર્ત્તિ ૧ છે તથા સામેની બાજુમાં સુંદર ખાલી પડેલું એક પ્રાચીન પરિકર છે. તેમાંથી મૂર્ત્તિને ઊઠાવી અન્યત્ર લઈ ગયા હશે.

ઉપર્યુક્ત બે કાઉસગ્ગિયા પ્રાચીન ભવ્ય અને રમણીય નવીન આકૃતિના છે. પ્રતિકૃતિ (ફોટો) ઉતારવા લાયક છે. પણ મારી સાથે એવું કંઈ પણ સાધન નહોતું. આ બંને કાઉસગ્ગિયાને કોરેશ્વરના પુત્ર દુર્લભ શ્રાવકે ભરાવ્યા છે. જમણા હાથ તરફના કાઉસગ્ગિયા પર પાંચફણા છે અને ડાબા હાથ તરફના કાઉસગ્ગિયા પર સાત ફણા છે. બંનેની નીચે સં૦ ૧૧૩૦ ના લેખો છે. કાઉસગ્ગિયાના ચરણ પાસે બંને તરફ ૨ ઈન્દ્રો, ૧ શ્રાવક અને ૧ શ્રાવિકા છે. તેના ઉપર બંને તરફ ત્રણ ત્રણ અર્ધ સર્પ–મનુષ્યાકારની મૂર્ત્તિઓ (ધરણેન્દ્રની મૂર્ત્તિઓ) ભગવાનને હાથ જોડીને ઊભેલી કોતરાયેલી છે. તેના ઉપર બંને બાજુએ એક એક પુષ્પમાળાધર છે.

જમણી તરફના પરિકરની ગાદીમાં વચ્ચે દેવી અને તેની નીચે આડું ધર્મચક્ર છે. ધર્મચક્રની બંને બાજુએ હરણ છે. દેવીની બંને બાજુએ એક એક હાથી અને સિંહ છે. ગાદીની બંને બાજુમાં યક્ષ–યક્ષિણીની ત્રણ મૂર્ત્તિઓ છે; પણ તે ગાદીથી જુદી લાગે છે. ઉપર પંચતીર્થીયુક્ત પરિકર છે. કેવળ બે ઈન્દ્રો નથી, બાકી બધું રિવાજ પ્રમાણે છે.

ડાબી તરફના પરિકરની ગાદીમાં વચ્ચે ઊભું ધર્મચક્ર, તેની નીચે બંને બાજુએ હરણ, દેવીની બંને બાજુએ એક શ્રાવક અને એક શ્રાવિકા હાથ જોડીને બેઠેલાં છે. વળી બંને બાજુએ એક એક સિંહ છે, તેની બંને બાજુએ એક એક અંબિકાદેવીની મૂર્ત્તિ છે. બંને બાજુએ ભગવાનની એક એક નાની મૂર્ત્તિ દેરીના આકારસહિત, પાછળથી બેસાડેલી હોવાથી જુદી કોતરેલી છે.

કહેવાય છે કે આ મંદિરના મૂ૦ ના૦ નું બિંબ શત્રુંજયના તેરમા ઉદ્ધારનું છે. ચૌદમા ઉદ્ધાર વખતે આ મૂર્તિને શત્રુંજયની ગુફામાં પધરાવેલી, ત્યાંથી લાવીને અહીં સ્થાપન કરવામાં આવી છે.

મૂ૦ ના૦ નો એક અંગુઠો અને બહારના મોટા બંને કાઉસગ્ગિયાનાં આંગળાં ખંડિત થયેલાં છે; તેથી તેને ઠીક કરાવવાની જરૂર છે. ગૂઢમંડપની મોટી મૂર્તિની પસલીનો અરધો ભાગ નવો કરાવ્યો છે. તેના ઉપર લેપ કરાવવાની જરૂર છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભા-મંડપ, શિખર, શૃંગારચોકી અને ભમતીમાં જમણા હાથ તરફની ત્રણ ખાલી દેરીઓ તથા કોટયુક્ત બનેલું છે.

મૂ૦ ના૦ સહિત પંચતીર્થીના પરિકરવાળી મૂર્તિઓ ૨, મોટા કાઉસગ્ગિયા ૨, ત્રિતીર્થીનું ખાલી પરિકર ૧, આદીશ્વર ભગવાનનાં પગલાં જોડી ૧ અને ધાતુની પંચતીર્થી ૧ છે.

શૃંગારચોકીની બહાર જમણા હાથ તરફ ધર્મશાળા માટે મોટો ઓરડો છે અને ડાબા હાથ તરફ પણ ઓરડાની ભીંતો વગેરે બધું બનેલું છે. ફક્ત માથે છાપરું નંખાવવું જ બાકી છે. ધર્મશાળાનો પહેલો ઓરડો તૈયાર છે, તેમાં મરમ્મત કરાવવાની જરૂર છે. ત્યાર પછીના કમ્પાઉન્ડના મુખ્ય દરવાજાની ભીંત તથા દરવાજાની મરમ્મત કરવવાની ખાસ જરૂર છે. જો મરમ્મત કરાવવામાં નહિ આવે તો ભીંત પડી જાય તેમ છે. મંદિરમાં આરસ જડાવવાનું તથા સાધારણ મરમ્મતનું કામ ચાલે છે.

**રસ્તા:**

અહીંથી પહાડને કિનારે કિનારે દક્ષિણ દિશામાં ૩ાા માઈલ પર માંડવાડા ગામ આવે છે અને માંડવાડાથી વાયવ્ય-દિશામાં કેર ગામ છે. કેર ગામથી ઉત્તરમાં પહાડમાં ૧ાા માઈલ દૂર દીયાણાજીનું ધામ આવે છે.

## ૭૧. લાજ

લોટાણાથી અગ્નિખૂણામાં ૨ાા માઈલ અને બનાસ સ્ટેશનથી વાયવ્યખૂણામાં ૩ાા માઈલ દૂર "લાજ" નામનું ગામ આવેલું છે. આ ગામ પીંડવાડા તહેસીલમાં છે.

**શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦નું મંદિર:**

અહીં મૂ૦ના૦ શ્રીચિંતામણિ પાર્શ્વનાથનું મંદિર છે. મૂ૦ ના૦ તથા બંને બાજુની બે મૂર્ત્તિઓ પર સં૦ ૧૬૨૦ ના ત્રણ લેખો છે. મૂ૦ ના૦ ચિંતામણિ પાર્શ્વનાથ કહેવાય છે પણ લેખમાં શંખેશ્વરા પાર્શ્વનાથનો ઉલ્લેખ છે. મંદિરના એક સ્તંભ પર સં૦ ૧૨૪૪નો લેખ છે.

મૂ૦ના૦ વગેરે જિનબિંબ કુલ ૪ છે. પાર્શ્વયક્ષ ૧ અને પદ્માવતીદેવી ૧, ૧૫ પગલાંની જોડીનો પટ ૧ છે, આ પગલાં મહેન્દ્રસૂરિજીના પૂર્વજો કમળકલશશાખાના શ્રીપૂજ્યોનાં છે, ધાતુની પંચતીર્થી ૪ અને સાવ નાની ધાતુની એકલમૂર્ત્તિઓ ૨ છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર, અને ભમતીના કોટયુક્ત બનેલું છે, ભમતીમાં જમણી બાજુની એક ઓરડી, પૂજાના સામાન માટેની છે, અને ડાબી બાજુની ઓરડી, જેમાં આરસની છત્રી છે તેમાં વચ્ચે શ્રીવિજયમહેન્દ્રસૂરિજીની સુંદર મૂર્ત્તિ ૧, મણિભદ્રની મૂર્ત્તિ ૧, સરસ્વતીદેવીની મૂર્ત્તિ ૧ તથા તેની સામે જ મેડાનિવાસી શ્રાવક કાના નેમાની મૂર્ત્તિ ૧, હાથ જોડીને બેઠેલી છે.

આ મંદિર પહેલાં મૂળમંદિરના ભમતીના કોટ સુધીની જગામાં હતું પણ તે મંદિર પડીને જીર્ણશીર્ણ થઇ ગયું હતું, તેના ઉપર આ મંદિર બંધાવવામાં આવ્યું છે. પહેલાંના મંદિરના થોડા પથ્થરો કામમાં લીધા છે, બાકી બધું નવેસરથી જ બંધાવેલું છે. જમીન પણ નવી લીધી છે. જૂનું મંદિર બહુ પ્રાચીન હતું. તેની મૂર્ત્તિઓ ન માલૂમ વણજારાની પોઠોવાળા ક્યારે ઉઠાવી ગયા! ઘણાં વર્ષોથી આ મંદિર ઉજ્જડરૂપે પડી રહેલું પણ તેનો ઉદ્ધાર ધનારીના શ્રીપૂજ્ય શ્રીમહેન્દ્રસૂરિજીએ કરાવીને તેની પ્રતિષ્ઠા સં૦ ૧૯૭૭માં કરી છે.

**ઉપાશ્રય અને ધર્મશાળા:**

મંદિરના બહારના ભાગમાં, એક બાજુએ સાધુઓ અને બીજી બાજુએ સાધ્વીઓને ઊતરવાની એક એક ઓરડી છે.

મંદિરની પાસે આગલા ભાગમાં વિશાળ કંપાઉન્ડવાળી ધર્મશાળા છે. ધર્મશાળાની બહાર પણ થોડી જગ્યા ધર્મશાળાના તાબાની છે, ધર્મશાળાની બાજુમાં જુદો ઉપાશ્રય બનાવવા માટે બીજી જગ્યા લઈ રાખેલી છે, ધર્મશાળાના

દરવાજા બહારની જગ્યામાં દુકાનો ઉતારવાનો વિચાર કરેલો છે. ધર્મશાળાની બહાર સામે થોડી દૂર પર એક નવી વાવડી ધર્મશાળા હસ્તકની શ્રીપૂજ્યજી મહારાજે બંધાવી છે. તે વાવની આસપાસ ૨૦ વીઘા જમીન નાંદિયાના ઠાકોર સાહેબે ભેટ કરી છે, તેની આવકમાંથી બાર આની ભાગ મંદિરખાતે અને ચાર આની ભાગ શ્રીપૂજ્યજીની ગાદીના ખરચ માટે વાપરવો; એ શરતે જમીન અર્પણ કરેલી છે પણ તે શ્રીપૂજ્યજી પોતાના હક્કનો ચાર આની ભાગ પણ લાજના મંદિરમાં સાધારણખાતે જ આપી દે છે.

તે સિવાય શ્રીપૂજ્યજી હસ્તક ૭૦ વીઘા અરટ સાથેની જમીન છે. વાવની સામેનું મહાદેવજીનું મંદિર પણ શ્રીપૂજ્યજી મહારાજે બંધાવીને આ મંદિરની સાથે જ તેની પ્રતિષ્ઠા કરી છે.

આ ગામમાં પોષ ૧૦મીએ જૈનમંદિરનિમિત્તે મેળો ભરાય છે. બાકી મોટાં પર્વોમાં લોકો અહીં યાત્રાર્થે આવે છે.

લાજના મંદિરમાં જે સં૦ ૧૨૪૪ના લેખવાળો સ્તંભ છે, તે બીજેથી લાવવામાં આવેલો નથી. અહીંના જ મંદિરનો તે હોવાથી આ ગામ અને અહીંનું મંદિર તેથી પણ વધુ જૂનું હોવું જોઈએ.

અહીં શ્રાવકનું એકે ઘર નથી

## ૭૨. કુલેરા

**લાજથી નૈઋર્ત્યખૂણામાં ૧। માઈલ અને બનાસ**

સ્ટેશનથી વાયવ્ય ખૂણામાં ૩l માઈલ દૂર "કુલેરા" નામનું ગામ છે, આ ગામ પીંડવાડા તહેસીલમાં છે.

**ખંડિત જૈનમંદિર:**

અહીં એક જૈનમંદિર પહાડની ટેકરીના ઊંચાણ ભાગમાં ખંડિત અવસ્થામાં પડેલું છે. આ મંદિર, મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, શિખર અને ભમતીના કોટ યુક્ત બનેલું હતું. અત્યારે મૂળગભારો તથા ગૂઢમંડપ સાવ પડી ગયાં છે. ભોંય તળિયાથી ૪–૬ ફૂટ ભીંતો ઊભી છે, છચોકીના ઘુમ્મટયુક્ત મંડપો હજુ ઊભા છે, કોટની બધી ભીંતો હજુ સાબૂત ઊભી છે; માત્ર દરવાજો પડી ગયો છે. તેના પથ્થરો પણ કોઈ ઉપાડી ગયું લાગે છે. આ મંદિર સાદા કાળા પથ્થરોનું બનેલું છે.

મંદિરની આસપાસ ઘણાં મકાનો ખંડિયેર હાલતમાં પડેલાં છે. આ ગામ પહેલાં મોટું હશે. લોકો કહે છે કે:—આ ગામ પહેલાં ૩૦૦—૩૫૦ વર્ષ સુધી ખાલી પડી રહ્યું હતું. લગભગ ૫૦—૬૦ વર્ષથી જ પાછું જરા નીચાણ ભાગમાં ગામ વસી ગયું છે, પરંતુ લોકો કહે છે તેમ એટલાં બધાં વર્ષ ગામ ઉજ્જડ રહ્યું હોય તેમ જણાતું નથી, કેમકે ગામની બહાર સરઈના પથ્થરો પડ્યા છે, તેના પર સં૦ ૧૬૩૯, ૧૬૮૮ વગેરેના લેખો છે.

મંદિરથી થોડે છેટે ગામની પાસે એક ચોરો બનેલો છે, તેમાં લગાવેલા સ્તંભો અને તેની ઉપરના પાટ વગેરે ચંદ્રાવતીથી લાવીને અહીં લગાવેલાં છે. તે સ્તંભો અને પાટો મકરાણાના કોરણીભર્યા છે. બે સ્તંભોમાં વધારે કોરણી છે.

અહીં શ્રાવકનું એકે ઘર નથી.

## ૭૩. માંડવાડા

ફુલેરાથી નૈઋત્યખૂણામાં ૩ માઈલ, બનાસ સ્ટેશનથી પશ્ચિમમાં અને દીયાણાથી રાા માઈલ દૂર "માંડવાડા" નામનું ગામ છે. આ ગામ પીંડવાડા તહેસીલમાં છે.

**શ્રીચંદ્રપ્રભસ્વામી ભ૦નું મંદિર:**

અહીં મૂ૦ના૦ શ્રીચંદ્રપ્રભસ્વામીનું મંદિર છે. આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી અને કોટ સહિત છે. અહીં પાષાણની મૂર્ત્તિ ૧, ધાતુની એકલ મૂર્ત્તિઓ ૨ અને ધાતુની પંચતીર્થી ૧, તથા યક્ષ—યક્ષિણી ૨ છે.

અહીં શ્રાવકોનાં ઘરો કે ઉપાશ્રય વગેરે કંઈ જ નથી. મંદિરની પાસે ધર્મશાળા માટે બે ઓરડીઓ બનાવવા માંડી છે, પણ કામ અધૂરું રહી ગયું છે, તે પૂરું કરાવવાની જરૂર છે. આ સિવાય અહીં ધર્મશાળા વગેરે કંઈ જ નથી. પૂજારી નીતોડાથી આવે છે. આ ગામ નાનું છે.

## ૭૪. કેર—દીયાણા

માંડવાડાથી વાયવ્યખૂણામાં ૩ માઈલ અને બનાસ સ્ટેશનથી વાયવ્યખૂણામાં ૮ાા માઈલ દૂર "કેર" નામનું ગામ આવેલું છે. ત્યાંથી ઉત્તર દિશામાં પહાડમાં ૧ાા માઈલ દૂર "દીયાણા" નામનું જૈન ધામ, પર્વત પર આવેલું છે.

**શ્રીમહાવીરસ્વામી ભ૦નું મંદિર:**

આ જૈન ધામ જંગલમાં છે. અહીં ગામ કે વસ્તી નથી. માત્ર મૂ૦ના૦ શ્રીમહાવીરસ્વામી ભ૦નું મંદિર છે. તેને

"જીવિતસ્વામી"નું મંદિર પણ કહે છે. તેમાં મૂ૦ના૦ ભગવાનની મૂર્ત્તિ મનોહર, પ્રાચીન અને પંચતીર્થીના પરિકરવાળી છે. પરિકરની ગાદીમાં નીચે આડું ધર્મચક્ર છે. તેની બંને બાજુએ બે હરણ છે. ઉપર દેવીની, બંને બાજુમાં હાથી, સિંહ, યક્ષ—યક્ષિણી છે.

ગૂઢમંડપમાં જમણા હાથ તરફના કાઉસગ્ગિયામાં સાત ફણા અને ડાબી તરફના કાઉસગ્ગિયા ઉપર પાંચ ફણા છે. બંને બાજુએ ભગવાનની પાંચ પાંચ અને માથે એક તેમજ મૂળ કાઉસગ્ગિયા ૧ મળીને બંનેમાં થઈને કુલ ૨૪ મૂર્ત્તિઓ, બે બે ઈન્દ્રો અને બે બે શ્રાવક શ્રાવિકા ઊભેલાં છે. બંને કાઉસગ્ગિયા મનોહર છે.

નવચોકીમાં જમણા હાથ તરફ જિન માતૃ ચોવિશીનો આરસનો એક સુંદર પટ છે. તેની નીચે સં૦ ૧૨૬૮નો લેખ છે.

અહીં મૂ૦ના૦ સહિત પંચતીર્થીના પરિકરવાળી મૂર્ત્તિઓ ૪, સાદી મૂર્ત્તિઓ ૧૬, મોટા કાઉસગ્ગિયા ૨, પરિકરમાંથી છૂટા પડી ગયેલા નાના કાઉસગ્ગિયા ૧, તથા ઈન્દ્રની મૂર્ત્તિ ૧, ધાતુની પંચતીર્થી ૧, નવચોકીમાં જિનમાતૃનો પટ ૧. એક દેરીમાં શાંતિનાથ ભગવાન આદિ જિનબિંબ ૨, અને એક દેરીમાં પગલાં જોડી ૪ છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, શૃંગારચોકી તથા ભમતીમાં ખાલી દેરીઓ ૪૮ (બે દેરીઓમાં મૂર્ત્તિઓ તથા પગલાં જોડી છે) તથા ભમતીનો કોટ અને શિખરયુક્ત બનેલું છે.

મંદિરની બહાર કંપાઉન્ડમાં જ સામેના ભાગમાં ધર્મશાળાના મોટા પાંચ ઓરડાઓ છે. દરવાજો પણ છે. મંદિરના પગથિયાં પાસે એક સરઈ છે. મંદિરથી થોડે દૂર મંદિરની એક વાવ છે. આ વાવ અને તેની આસપાસની જમીન પણ શ્રીમહાવીરસ્વામીના મંદિરને જ અર્પણ કરી છે—આ મતલબના લેખવાળી એક સરઈ, એ જ જમીનના મધ્યભાગમાં ગાડેલી છે.

આ ધામ માટે લોકવાણી છે કેઃ—મેણા લોકો ચોરી કરવા આવેલા પરંતુ અહીં સ્થંભિત થઈ ગયેલા તેથી તેમણે ગધેયો ઘાલીને પોતાની જાતને અહીં ચોરી કરવા આવવાની મનાઈ કરેલી પણ ભીલો વગેરે ચોરી કરે છે. પિત્તલનું વાસણ પણ રહેવા દેતા નથી.

મૂ૦ના૦ ના શરીરે ખાડા પડી ગયેલા છે, તેથી તેમને લેપ કરાવવાની તથા બીજી મૂર્તિઓ પર ઘણો મેલ ચઢી ગયેલો હોવાથી તેમને સાફ કરાવવાની અને ચક્ષુ-ટીલાંની ખાસ જરૂર છે.

દીયાણા ધામના મહાવીરપ્રભુ ચમત્કારિક મનાય છે. અહીંની લોકો માનતા માને છે, જુહાર કરવામાં આવે છે. જુહાર કરનાર જો ભગવાનને નૈવેદ્ય ધરીને ધૂપ ન ચઢાવે, અથવા નાળિયેર વધેરીને શેષ ન ચઢાવે તો તેનો જુહાર નકામો ગયાનું મનાય છે. ગૂજરાતથી એક વાણિયો સકુટુમ્બ અહીં આવ્યો હતો. તેણે બધી વિધિ કરી પણ પૂજારીને જમાડ્યો નહીં, તે જુહાર કરી ઘેર આવ્યો ત્યારે સાંજે ઘરના ત્રણ માણસો માંદા પડ્યા, ફરીથી મહાવીરજીની માનતા

કરી; ફરી જુહાર કર્યો ત્યારે તે તદ્દન સાજા થઈ ગયા. કેર ગામના બધા લોકો ચોમાસામાં એક વખત દીયાણા–મહાવીરમાં જઈને ઉજાણી કરે છે અને પ્રભુનાં દર્શન કરે છે.

અહીં ગુજરાતી કાર્તિક વદિ ૮ ના દિવસે મેળો ભરાય છે તથા કાર્તિકી ચૈત્રી–પર્વ દિવસોમાં ઘણા યાત્રાળુઓ આવે છે.

અહીં આ મંદિર સિવાય બીજાં મકાનો નથી. પહાડી જંગલ છે, તેથી લોકો રહેતા નથી. પહાડી પ્રદેશ હોવાથી આસપાસનું કુદરતી દૃશ્ય મનોહર લાગે છે.

એકાંતપ્રિય મનુષ્યોને માટે આ સ્થાન ઉપયોગી છે. શાંત વાતાવરણ હોવાથી એકાગ્રતાપૂર્વક ધ્યાન કરનારાઓ માટે આ સ્થાન ઉત્તમ છે.

દીયાણાજીમાં, જો ચારિત્રપાત્ર સાધુ હોય તો જ ચોમાસું કરી શકે છે. બીજાને ભાગવું પડે છે. હમણાં જ એક સાધુએ ચોમાસું કર્યું હતું. એક મહિનો બાકી રહેતાં એક દિવસે રાત્રે જ ભાગવું પડ્યું.

દીયાણાજીમાં દેખરેખ, પૂજારી વગેરેનો ખરચ નીતોડાદિ ૧૧ ગામવાળા કરે છે.

**શ્રીશાંતિનાથ ભ૦નું મંદિર : (કાળા મંદિર) :**

દીયાણાથી કેરના રસ્તે અરધા માઈલ ઉપર મૂ૦ના૦ શ્રીશાંતિનાથ ભગવાનનું એક મંદિર ખંડિયેર હાલતમાં પડ્યું છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, ચાર ચોકી, શિખર, ભમતીનો કોટ મુખ્ય દરવાજાની અંદરના ભાગમાં

શૃંગારચોકી અને તે આખી લાઇનમાં ઓસરી (ઢલાણ) વગેરેથી યુક્ત છે. તેમાં મૂળગભારો, ગૂઢમંડપ, ચાર ચોકી, મુખ્ય દરવાજો તથા ઢલાણના થાંભલા વગેરે હજુ ઊભા છે. મૂળગભારાની બંને બાજુની ભીંત પડી ગઈ છે, શિખરનો ઘણો ભાગ પડી ગયો છે, ગૂઢમંડપ અને ચાર ચોકીની છત હજુ કાયમ છે, કોટની ભીંતનો ઘણો ભાગ હજુ ૬—૮ ફૂટ ઊંચો ઊભો છે, કેટલોક ભાગ પડી ગયો છે.

મૂળગભારાના દરવાજાના બારશાખની ઉપરના પથ્થરમાં મંગળમૂર્ત્તિ સહિત પાંચ જિનમૂર્ત્તિઓ કોતરેલી છે; અને ગૂઢમંડપના મુખ્ય દરવાજાની બારશાખની ઉપર પથ્થરમાં મંગળમૂર્ત્તિયુક્ત તીર્થંકરની ૬ મૂર્ત્તિઓ કોતરેલી છે. આ બંને દરવાજા સુંદર કોરણીવાળા હજુ યે ઊભા છે. તેમાં જરા યે નુકસાન થયું નથી.

આ મંદિરમાં પરિકરની ગાદી ૧ છૂટી પડી છે. તેના પર સં૦ ૯૦૨ નો લેખ છે, તથા ચાર સ્તંભો પર ૧૨ મી શતાબ્દિના લેખો છે.

આ મંદિરના સ્તંભો, દરવાજા, ગોખલા, કુંભીઓ, ચોકીઓ, પાટ, છત, છજાં વગેરે પથ્થરનાં છે, બાકીની ભીંતો ઈંટોની ઘણી જૂની જણાય છે, એકંદરે મંદિર ઘણું પ્રાચીન હોય તેમ જણાય છે. અહીંની ઈંટો લંબાઈમાં ૧૩—૧૪ ઈંચ, પહોળાઈમાં ૯—૧૦ ઈંચ અને જાડાઈમાં ૨॥—૨॥। ઈંચની છે.

ઉપર્યુક્ત મંદિરની ૩ મૂર્ત્તિઓ દીયાણાજીના મંદિરની ભમતીની એક ઓરડીમાં સ્થાપન કરેલી છે. તેમાં બે મૂર્ત્તિઓ

તો અખંડિત છે, આ મૂર્ત્તિઓ લગભગ ૬૦ થી ૮૦ વર્ષમાં અહીં આવેલી છે, તેને હાલના લાખાજી નામના પૂજારીના પિતા જોરાજી મંદિર પડી જતાં ત્યાંથી ઉપાડીને અહીં લાવ્યા હતા.

સભામંડપમાં રંગથી લખેલા, સં૦ ૧૮૩૪ના લેખથી જણાય છે કે:—આ મંદિરની યાત્રાર્થે લોકો ગુજરાતથી પણ આવતા, ગુજરાત – મારવાડના શ્રાવકોએ મળીને ઉક્ત મંદિર અને માંડવાડાના મંદિરમાં, મહારાવ તખતસિંહજીના વિજયી રાજ્યમાં કેરના ઠાકોર દીયા નાથુજીના વખતમાં ચૂનો—કલઈ કરાવી હતી.

અત્યારે લાખો રૂપિયાથી પણ ન બની શકે એવા સુંદર મંદિરનો કરુણ અંત, કાળ રાજાના હાથે કરાયેલો છે. મંદિરની આસપાસ કેટલાંક મકાનો પડી ગયેલાં તથા તેના પાયાનાં એંધાણ હજુ ય અવશેષરૂપે જણાય છે. આ ઉપરથી પહેલાં અહીં વસ્તી હોવાનો નિર્ણય થાય છે.

આ મંદિરને લોકો "કાળા મંદિર" એ નામથી ઓળખે છે. શા કારણથી આવું નામ પડ્યું હશે તે કંઈ સમજાતું નથી.

**મહાદેવજીનું મંદિર :**

ઉપર્યુક્ત મંદિરથી થોડે દૂર કેર ગામ તરફ મહાદેવજીનું મંદિર સાવ તૂટી ગયેલું પડ્યું છે. તેની પાસે એક વાવ હતી, તે પણ તૂટી ગયેલ છે. મહાદેવજીના મંદિર પાસે એક પાળિયો દેવડા મૂલસિંઘના પુત્રનો છે. તેના પર સં૦ ૧૩૧૧ નો લેખ છે.

કેર :

દીયાણાથી ૧ાા માઈલ પર "કેર" નામનું ગામ છે. અત્યારે કેરમાં એક પણ શ્રાવકનું ઘર નથી, મંદિર કે ઉપાશ્રય પડી ગયો છે. પહેલાં આ ગામ તથા માંડવાડા, ઈસિરી વગેરે ઉજ્જડ થઈ ગયાં હતાં. પણ લગભગ ૧૦૦ વર્ષમાં ફરીને વસ્યાં છે.

અહીં રાવળ પૂજારીનાં ૬ ઘરો છે, આ પૂજારીઓ શ્રીમહાવીરસ્વામી જીના મંદિરની, તેના વારાના અનુક્રમ પ્રમાણે પૂજા કરે છે અને આખા ધામની દેખરેખ રાખે છે. જે કંઈ ચડાવો આવે તે બધું તેઓ લે છે. વળી જેનો વારો હોય તે પૂજારી, સાધુ—સાધ્વી તથા યાત્રાળુઓને ઊતરવા વગેરેની બધી સગવડ કરી આપે છે. અહીં એક ધર્મશાળા બનાવવાની જરૂર છે.

કેર ગામ પહેલાં મોટું નગર હતું. શેઠ મનસુખભાઈ ભગુભાઈ અહીંના રહેવાસી હતા. અમદાવાદમાં કેરની પોળ છે. સુરતમાં કેરથી ગયેલા ૩૦૦ કુંભારો વસે છે. કહેવાય છે કે—નીતોડા બાવનીમાં તેડુ થાય ત્યારે કેરનો સાથ હોય છે.

દીયાણાથી કેર થઈને માંડવાડા પાછા આવ્યા.

## ૭૫. પેશુવા

માંડવાડાથી પૂર્વમાં ૪ાા માઇલ અને બનાસ સ્ટેશનથી વાયવ્યખૂણામાં ૧ાા માઈલ દૂર "પેશુવા" નામનું ગામ આવેલું છે. આ ગામ રોહિડા તહેસીલમાં છે.

## શ્રીકુંથુનાથ ભ૦નું મંદિર :

અહીં મૂ૦ના૦ શ્રીકુંથુનાથ ભગવાનનું ૧ મંદિર છે. આ મંદિરને પહેલાં મૂળગભારો, ગૂઢમંડપ, તેની આગળની ત્રણ ચોકીઓ, શિખર અને ભમતીનો કોટ હતાં. હાલમાં તેમાં આગળ જગ્યા વધારીને ગૂઢમંડપની પછી છચોકીઓ, સભામંડપ અને તેની પછી ત્રણ ચોકીઓ અને દરવાજો કરાવવાનું કામ શરૂ કરેલું છે. તેની પાસે ધર્મશાળા માટે જગ્યા પડેલી છે.

મૂ૦ના૦ પર સં૦ ૧૭૨૧ નો લેખ છે. મંદિરમાં મંદિર બન્યા સંબંધીનો ક્યાંઈ ઉલ્લેખ જોવામાં આવતો નથી. મૂ૦ના૦ની મૂર્તિ ખાસ પેશુવાના શ્રીસંઘે જ કરાવેલી છે. મૂળગભારામાં કુલ જિનબિંબ ૭ છે. તેમાં મૂ૦ના૦નું ત્રિગડું અહીંનું છે. બાકીની ચાર મૂર્તિઓ તથા ઉપર શિખરમાંની બે મૂર્તિઓ જે ખંડિત પડી છે, તે અને એક બીજી મૂર્તિ ક્યાં ગઈ તેનો પત્તો નથી—એમ કુલ સાત મૂર્તિઓ, કોદરલાના ઊભેલા ખંડિયેર જૈન મંદિરમાંથી આવેલી હતી. આ મૂર્તિઓ પર સં૦ ૧૨૨૩ અને ૧૫૪૫ વગેરેના લેખો છે. —ધાતુની પ્રાચીન એકતીર્થી ૧ તથા ધાતુની સાવ નાની એકલમૂર્તિઓ ૨ છે.

કોદરલાથી ઊઠેલા શ્રાવકો આજે પણ પેશુવા તથા ધનારીમાં ઘર કરીને રહ્યા છે. અહીં પોરવાડ શ્રાવકોનાં ૨૫ ઘરો છે. અહીં ૧ ઉપાશ્રય અને ૧ ધર્મશાળા પંચાયતી જમણવાર માટેની છે. મંદિરની પાસે જ બીજી ધર્મશાળા માટે લીધેલી થોડી જગ્યા પડી છે.

**ચામુંડાદેવીનું મંદિર :**

અહીં ગામની પાસે ઊંચી ટેકરી પર ચામુંડાદેવીનું મંદિર છે. તેમાં સં૦ ૧૬૧૦નો લેખ છે.

## ૭૬. કોદરલા

પેશુવાથી દક્ષિણમાં ૧॥ માઈલ અને બનાસ સ્ટેશથી નૈર્ઋત્યખૂણામાં ૨ માઈલ દૂર "કોદરલા" નામનું ગામ આવે છે. પેશુવાથી અહીં આવતાં બનાસ નદી ઊતરવી પડે છે. આ ગામ રોહિડા તહેસીલમાં છે.

**ઉપાશ્રય અને જિનમંદિર :**

અહીં ગામની પાસે જરા ઊંચાણવાળી ભાખરીની સપાટ જમીન પર એક બાજુમાં એક મકાન છે. તેને લોકો ઉપાશ્રય કહે છે. વચ્ચે એક મોટા ઓરડા જેવડું મકાન છે. તેની ચારે તરફની ભીંતો ઊભી છે, માથેથી છત પડી ગઈ છે. પથ્થરના ટુકડા અને ચૂનાથી તે ચણાયેલ લાગે છે, તેમાં ત્રણ ગોખલામાં ખંડિત કાઉસગ્ગિયા ૧, ભગવાનની બેઠી મૂર્ત્તિ ૧, તથા પુષ્પમાલધર શ્રાવકોની મૂર્ત્તિઓ ૨—એમ કુલે ૪ મૂર્ત્તિઓ પરિકરમાંથી છૂટી પડી ગયેલી એક ગોખલામાં છે અને એક ગોખલામાં ગણપતિની મૂર્ત્તિ છે.

મુખ્ય દરવાજાના બારશાખમાં મંગળમૂર્ત્તિ તરીકે તીર્થંકરની મૂર્ત્તિ કોતરેલી છે, તેથી આ મકાન ઘર-દેરાસર માટે જ બન્યું હશે, એમ લાગે છે. તેની આસપાસ બીજી જે જગ્યા પડી છે, તેમાં ઉપાશ્રય હોવો જોઇએ. હાલમાં

આ સ્થાન "ઉપાશ્રય"ના નામથી જ ઓળખાય છે અને જે ઉપર્યુક્ત મૂર્ત્તિઓ છે, તે મણિભદ્રના નામથી પૂજાય છે.

**શામળાજીનું મંદિર :**

ઉપાશ્રયની પાસે જ "શામળાજી"નું એક વૈષ્ણવ મંદિર છે. તેના મૂળગભારામાં મંગળમૂર્ત્તિ તરીકે ગણેશજીની મૂર્ત્તિ છે. પરંતુ આગળ મંડપના મુખ્ય દરવાજામાં મંગલમૂર્ત્તિ તરીકે શ્રીતીર્થંકર ભગવાનની મૂર્ત્તિ કોતરેલી છે. તેથી સ્પષ્ટ રીતે જણાય છે કે ઉપાશ્રયના ઘર–દેરાસરના કંપાઉન્ડનો દરવાજો પડી ગયો હશે, જે આખો ને આખો શંખવટી સહિત લાવીને આ મંદિરમાં લગાવી દીધો છે. આખો દરવાજો એક જાતના કાળા પથ્થરોનો તથા એકસરખી ઘડાઈથી બનેલો છે અને તે પથ્થરો બધા ઉપાશ્રયના જેવા જ પથ્થરો છે, અથવા આની નજીકમાં કોઈ જૈન મંદિર પડી ગયેલું હોય અને તેનો દરવાજો આખો અહીં લગાવી દીધો હોય. કોઈક ઘરડા પુરુષો કહે છે કે, આ શામળાજીનું મંદિર છે, તે મૂળે જૈનમંદિર હતું તેનો મૂળગભારો અને શિખર પડી જવાથી પાછળથી એટલા ભાગમાં ઈંટોનું નાનું શિખર નવું કરાવીને તેમાં શામળાજીની મૂર્ત્તિ પધરાવી છે.

શામળાજીના મંદિર પાસે જ બે ઊંચા ચોતરા છે. તેમાં કોરણીવાળા ઘુમ્મટ, તથા ચોકીઓના પથ્થરો ચણેલા નજરે પડે છે. તેથી કદાચ આ ગામમાં ઘર–દેરાસર સિવાય બીજું જૈનમંદિર હોય અને તે તૂટી પણ ગયું હોય અને તેનો દરવાજો તેમજ પથ્થરો બધા અહીં લગાવેલા હોય.

આ ગામમાં શ્રાવકોની વસ્તી નથી. રાવળ વગેરે લોકોનાં આશરે ૫૦ ઘરો છે. વીશમી સદીમાં અહીંથી શ્રાવકોની વસ્તી

ઘટી ગઈ અને તે અત્યારે નામશેષ જેવી થઈ ગઈ. અહીંના કેટલાય શ્રાવકો ધનારી—પેશુવા વગેરેમાં જઈને વસ્યા છે. તેઓ લગ્ન પ્રસંગ પર અહીં ઉપાશ્રયમાં દર્શન કરવા આવે છે.

## ૭૭. ધનારી

કોદરલાથી નૈઋર્ત્યખૂણામાં ૨I માઈલ અને બનાસ સ્ટેશનથી પણ નૈઋર્ત્યખૂણામાં ૪I માઈલ દૂર બનાસ નદીના કાંઠા ઉપર "ધનારી" નામનું ગામ આવે છે. આ ગામ રોહિડા તહેસીલમાં છે.

**(૧) શ્રીશાંતિનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીશાંતિનાથ ભ૦ નું મંદિર છે. મૂ૦ ના૦ ની મૂર્તિ મનોહર છે; પણ તેના ઉપર લેખ નથી. બાજુની બંને મૂર્તિઓ ઉપર સં૦ ૧૬૭૬ ના લેખો છે. મૂ૦ ના૦ ઉપર પંચતીર્થીનું સુંદર પરિકર હતું, તે હાલમાં બહાર કાઢ્યું છે ને જમણા હાથની દેરીમાં સ્થાપન કર્યું હશે; એમ લાગે છે.

મૂળગભારો તથા ગૂઢમંડપમાં કુલે આરસની મૂર્તિઓ ૮ છે, તથા શ્રીપૂજ્ય શ્રીધર્મરત્નસૂરિજીની પાદુકા જોડી ૧ છે. તેના પર સં૦ ૧૭૩૩ નો લેખ છે. વળી તેમાં ધાતુની ચોવિશી ૧, પંચતીર્થી ૨, એકતીર્થી ૧, અને ધાતુની સાવ નાની મૂર્તિઓ ૪ છે. ધાતુની અંબાજીની મૂર્તિ ૧ છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છ ચોકી, સભામંડપ તથા દરવાજાની બંને બાજુના કુલ ૧૫ ખંડો, શિખર, શૃંગારચોકી અને ભમતીના કોટ વગેરેથી યુક્ત છે.

આ મંદિરના છચોકીના ડાબા હાથ તરફના પાટડા ઉપર સં૦ ૧૩૪૮નો લેખ છે. આ ઉપરથી આ ગામ અને મંદિર ઉક્ત સંવતથી વધારે પ્રાચીન લાગે છે. આ લેખમાં અહીં શ્રીઋષભદેવ ભગવાન મૂ૦ ના૦ હોવાનું જણાવ્યું છે. એટલે પાછળથી જીર્ણોદ્ધાર વખતે મૂ૦ ના૦ તરીકે શ્રીશાંતિનાથ ભગવાનને સ્થાપન કર્યા હશે; એમ લાગે છે.

ડાબા હાથ તરફની દેરીમાંનાં જિનબિંબ ૩, સં૦ ૧૯૬૧ માં સ્થાપન કરેલાં છે. છચોકીમાં યક્ષ ૧ અને યક્ષિણી ૧ છે. ધ્વજા, દંડ, કળશ વગેરે સં૦ ૧૯૬૧ માં ચઢાવેલાં છે. જમણા હાથ તરફની દેરીમાં શ્રીપૂજ્ય મહેન્દ્ર-સૂરિજી વગેરેનાં પગલાં જોડી ૪ નો પટ ૧, સં૦ ૧૯૬૧ માં સ્થાપન કરેલો છે.

મૂળગભારા બહાર પાછળના ગોખલામાં શ્રીઅંબિકા-દેવીની નાની મૂર્તિ ૧ છે. મંદિરની પાછળ બાજુના ભાગમાં મંદિરખાતાનો બગીચો છે, તેમાં કૂવો તથા એક ઓરડો છે.

**(૨) ઘર-દેરાસર :**

શ્રીપૂજ્યજી શ્રીમહેન્દ્રસૂરિજીના નોરામાં[1] ઘર-દેરાસર રાખેલું છે; તેમાં ધાતુની ચોવિશી ૧, પંચતીર્થી ૨, ધાતુની સાવ નાની પાર્શ્વનાથજીની એકલમૂર્તિ ૩ અને આરસની બે-ત્રણ ઇંચની શ્યામવર્ણી કેસરિયાજીની મૂર્તિ ૧ છે. આ બધી મૂર્તિઓ ઘર-દેરાસર તરીકે એક ઓરડાના એક ભીંતિયા કબાટમાં રાખેલ છે.

---

૧ જેમાં શ્રીપૂજ્યજી શિષ્ય પરિવાર સાથે રહે છે.

શ્રીપૂજ્યજી મહારાજનો નોરો વગેરે ચાર-પાંચ બીજાં પણ મકાનો છે. ગામ બહાર તેમનો બગીચો, અરટ-ખેતર અને બગીચામાં બંગલો છે.

ગામના ઝાંપામાં નદીકિનારે, નીતોડાના રસ્તા ઉપર એક જૂની વાવડી છે, તેની પાસે એક કંપાઉંડમાં ચાર દેરીઓ છે; જેમાં ઉક્ત શ્રીપૂજ્યજીના પૂર્વજોના યતિઓનાં પગલાં છે. તપાગચ્છીય કમલકલશ શાખાના શ્રીપૂજ્યની અહીં જે ગાદી છે, તે પાટણની ગાદીની શાખા કહેવાય છે.

અહીં ૧ ઉપાશ્રય અને ૧ પોષાળ છે. પોષાળમાં બાળકો ભણે છે. બીજી ધર્મશાળા માટે લીધેલી જગ્યા ખાલી પડી છે. અહીં પોરવાડ શ્રાવકોનાં ૩૬ ઘરો છે.

## ૭૮. નીતોડા

ધનારીથી પશ્ચિમ દિશામાં ૨ માઈલ અને રોહિડારોડ (સરૂપગંજ) સ્ટેશનથી વાયવ્યખૂણામાં ૩ માઈલ દૂર "નીતોડા" નામનું ગામ આવે છે. ધનારીથી નીતોડા આવતાં વચ્ચે બનાસ નદી આવે છે. આ ગામ રોહિડા તહેસીલમાં છે.

**શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦નું મંદિર:**

અહીં મૂ૦ ના૦ શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભ૦નું પ્રાચીન, ભવ્ય અને વિશાળ મંદિર છે. આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, ૪૧ દેરીઓ, શિખર અને ભમતીના કોટયુક્ત બનેલું છે.

મૂ૦ ના૦ ના પરિકરની ગાદીમાં સં૦ ૧૨૦૦ નો લેખ છે. તેમાં અહીં મૂ૦ ના૦ શ્રીનેમિનાથ ભગવાન મૂ૦ ના૦ હોવાનો

ઉલ્લેખ છે. એટલે પાછળથી જીર્ણોદ્ધાર વખતે શ્રીચિંતામણિ પાર્શ્વનાથ ભગવાનને મૂ૦ ના૦ તરીકે સ્થાપન કર્યા હશે; એમ લાગે છે. આ લેખથી જણાય છે કે આ મંદિર અને ગામ ઉક્ત સંવત્ પહેલાંનાં હોવાં જોઈએ.

આ મંદિરના ગભારામાં તથા ગૂઢમંડપમાં કુલ જિન-મૂર્તિઓ ૧૧, છચોકીમાં યક્ષ-યક્ષિણી એકેક અને ભમતીની દેરીઓમાં જિન મૂર્તિઓ ૧૬, યક્ષ બાવાજીની મૂર્તિ ૧ અને મણિભદ્રજી ૧ છે. બે-ત્રણ પરિકરના ટુકડા પણ છે.

આ મંદિરની ભમતીની ત્રીજી દેરીમાં જે યક્ષ બાવા-જીની મૂર્તિ છે, તેના ઉપર સં૦ ૧૪૯૧ નો લેખ છે. આ મૂર્તિના જમણા એક હાથમાં નાગપાશ અને બીજા હાથમાં કમંડલુ છે. તથા ડાબા એક હાથમાં ત્રિશૂલ અને બીજા હાથમાં અક્ષસૂત્ર છે. એક પગમાં ખડાઉ પહેરેલી છે, જ્યારે બીજા પગની ખડાઉ નીચે ઉતારેલી છે. તેમના માથે એક નાની જિન મૂર્તિ છે. આ યક્ષ બાવાજીની લોકો બહુ માનતા-બાધા રાખે છે અને ઘણા લોકો તેમની પૂજા અને દર્શન કરવા આવે છે.મંદિરની બહાર એક અંબિકાદેવીની દેરી છે.

અહીં પોરવાડ શ્રાવકોનાં ૭૫ ઘરો છે. ઉપાશ્રય ૨, પોષાળ ૧ અને ધર્મશાળા ૧ છે.

**હિંદુ દેવળો :**[1]

"અહીં નદીના તટ પર "કેદાર" નામક શિવાલય અને "બદ્રીનાથ"નું વિષ્ણુ મંદિર; બંને એક જ કંપાઉંડમાં છે; જેનો જીર્ણોદ્ધાર થોડાં વર્ષો પહેલાં થયો છે. તેની સામે સૂર્યનું

૧ सिरोही राज्यका इतिहास પૃ. ૩૫ ઉપરથી

મંદિર તે જ કંપાઉંડમાં છે; જેની બહાર એક સ્તંભ ઉપર સૂર્યનું કમલાકૃતિ ચક્ર બનેલું છે. આ મંદિર ઈ૦ સ૦ ની ૧૨ મી શતાબ્દિનું બનેલું જણાય છે."

## ૭૯. નાનરવાડા

નીતોડાથી દક્ષિણ દિશામાં ૧I માઈલ અને રોહિડારોડ (સરૂપગંજ) સ્ટેશનથી પશ્ચિમમાં ૨I માઈલ દૂર "નાનરવાડા" નામનું ગામ આવે છે. રોહિડાથી અહીં આવતાં વચ્ચે બનાસ નદી આવે છે. આ ગામ રોહિડા તહેસીલમાં છે.

**શ્રીઅજિતનાથ ભ૦નું મંદિર:**

અહીં મૂ૦ ના૦ શ્રીઅજિતનાથ ભ૦ નું એક મંદિર છે. પહેલાં અહીં શ્રીનેમિનાથ ભગવાનની મૂ૦ ના૦ તરીકે પ્રતિષ્ઠા થયેલી હતી. પણ સં૦ ૧૯૮૪ માં ફરી પ્રતિષ્ઠા કરતાં મૂ૦ ના૦ તરીકે શ્રીઅજિતનાથ ભગવાનને બિરાજમાન કર્યા છે. મૂ૦ ના૦ ના જમણા હાથ તરફ શ્રીશાંતિનાથ ભ૦ અને ડાબા હાથ તરફ શ્રીમલ્લિનાથ ભ૦ બિરાજમાન કરેલા છે. પ્રથમના મૂ૦ ના૦ શ્રીનેમિનાથ ભગવાનને ગૂઢમંડપના એક ગોખલામાં પધરાવ્યા છે. બીજા ગોખલામાં શ્રીનેમિનાથ ભ૦ નાં નવાં પગલાં સ્થાપન કર્યાં છે. મૂ૦ ના૦ શ્રીઅજિતનાથ ભગવાન ઉપર વિ૦ સં૦ ૧૬૦૬ નો લેખ છે.

આ મંદિરની દેખરેખ અને નિભાવ–ખરચ નીતોડા, ભાવરી, ધનારી વગેરે ગામો તરફથી ચાલે છે.

અહીં ઉપાશ્રય, ધર્મશાળા કે શ્રાવકનું એકે ઘર નથી.

## ૮૦. ખાખરવાડા

નાનરવાડાથી દક્ષિણ દિશામાં ૧ માઈલ અને રોહિડા-રોડ (સરૂપગંજ) સ્ટેશનથી પશ્ચિમમાં ૨ માઈલ દૂર "ખાખરવાડા" નામનું ગામ આવે છે.

આ ગામમાં દેરાસર, ઉપાશ્રય કે ધર્મશાળા નથી. પોરવાડ શ્રાવકોનાં ૫ ઘરો છે.

## ૮૧. ભાવરી

ખાખરવાડાથી પૂર્વમાં ૧ માઈલ અને રોહિડારોડ (સરૂપગંજ) સ્ટેશનથી પશ્ચિમમાં ૧ માઈલ દૂર "ભાવરી" નામનું ગામ આવે છે. આ ગામ સિરોહી રાજ્યના હાથ-ખરચની તહેસીલનું છે.

**શ્રીવાસુપૂજ્ય ભ૦નું મંદિર :**

મૂ૦ ના૦ શ્રીવાસુપૂજ્ય ભગવાનનું શિખરબંધી મંદિર છે. મૂ૦ ના૦ સહિત આરસની ૩ મૂર્તિઓ મૂળગભારામાં છે અને એક બહારના ગોખલામાં છે અને ધાતુની પંચતીર્થી વગેરે નાની મૂર્તિઓ ૭ છે.

મૂળગભારો, સભામંડપ, ભમતી, શૃંગારચોકી અને શિખર સહિત આ મંદિર બંધાયેલું છે. ભીંતોમાં કે મૂર્તિઓ પર ખાસ લેખ નથી. કેવળ ત્રણ મૂર્તિઓ પર થોડા થોડા અક્ષરો છે. પણ તે વંચાતા નથી.

## ૮૨. રાહિડારોડ (સરૂપગંજ)

ભાવરીથી પૂર્વમાં ૧ માઈલ દૂર "રાહિડારોડ" નામનું સ્ટેશન આવેલું છે. આ સ્ટેશનનું નામ પાછળથી "સરૂપગંજ" રાખવામાં આવ્યું છે. આ સ્ટેશન ઉપર થોડાંક વર્ષોથી ગામ વસ્યું છે અને બજાર વગેરે થયું છે. તેમાં જૈન શ્રાવકોની ૫–૭ દુકાનો છે. અહીં દેરાસર, ઉપાશ્રય, ધર્મશાળા વગેરે કંઈ જ નથી.

## ૮૩. વાસા

રાહિડારોડ (સરૂપગંજ) સ્ટેશનથી અગ્નિખૂણામાં ૪ માઈલ દૂર "વાસા" નામનું ગામ આવે છે. આ ગામ ભાવરી-હાથખરચ તહેસીલમાં છે.

**શ્રીઆદીશ્વર ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર પ્રભુનું બે માળનું મંદિર છે. ગર્ભાગાર તથા તેની બહાર સભામંડપ અને ફરતી ભમતી છે. ભમતીમાં કૂવો અને થોડા ભાગમાં મકાન બનેલ છે.

નીચેના માળમાં મૂ૦ ના૦ સાથે આરસની મૂર્ત્તિઓ ૩ છે. જમણી બાજુની ભીંતમાં આરસના સુંદર ફણીવાળા પરિકરનો ઉપરનો ભાગ અને તેની નીચે એક જ સરખા આરસના ત્રણ કાઉસગ્ગિયા લગાવેલા છે. બહારના એક ગોખલામાં શ્યામ આરસના તોરણનો ટુકડો રાખેલો છે. તેમાં ભગવાનની એક બેઠેલી મૂર્ત્તિ છે.

ઉપરના માળમાં ચૌમુખજી તરીકે ચાર નાની આરસની મૂર્ત્તિઓ છે. પાર્શ્વનાથ ભગવાનની એક મૂર્ત્તિ ખંડિત છે. બંને માળમાં થઈને ધાતુની ચોવિશી–પંચતીર્થી વગેરે કુલ ૩૨ મૂર્ત્તિઓ છે. તેમાં ૨–૩ મૂર્તિઓ ખંડિત છે અને પરિકરમાં વચ્ચે મૂ૦ ના૦ નથી. આ મંદિરની પ્રતિષ્ઠાની સાલ–મિતિની કોઈને ખબર નથી. લગભગ સો વર્ષનું આ દેરાસર જણાય છે.

**જૈન મંદિરને બદલે જગદીશ મંદિર :**

આ મંદિરથી પૂર્વ દિશામાં નજીકમાં જ એક પ્રાચીન ખૂબ ઊંચા ચોતરા ઉપર શિખરબંધી મંદિર છે. તેનો મૂળ-ગભારો અને શિખર હજુ બરાબર સાબૂત છે. સભામંડપનો કેટલોક ભાગ અને મુખ્ય દરવાજો પડી ગયેલ છે. આ મંદિરની ભીંતો ઈંટોની તથા શિખર પણ ઈંટોનું છે પણ શિખર પર ચૂનામાં ઘણી કોરણી કરેલી છે. મૂળગભારામાં પબાસણ બનેલું છે. ગર્ભાગારના મુખ્ય દરવાજાના ઉત્તરંગાના વચ્ચેના ભાગમાં મંગળમૂર્ત્તિ તરીકે શ્રીતીર્થંકર ભગવાનની મૂર્ત્તિ કોતરેલી છે. એટલે આ ખાસ જૈન મંદિર જ હતું. બાંધણી અને ઘાટ પણ જૈન મંદિર જેવા જ છે;[1] પણ અત્યારે તેમાં શિવલિંગ અને પાર્વતીની મૂર્ત્તિ છે; એટલે તે શિવાલય બની ગયેલું છે. તેને લોકો જગદીશનું મંદિર કહે છે.

આ મંદિર લગભગ પાંચસો–સાતસો વર્ષ પહેલાંનું બનેલું જણાય છે. અહીંના લોકોમાં એવી વાત પ્રસિદ્ધ છે

૧ મહામહોપાધ્યાય પં૦ ગૌરીશંકર ઓઝાજી પણ પોતાના **सिरोही राज्यका इतिहास** નામના ગ્રંથમાં લખે છે કે–"આ જૈન મંદિર હતું પણ બ્રાહ્મણોએ તેમાં શિવલિંગની સ્થાપના કરી દીધી છે."

કેઃ—આ મંદિર જૈનોનું બંધાઈને તૈયાર થયું, પબાસણ તૈયાર થયું, ફરશ બાંધવાની બાકી હતી અને કેવળ પ્રતિષ્ઠા જ કરવાની હતી તે અરસામાં અહીં બ્રાહ્મણોનું વધારે જોર હોવાથી તેઓએ આ મંદિરમાં જબરજસ્તીથી શિવલિંગ પધરાવી દીધું. અત્યારે પણ અહીં બ્રાહ્મણોનાં ૧૫૦ ઘરો વિદ્યમાન છે.

ગામના પશ્ચિમ તરફના ઝાંપામાં એક સૂર્યનારાયણનું પ્રાચીન અને મોટું મંદિર છે તેમાં સં૦ ૧૨૬૧ નો ટૂંકો લેખ છે. એટલે તે વખતનું અથવા તે પહેલાંનું આ મંદિર હોવું જોઈએ. કદાચ એટલું જ જૂનું આ જૈન મંદિર (હાલનું શિવાલય) હોય.

સૂર્યનારાયણના મંદિરની નજીકમાં બ્રાહ્મણ ધર્મશાળા અને બ્રાહ્મણ પાઠશાળા છે. તેની નજીકમાં એક મોટી લગભગ બસો–ત્રણસો વરસની જૂની વાવ છે. આખા ગામના લોકો તેનું પાણી પીએ છે.

અહીં શ્રાવકોનાં ૪૫ ઘરો છે. ઉપાશ્રય ૧ છે. ધર્મ-શાળા (ભોજનશાળા) મહાજનની નવી બને છે પણ અહીં બે તડ હોવાથી તકરારને લીધે કામ અધુરું રહી ગયું છે.

**કાળાગરા :**

અહીંથી બે માઈલ દૂર " કાળાગરા " નામનું પ્રાચીન ગામ હતું અને તેમાં શ્રીપાર્શ્વનાથ ભ૦નું પ્રાચીન મંદિર હતું. અત્યારે તે ગામ અને મંદિરનો કંઈ જ અંશ બચ્યો નથી. માત્ર ક્યાંઈ ક્યાંઈ ઘરોનાં ખંડિયરોનાં નિશાન જોવાય છે.

અહીંથી વિ૦ સં૦ ૧૩૦૦ નો એક શિલાલેખ મળી આવ્યો છે. પણ અમે ત્યાં ગયા નહોતા તેથી ઉતારી શક્યા

નથી. એ લેખ **प्राचीन जैन लेखसंग्रह** ભા. ૨ માં લેખ નં. ૪૨૬ મો છે. તે લેખની મિતિ સં૦ ૧૩૦૦ ના જ્યેષ્ઠ સુદિ ૧૦ ને સોમવારની છે. તે વખતે ચંદ્રાવતીમાં મહારાજાધિરાજ આલ્હણસિંહ રાજ્ય કરતા હતા. તેનું પ્રધાનપણું મહં૦ ખેતા કરતા હતા.

પછીની હકીકત નષ્ટ થઈ ગઈ છે પરંતુ એટલું જણાય છે કે, મહં. ખેતાએ "કાલાગરા" ગામમાં શ્રીપાર્શ્વનાથ દેવ માટે કંઈક ભેટ આપવા માટે શાસન લખી આપ્યું છે.[1]

મ. મ. પં. ગૌરીશંકર ઓઝાજી કહે છે કે,[2] "આ આલ્હણસિંહ કયા વંશનો હતો તે બાબતમાં શિલાલેખમાં કંઈ પણ જણાવ્યું નથી. આવી સ્થિતિમાં એ જ અનુમાન થઈ શકે છે કે, આલ્હણસિંહ યા તો કૃષ્ણરાજનો પુત્ર હશે અને તેના પછી કૃષ્ણરાજના બીજા પુત્ર પ્રતાપસિંહે તે રાજ્ય મેળવ્યું હોય, જેથી મોટા ભાઈનું નામ છોડી દઈ પ્રતાપસિંહને તેના પિતા સાથે જોડી દેવામાં આવ્યો હોય. અને જો આલ્હણસિંહ (પરમારથી) કોઈ બીજા જ વંશનો હોય તો એમ માનવું પડશે કે તેણે કાન્હડદેવ અથવા તેના પુત્ર પાસેથી ચંદ્રાવતી પડાવી લીધી હશે.

"એક બીજો લેખ સં૦ ૧૩૨૦ નો અજારી ગામથી મળ્યો છે: જેમાં મહારાજાધિરાજ અર્જુનદેવનું નામ છે. તેમાં અર્જુનદેવના વંશનો કંઈ જ પરિચય આપ્યો નથી. સંભવ છે કે અર્જુનદેવ ઉક્ત નામનો બઘેલ (વાઘેલા) રાજા

---

૧ **प्राचीन जैन लेखसंग्रह** ભા. ૨. પૃ. ૨૯૬

૨ જુઓ **सिरोही राज्यका इतिहास** પૃ. ૧૫૪ પરની ટિપ્પણી.

હોય. જો આ બઘેલ ન હોય તો આપણે એ જ માનવું પડશે કે, તે ઉપર્યુક્ત આલ્હણસિંહનો ઉત્તરાધિકારી હશે અને તેની પછી પ્રતાપસિંહ ચંદ્રાવતીનો રાજા થયો હશે. જ્યાં સુધી બીજા લેખોથી ઉક્ત બંને રાજાઓના વંશનો નિર્ણય ન થાય ત્યાં સુધી નિશ્ચિતરૂપે કંઈ પણ કહી શકાય નહિ; પરંતુ એટલું નિશ્ચિત છે કે તેઓ આ દેશના રાજા હતા, પછી તે પરમાર હોય કે અન્ય વંશના.”

## ૮૪. રોહિડા

વાસાથી નૈઋર્ત્યખૂણામાં ૧॥ માઈલ અને રોહિડારોડ (સરૂપગંજ) સ્ટેશનથી અગ્નિખૂણામાં ૩॥ માઈલ દૂર “રોહિડા” નામનું ગામ આવે છે. અહીં તહેસીલ છે. આ કસબો પહેલાં આબાદ હતો, એવું આસપાસ પડેલાં ખંડિયેરોનાં નિશાનોથી જણાય છે.

**(૧) પાર્શ્વનાથ ભ૦નું મંદિર:**

અહીં મૂ૦ ના૦ શ્રીપાર્શ્વનાથ ભગવાનનું પંચાયતી મંદિર છે. આ દેરાસર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકીઓ, સભામંડપ, શૃંગારચોકી, ભમતીનો કોટ અને શિખર યુક્ત છે. મંદિર વિશાળ છે.

સભામંડપની બંને બાજુએ એક એક શિખરબંધી દેરું છે, દેરાસરની ડાબી બાજુના મકાનમાં કૂવો, નહાવાનું ગરમ પાણી અને પૂજાનાં કપડાં માટેનું મકાન છે. સાથે એક નાનો બગીચો પણ છે.

જમણી બાજુના દેરામાં મૂ૦ ના૦ શ્રીનેમિનાથ ભ૦ આદિ આરસની મૂર્ત્તિઓ ૩ અને ડાબી બાજુના દેરામાં મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામી વગેરે આરસની મૂર્ત્તિઓ ૩ છે. મુખ્ય મંદિરના મૂળગભારા અને ગૂઢમંડપમાં મળીને આરસની મૂર્તિઓ ૭ છે. નવચોકીના જમણા હાથ તરફના ગોખલામાં પદ્માવતીદેવીની મૂર્તિના ઉપરના ભાગમાં શ્રીપાર્શ્વનાથ ભ૦ની નાની મૂર્તિ કોતરેલી છે. ત્રણ ગભારામાં કુલે ધાતુની ચોવિશીઓ વગેરે ૪૯ મૂર્ત્તિઓ છે. તે ઉપરાંત ચાંદીની ચોવિશીઓ ૫ અને ચાંદીની પાર્શ્વનાથ ભ૦ની એકલમૂર્ત્તિ નાની ૧ નવી થયેલી છે. આ આખા મંદિરની પ્રતિષ્ઠા સં૦ ૧૯૫૮ ના માહ શુદિ ૧૩ ને ગુરુવારે થઈ છે. અને આ મંદિરનો પાયો સં૦ ૧૯૫૦ માં નંખાયો હતો.

(૨) શ્રીઆદીશ્વર ભ૦નું મંદિરઃ

બીજું મંદિર મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભગવાનનું છે. આ બે માળનું મંદિર રોહિડાવાળા મૂતા રાયચંદ નથમલજીએ પોતાના ખરચથી બંધાવીને તેની પ્રતિષ્ઠા સં૦ ૧૯૫૯ ના માહ શુદિ ૫ ના દિવસે કરાવી છે.

આ મંદિરના નીચેના માળમાં મૂ૦ ના૦ સહિત આરસની મૂર્ત્તિઓ ૬ છે અને એક શ્યામવર્ણની આરસની મૂર્ત્તિ ૧ છે. આ શ્યામ મૂર્ત્તિ રોહિડાથી ઈશાન ખૂણામાં ત્રણેક માઈલ દૂર "વાલોરીયું" ગામ છે, તેની પાસેની કેદારનાથની નદીમાંથી નીકળેલી છે. પૂજારી રઘુવીર, જે હાલમાં અહીંનો પૂજારી છે, તેણે લાવીને અહીં પધરાવી છે. આ આરસની મૂર્ત્તિ ત્રિતીર્થીના પરિકરયુક્ત છે વચ્ચે મૂ૦ ના૦

અને આસપાસ બે કાઉસગ્ગિયા છે. ચાંદીની ચોવિશી ૧ નવી છે અને ધાતુની પંચતીર્થીઓ વગેરે કુલે ૪ મૂર્ત્તિઓ છે તથા ધાતુની ચાર નાની એકલમૂર્ત્તિઓ અને એક ચાંદીની પંચતીર્થી–એમ પાંચ મૂર્તિઓ ધનારીવાળા ઉત્તમવિજયજી યતિની છે.

આ મંદિરના મૂ૦ ના૦ થી જમણી બાજુએ જે મૂર્તિ વિરાજમાન છે, તે સંપૂર્ણ ઘડાયેલી નથી. ખાલી મૂર્તિનો આકાર કરેલો છે. આ મૂર્ત્તિ રોહિડા ગામના કોઈ કૂવા કે વાવડીમાંથી નીકળેલી, તેના પર ટાંકણાં ચલાવ્યાં પરંતુ ચાલ્યાં નહિ અને ટાંકણાં ચલાવતી વખતે તેમાંથી દૂધ અને લોહીની ધારા થઈ; તેથી ટાંકણાં ચલાવવાં બંધ રાખીને એ મૂર્ત્તિ એમ ને એમ જ પૂરી ઘડ્યા વિના જ રાખેલી, તે અહીં પધરાવી છે–એવી દંતકથા ચાલે છે. લોકોમાં આ મૂર્તિની પૂજા–માન્યતા વિશેષ છે.

આરસની પદ્માવતી દેવીની મૂર્તિ એક છે. તેના ઉપર ભગવાનની ૫ બેડી મૂર્તિઓ કોતરેલી છે. અંબિકાદેવીની મૂર્તિ ૧ છે.

ઉપરના માળમાં આરસની સુંદર શિખરબંધી દેરીમાં ચૌમુખજી તરીકે આરસની ૪ મૂર્તિઓ છે.

આ મંદિર મૂળગભારો, તેની બહાર મંડપ તરીકે ચોકી, ભમતી, કોટ અને શૃંગારચોકીયુક્ત બનેલું છે. તેના ઉપર નાનું પણ આરસનું એક શિખર બંધાવેલું છે. આ મંદિરના પાછળના ભાગમાં નાનું મકાન અને ચોક છે.

### (૩) બ્રાહ્મણવાડજીનું મંદિર:

ઉપર્યુક્ત મૂતા રાયચંદજી નથમલજીએ જ પોતાના બગીચાની અંદર મૂ૦ ના૦ શ્રીમહાવીરસ્વામી ભગવાનનું મંદિર બંધાવ્યું છે. આ મંદિરના મૂળગભારા ઉપર નાનું શિખર છે. ભમતીમાં ચાર નાની નાની દેરીઓ છે, તેમાં આરસની એક એક મૂર્તિ છે. આ મંદિર શ્રીબ્રાહ્મણવાડજીના નામથી પ્રસિદ્ધ છે. મૂળગભારો અને ચાર દેરીઓ હોવાથી તેને પંચતીર્થી તરીકે પણ ગણે છે. તેમાંની એક દેરીમાં શ્રીકેશરિયાજીની મૂર્તિ **છે.**

મૂળગભારો અને દેરીઓમાં કુલે આરસની ૭ મૂર્તિઓ છે અને બહાર એક નાના ચૌમુખજી છે. તે એક જ પથ્થરમાં ઘડેલા છે. ધાતુની ચોવિશીઓ ૨ અને નાની એકલમૂર્તિઓ ૨ છે. સભામંડપના એક ખૂણામાં એક દેરીમાં અંબાજીની મૂર્તિ છે. તે જૈન માન્યતા પ્રમાણેની બનેલી નથી. આ દેરાસરની પ્રતિષ્ઠા સં૦ ૧૯૬૩ ના વૈશાખ સુદિ ૬ ને સોમવારે થઈ છે.

બગીચાના એક ખૂણામાં અરટ–કૂવો અવાડો છે. તેની પાસે એક મહાદેવનું શિવાલય એ જ મૂતાજીએ બંધાવીને બ્રાહ્મણવાડજી સાથે જ તેની પ્રતિષ્ઠા કરાવી છે. અહીં કેટલીક મૂર્તિઓ અજારીથી લાવવામાં આવી છે.

**અહીંનાં કેટલાંક બીજાં સ્થાનો** × :

" ગામની પૂર્વ દિશામાં " રાજેશ્વર " નામક શિવમંદિર છે; જે પરમાર રાજા ધારાવર્ષના સમયે બનેલું હતું. **આ**

× **सिरोही राज्यका इतिहास** પૃ૦ ૩૩ ઉપરથી.

મંદિરની પાસે એ જ સમયની બનેલી એક વાવડી છે. આનો થોડાં વર્ષો પહેલાં જીર્ણોદ્ધાર થયો છે. જીર્ણોદ્ધારના સમયે તેમાંથી ધારાવર્ષ રાજાના સમયનો એક શિલાલેખ નીકળ્યો હતો, પરંતુ તેનો ઉપરનો ભાગ તૂટી જવાથી સંવતનો અંક ચાલ્યો ગયો હતો.

" રાજેશ્વરના મંદિરથી પશ્ચિમ દિશામાં ગામની દક્ષિણી સીમા પર રામચંદ્રનું મંદિર છે. જેમાં અત્યારે વિષ્ણુની મૂર્ત્તિ સ્થાપન કરેલી છે. પરંતુ પહેલાં આ સૂર્યમંદિર હતું; કેમકે તેની પરકમ્માામાં પાછળ (પશ્ચિમ)ના ગોખલામાં સૂર્યની મૂર્ત્તિ હજી સુધી વિદ્યમાન છે; જે આને સૂર્યનું મંદિર હોવાનું પ્રગટ કરે છે. ૫૦-૬૦ વર્ષો પૂર્વે એક સાધુએ આની મરમ્મત કરાવી હતી તથા મંદિરની આસપાસ મકાન અને ધર્મશાળા બંધાવી હતી. અહીં પરમાર રાજા ધારાવર્ષના સમય વિ૦ સં૦ ૧૨૭૧ નો એક શિલાલેખ છે; જેને કોઈ કે તોડીને ચાર ટુકડા કરી નાંખ્યા છે.

" આ મંદિરો સિવાય સુગ્રીવ અને સોમનાથનું શિવાલય તથા લક્ષ્મીનારાયણનું મંદિર અને રાણેશ્વરી નામક દેવનું મંદિર પણ છે. "

## ૮૫. ભૂલા

રોહિડાથી અગ્નિખૂણામાં ૪ માઈલ અને રાહિડારોડ (સરૂપગંજ) સ્ટેશનથી અગ્નિખૂણામાં ૮ માઈલ દૂર " ભૂલા " નામનું ગામ આવે છે. આ ગામ રોહિડા તહેસીલમાં છે.

કોટડા છાવણીના રસ્તા તરફ આ ગામ આવે છે પણ તે પહેલાં એ એક મોટી નગરી હતી—એમ કહેવાય છે. તેની પાસેના ખેતરમાં આરસની ૨૩ જિનમૂર્તિઓ નીકળેલી હતી. તે બધી રોહિડાના ઉપાશ્રયમાં લાવીને મૂકી હતી. પછી રોહિડામાં શિખરબંધી મંદિર થતાં તે બધી તેમાં જ પધરાવવામાં આવી છે. થોડીક મૂર્તિઓ બહાર ગામ પણ આપી છે.

નદીની એક બાજુએ ભૂલા અને બીજી બાજુએ સદાફલના ગરાસિયા વગેરેનાં ઝૂંપડાં છે.

અહીં શ્રાવકનાં ઘર, ઉપાશ્રય કે દેરાસર નથી.

અહીંથી અમે પાછા રોહિડા આવ્યા.

## ૮૬. વાટેડા

રોહિડાથી નૈઋત્યખૂણામાં ૧૫ માઈલ દૂર "વાટેડા" નામનું ગામ આવેલું છે. સિરોહી રાજ્યના પાડીવના તાલુકદારનું આ ગામ છે.

**શ્રીશાંતિનાથ ભ૦ નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીશાંતિનાથ ભગવાનનું શિખરબંધી પ્રાચીન મંદિર છે. મૂ૦ ના૦ ના પરિકરની ગાદી ઉપર સં૦ ૧૧૭૧નો પ્રાચીન લિપિમાં લેખ છે. તેમાં "વીરનાથની પ્રતિમા કરાવી" એવો ઉલ્લેખ છે. આ લેખથી અહીં પહેલાં ભગવાન મહાવીર સ્વામીનું મંદિર હતું પરંતુ પાછળથી જીર્ણોદ્ધાર સમયે એ જ પ્રાચીન પરિકરમાં મૂળનાયક તરીકે શ્રીશાંતિનાથ ભગવાનની સ્થાપના કરી હશે; એમ જણાય છે.

શ્રીશાંતિનાથ ભગવાનની મૂર્તિ પણ પંચતીર્થીના સુંદર પ્રાચીન પરિકરયુક્ત છે. અહીંની ધાતુની નાની મૂર્તિ ઉપર સં૦ ૧૩૯૬ નો અને ધાતુની પંચતીર્થી ઉપર સં૦ ૧૪૯૦ નો લેખ છે.

આ મંદિરમાં આરસની કુલ મૂર્તિઓ ૩ છે અને અને ધાતુની પંચતીર્થીઓ ૨ છે.

આ મંદિરની ફરીથી સં૦ ૧૯૦૩ માં પ્રતિષ્ઠા થઈ ત્યારે અહીં શ્રાવકોનાં ૮૦ ઘરો હતાં. ત્યાર પછી આજ સુધી વસ્તી ઘટતી જ આવી છે. સં૦ ૧૯૭૯ માં ધ્વજાદંડની પ્રતિષ્ઠા થઈ ત્યાર પછી પણ જૈન લોકોની વસ્તી ઘટતી જ રહી છે. અત્યારે અહીં પોરવાડ શ્રાવકોનાં ૭ ઘરો છે.

અહીં નાનો પણ બે માળનો એક ઉપાશ્રય ગામના પ્રમાણમાં ઠીક છે પણ તેને સુધરાવવાની ખાસ જરૂર છે.

**રસ્તાઓ :**

રોહિડાથી અગ્નિખૂણામાં સનવાડા ૧ માઈલ અને સનવાડાથી ભૂલા ૩ માઈલ થાય છે. રોહિડાથી નૈઋર્ત્ય ખૂણામાં ૧।। માઈલ દૂર વાટેડા અને વાટેડાથી પૂર્વ દિશામાં સનવાડા ૨ માઈલ થાય છે.

રોહિડા ગામથી કોટડાની છાવણી સુધીનો રસ્તો ચાલુ છે. પહાડી પ્રદેશ અને નાળ[1] હોવા છતાં ગાડા રસ્તો છે.

---

૧. બંને તરફ ઊંચી ઊંચી પર્વત શ્રેણિઓની વચ્ચેની ખીણમાં—ઘણા જ નીચાણ ભાગમાં ગાડા માર્ગ જેટલો જ ફક્ત માર્ગ હોય તેને મારવાડ—મેવાડમાં “ નાળ ” કહે છે.

સણુવાડાથી પ્રહાડી પ્રદેશ શરૂ થાય છે. રસ્તામાં એક સારું–સારી વસ્તીવાળું ગામ આવતું નથી. જ્યાં ગામ આવે છે ત્યાં વિશેષે કરીને ભીલ–ગરાસિયાનાં છૂટાંછવાયાં છાપરાં આવે છે. ઝાડીભર્યું જંગલ અને પહાડોથી છવાયેલો આ પ્રદેશ રમણીય લાગે છે પણ ચોર–ડાકુઓનો વિશેષ ત્રાસ છે, તેથી વોળાવો લીધા સિવાય જઈ શકાતું નથી.

કોટડાની છાવણીથી ખેરવાડાની છાવણી સુધીનો રસ્તો પણ એવો જ વિકટ છે. ચારે તરફ પર્વતશ્રેણિઓ, ઝાડી, જંગલ, નાળાં, ઝરણાં વચ્ચેથી આ રસ્તો નીકળે છે. પણ ગાડું કે બીજું કંઇ વાહન સારી રીતે ચાલી શકે એવી રીતે રસ્તો સાફ કરાવીને રસ્તાની બંને બાજુએ નિશાની તરીકે નાના નાના પથ્થરો મૂકેલા છે. તેથી અજાણ્યો માણસ પણ એ રસ્તે રસ્તે ચાલ્યો જાય તો ઠેકાણે પહોંચી જાય ખરો.

રોહિડા કે વાટેડા છોડયા પછી કોટડા અને કોટડા છોડયા પછી ખેરવાડાની છાવણીએ આવીએ ત્યારે જ સારી વસ્તીવાળું ગામ જોવામાં આવે છે. ખેરવાડાની છાવણીથી શ્રીકેશરિયાજી સુધીની અને શ્રીકેશરિયાજીથી ઉદયપુર સુધીની પાકી સડક છે.

## ૮૭. કાછોલી

વાટેડાથી વાયવ્ય ખૂણામાં ૪॥ માઈલ અને રોહિડા સ્ટેશનથી નૈઋર્ત્ય ખૂણામાં ૩॥ માઈલ દૂર “ કાછોલી ” નામનું ગામ આવે છે.

**શ્રીપાર્શ્વનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીપાર્શ્વનાથ ભગવાનનું એક મંદિર છે. આ મંદિર, મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી અને કોટથી યુક્ત સુંદર અને પ્રાચીન છે. મૂ૦ ના૦ ના પરિકરની ગાદીની નીચે સં૦ ૧૩૪૩નો લેખ છે. એકતીર્થીનું આ પરિકર સુંદર અને પ્રાચીન છે. પાષાણની જિનમૂર્ત્તિ ૯, ધાતુની ચોવિશી ૧, ધાતુની પંચતીર્થી ૧ અને યક્ષ—યક્ષિણીની મૂર્ત્તિઓ ૩ છે.

આ ગામના નામ માટે કહેવાય છે કે, કચ્છના રાવે અહીં આવીને આ ગામ વસાવ્યું હોવાથી તેનું નામ "કાછોલી" પડ્યું છે.

અહીં પોરવાડનાં ૪૭ અને ઓશવાલનાં ૩—મળીને ૫૦ ઘરો શ્રાવકોનાં છે. ઉપાશ્રય ૨ અને એક કબૂતરખાતાનું મકાન છે.

**અસપરા :**

આ ગામથી લગભગ ૪ માઈલ દૂર "અસપરા" નામનું ગામ છે. ત્યાં શ્રાવકનાં ઘર કે ધર્મશાળા નથી. એક અગ્રવાલ મોદીની દુકાન છે. અહીંથી આબુ ઉપર જવું હોય તો ચાર કોશ પહાડી રસ્તે પહાડમાં જવાથી અચલગઢ જવાય છે. આ રસ્તે ચોકીદાર અને ભોમિયો લીધા સિવાય જવું નહીં.

## ૮૮. સાંગવાડા (જૂનું)

કાછોલીથી દક્ષિણમાં ૨। ગાઉ અને ભીમાણા સ્ટેશનથી ઉત્તરમાં ૧॥। માઈલ દૂર "સાંગવાડા" નામનું ગામ આવે છે.

**ખંડિત જિનમંદિર :**

અહીં જે એક જૂનું મંદિર હતું તે પડી ગયું છે. પથ્થરનું ઘણું કામ હજુ ઊભું છે. આ ગામ ઉજ્જડ થઈને કાંઈક દૂર વસ્યું છે. અહીં શ્રાવકનાં ઘર, ઉપાશ્રય વગેરે કંઈ નથી.

## ૮૯. ભીમાણા

સાંગવાડાથી અગ્નિખૂણામાં ૨॥। માઈલ દૂર "ભીમાણા" નામનું ગામ આવે છે અને અહીંથી ભીમાણા સ્ટેશન પશ્ચિમ દિશામાં ૧॥ માઈલ દૂર છે. આ ગામ રોહિડા તહેસીલમાં છે.

**શ્રીમુનિસુવ્રતસ્વામી ભ૦નું મંદિર :**

અહીં એક જૈનમંદિર છે. તેમાં મૂ૦ ના૦ શ્રીમુનિસુવ્રત સ્વામીની પંચતીર્થીના પરિકરયુક્ત સુંદર અને પ્રાચીન મૂર્તિ છે. અહીં કુલ જિનબિંબ ૧૮ અને એક નાના કાઉસ-ગ્ગિયા ( પરિકરમાંથી છૂટા પડી ગયેલા ) છે. આ મૂર્તિઓમાં શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ ૧ ફૂટની છે. આ મૂર્તિની આકૃતિ સાધારણ અને પથ્થર ડાઘીલો છે. પણ ખંડિત નથી.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ શૃંગારચોકી, અને કોટ યુક્ત છે.

અહીં પોરવાડ શ્રાવકનાં ૪ ઘરો છે. ધર્મશાળા કે ઉપાશ્રય નથી. ગામમાં બે તડ છે.

## ૯૦. તુરંગી

ભીમાણાથી દક્ષિણ દિશામાં ૧ માઈલ અને ભીમાણા સ્ટેશનથી ઈશાન ખૂણામાં ૨ માઈલ દૂર "તુરંગી" નામનું ગામ આવે છે.

**ખંડિત પડેલું જૈનમંદિર :**

અહીં એક જૈનમંદિર પડી ગયેલું છે. આ મંદિર મૂળ ગભારો, ગૂઢમંડપ, છ ચોકીઓ, સભામંડપ, શૃંગારચોકી અને ભમતીના કોટ સહિત શિખરબંધી બનેલું હતું. અત્યારે શિખર, મૂળગભારો, ગૂઢમંડપ, છ ચોકીઓ અને તેના ઉપરના ગુમ્મજો હજુ સાબૂત ઊભેલા છે. શૃંગારચોકીના મુખ્ય દરવાજા બહારનાં પગથિયાં, તેની બંને બાજુએ ઓટલા વગેરે પણ મોજુદ છે. સભામંડપ સાવ પડી ગયો છે તથા ગઢનો ઘણો ખરો ભાગ પડી ગયો છે.

મૂળગભારામાં આરસનું પ્રાચીન પંચતીર્થીવાળું પરિકર છે. તેમાંના બંને કાઉસગ્ગિયા કોઈએ ખંડિત કરી નાંખ્યા છે. તથા ઉપરના ભાગમાંથી છત્ર વગેરે તોડી નાંખ્યું છે. મૂળનાયકજીની મૂર્તિ વગેરે પણ કોઈએ ખંડિત કરી નાંખી હતી. તે થોડાં વર્ષો પહેલાં રોહિડાના કોઈ શ્રાવકોએ ત્યાં જ મંદિરની જમીનમાં ભંડારી દીધી છે. મંદિરના બે દરવાજા સાબૂત ઊભા છે. તે કેવી રીતે ઉતારી શકાશે? મુખ્ય પ્રવેશ દ્વારનો દરવાજો ઉતારી શકાય તેવા છે. પણ તે સાધારણ છે. બેમાં ય મંગલમૂર્તિ નથી.

મૂ૦ના૦ ની મૂર્તિ ઉપર કદાચ લેખ હશે. કેમકે પરિકરની ગાદીના ધર્મચક્રની નીચેના ભાગમાં વચલા એક

હાંસિયા ઉપર પ્રારંભથી અધૂરો લેખ ખોદેલો છે. અંતમાં **मंगलं महाश्री** લખેલું છે એટલે અંતનો ભાગ પૂરો છે. લેખ મોટો હોવો જોઈએ. પણ પ્રારંભનો ભાગ નથી. લિપિ પ્રાચીન એટલે ૧૧–૧૨ મી શતાબ્દિની જણાય છે. બીજા કોઈ લેખો જોવામાં આવ્યા નથી. મંદિર પણ એટલું પ્રાચીન હશે.

મંદિરની બધી દીવાલો તથા શિખર પણ ઈંટોનું બનેલું છે. બાકી છચોકીઓ, સભામંડપ અને બારશાખ, સ્તંભો, તોરણો, પાટડા વગેરે પથ્થરના બનેલા છે. મંદિરના બે દરવાજાના ઉતરંગામાં મંગળમૂર્તિ તરીકે કોઈની મૂર્તિ કોતરેલી નથી. પણ તે બન્ને ઉપર લંબ–ચોરસ ફૂલ કોતરેલું છે. રસ્તા પરના દરવાજા ઉપર કાંઈ પણ કોતર્યું નથી.

તુરંગીમાં શ્રાવકનું એક પણ ઘર નથી. ઉપાશ્રય જૈન ધર્મશાળા વગેરે કાંઈ નથી. તુરંગીથી આવેલા શ્રાવકોનાં ૧–૨ ઘર ભારજામાં, ૧–૨ રોહિડામાં અને કેટલાક અમદાવાદમાં રહે છે.

## ૯૧. ભારજા

તુરંગીથી નૈઋત્ય ખૂણામાં ૧॥ માઈલ અને કીવરલી સ્ટેશનથી ઇશાન ખૂણામાં ૩ માઈલ તેમજ ભીમાણાથી દક્ષિણમાં ૨ માઈલ "ભારજા" નામનું ગામ આવેલું છે. આ ગામ રોહિડા તહેસીલમાં છે.

**શ્રીઆદીશ્વર ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ના૦ શ્રી આદીશ્વર ભગવાનનું પ્રાચીન મંદિર

છે. આ મંદિર પહાડની એક ઊંચી ટેકરી ઉપર પહાડની ઓથમાં આવેલું છે. નીચેથી લગભગ ૧૦૦ કદમ ચડતાં આ મંદિર આવે છે. નીચેથી મંદિર સુધી ઘાટ બાંધેલો છે. મૂ૦ના૦ ની મૂર્ત્તિ અત્યંત મનોહર છે અને તેના ઉપર પંચતીર્થીનું પ્રાચીન પરિકર છે. એક સુંદર નકશીભર્યું તોરણ હતું તે હાલમાં ગભારામાં ટાઈલો લગાવતી વખતે કાઢી નાખ્યું છે. તેના ટુકડા બહાર પડ્યા છે, તે પ્રાચીન અને નકશીવાળું છે; તેથી તેને સારી રીતે ફરીથી લગાડવું જોઈએ. તે માટે ભલામણ કરી હતી.

. આ મંદિર, મૂળગભારો, ગૂઢમંડપ, છ ચોકીઓ, સભામંડપ, શૃંગારચોકી, અને કોટ વગેરેથી યુક્ત છે.

આ મંદિરમાં મૂ૦ના૦ ની મૂર્ત્તિ ૧, પરિકર વિનાની મૂર્ત્તિઓ ૩, અધૂરી ઘડેલી આરસની મૂર્ત્તિ ૧, ધાતુની પંચતીર્થી ૧, અને ધાતુની એકલ નાની મૂર્ત્તિ ૧ છે. પગલાં જોડી ૧ છે. મંદિરના દરવાજાથી જમણા હાથ તરફ ૩ ગોખલા અને ૬ દેરીઓ જૂની છે. ગોખલા અને દેરીઓ ખાલી છે. તેમાં ચાર દેરીઓ માથે સં૦ ૧૫૦૦ તથા ૧૫૦૨ના લેખો છે. તેમાં પહેલાં ભગવાન સ્થાપન કર્યા હતા. હાલમાં ઘણા વર્ષોથી ખાલી છે. અત્યારે જીર્ણોદ્ધારનું કામ ચાલે છે.

ગૂઢમંડપમાં જવાનો મુખ્ય દરવાજો મકરાણાનો બનાવી હાલમાં જ નવો મુકાવ્યો છે. તેમાંની મંગલમૂર્ત્તિની લાઈનમાં ભગવાનની ૯ મૂર્ત્તિઓ કોતરેલી છે.

અહીં પોરવાડ શ્રાવકનાં ૨૫ ઘરો છે. ૧ ઉપાશ્રય, ધર્મશાળા ૨, ગુરાંસા ( મહાત્મા–કુલગર )ની પોષાળ ૧ છે. તે ઘરબારી છે.

## ૯૨. કાસીંદ્રા (કાયંદ્રા)

ભારજાથી વાયવ્યખૂણામાં ૨ાા માઇલ, કીવરલી સ્ટે-શનથી ઉત્તરમાં ૨ા માઇલ અને ભીમાણા સ્ટેશનથી નૈઋત્ય ખૂણામાં ૨ા માઇલ દૂર "કાસીંદ્રા" નામનું ગામ આવે છે. આ ગામ રોહિડા તહેસીલમાં છે.

**શ્રીશાંતિનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ના૦ શ્રીશાંતિનાથ ભગવાનનું બાવન જિનાલય-વાળું મંદિર છે. તેનો ઘણો ભાગ તૂટી ગયો છે. મૂ૦ના૦ની મૂર્તિ મનોહર છે. તેમની નીચેની પરિકરની ગાદી નીચે ૧૨૩૪નો લેખ છે. મૂ૦ના૦ ઉપર લાંછન નથી અને મૂ૦ના૦ની બંને બાજુએ બે ઈંદ્રો પરિકરમાંથી છૂટા પડી ગયેલા સ્થાપન કરેલા છે.

ગૂઢમંડપમાં પગલાંની જોડ ૧ જમણા ગોખલામાં છે. તેના પર સં૦ ૧૫૯૯ નો લેખ છે. બાવન દેરીઓમાંથી ૧૮ નો જીર્ણોદ્ધાર કરાવી કાયમ રાખી છે. બાકીની પડી ગઈ છે.

અઢારમાંથી બે દેરીઓને માથે સં૦ ૧૦૯૧ ના લેખો છે. લિપિ પ્રાચીન છે અને તેમાં ચૂનો ભરાઈ ગયેલો હોવાથી પણ વાંચવી મુશ્કેલ પડે તેમ છે. થોડા અક્ષરો ઘસાઈ ગયા છે. બાકીનો લેખનો ભાગ સારી સ્થિતિમાં છે. લેખમાં જણાવ્યું છે કે, "સં૦ ૧૦૯૧માં પોરવાડ વામન શ્રેષ્ઠીએ આ જિનમંદિર બંધાવ્યું." આથી આ ગામ તેથી યે પ્રાચીન હોય એમ જણાય છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, નવચોકી, સભામંડપ, ૧૮ દેરીઓ, કોટ, શૃંગારચોકી વગેરેથી યુક્ત છે.

અહીં એક બીજું પણ પ્રાચીન જૈન મંદિર હતું, જે પડી ગયેલું છે. તેના ઘણા પથ્થરો રોહિડા જૈનમંદિરમાં લગાવી દીધા છે.

પ્રાચીન શિલાલેખોમાં આ ગામનું નામ "કાસીંદ્રા" મળે છે. આ ગામના નામ ઉપરથી જ "કાસહ્રૃદ્‌ગચ્છ" અસ્તિત્વમાં આવ્યો હતો.

અહીં પોરવાડ શ્રાવકોનાં ઘર ૨૦ છે. ઉપાશ્રય કે ધર્મ-શાળા વગેરે નથી.

**બીજાં કેટલાંક સ્થાનો :** *

"ગામથી દક્ષિણમાં "કાસેશ્વર" નામક શિવમંદિર અનુમાનતઃ આઠમી સદીની આસપાસનું બનેલું છે. જેને લોકો "કાશીવિશ્વેશ્વર" કહે છે. આ મંદિર અત્યારે ખંડિત સ્થિતિમાં છે. ઉક્ત મંદિરની સામે એક ચતુરસ્ત્રસ્તંભ ઉપર ચાર પુરુષોની મૂર્તિઓ ખોદેલી છે; જેમનાં નામો તેના પર ખોદેલાં છે અને તે નવમી શતાબ્દિની આસપાસની લિપિવાળાં છે.

"આ મંદિરની પાસે બે શિલાલેખોમાંથી એક સં૦ ૧૨૨૦નો પરમાર રાજા ધારાવર્ષના સમયનો, તથા બીજો વિ૦ સં૦ ૧૩૦૧નો, પડેલા છે.

---

* જૂઓ सिरोही राज्यका इतिहास પૃ. ૩૬ ઉપરથી.

" ગામથી પશ્ચિમ દિશામાં "અરુણેશ્વર" નામક પંચાયતન શિવાલય છે; જેના મુખ્ય મંદિરમાં એક વિશાળ શિવની ત્રિમૂર્ત્તિ છે. આવી મૂર્ત્તિઓ ચિતોડના કિલ્લા ઉપર, મુંબાઈની સમીપ સમુદ્રની અંદર (બેટમાં) ઘારાપુરીની ગુફામાં તથા અન્યત્ર ક્યાંઈ ક્યાંઈ જોવામાં આવી છે. પરંતુ આ રાજ્યમાં આબુની ચારે તરફના પ્રદેશમાં આવી ત્રિમૂર્ત્તિઓ[1] કેટલીયે જગ્યાએ આજ સુધી વિદ્યમાન છે: જેનાથી અનુમાન થાય છે કે, અહીં પ્રાચીન કાળમાં પાશુપત (શૈવ) સંપ્રદાયની પ્રબળતા હોવી જોઈએ. જેટલી ત્રિમૂર્ત્તિઓ અહીં જોવામાં આવી છે તે ઘણીખરી ઉત્તમ રીતે બનેલી છે અને ૧૧ મી શતાબ્દિ પૂર્વની અનુમાન કરી શકાય છે.

---

૧ ત્રિમૂર્ત્તિનાં ત્રણ મસ્તક હોવાના કારણે અહીંના લોકો ઘણીવાર એવી મૂર્તિને ત્રિકમજી (ત્રિવિક્રમ) ની મૂર્ત્તિ કહ્યા કરે છે અને કોઈ કોઈ તો એને બ્રહ્માની મૂર્ત્તિ પણ માને છે. પરંતુ આ ન ત્રિવિક્રમ (વિષ્ણુ)ની મૂર્ત્તિઓ છે કે ન બ્રહ્માની છે. આ મૂર્ત્તિઓ શિવની જ છે. શિવની મૂર્ત્તિને ૬ હાથ, જટાસહિત ત્રણ મસ્તક અને ત્રણ મુખ હોય છે; જેમાંથી એક રડતું મુખ હોય છે; જે શિવને 'રુદ્ર' રૂપે બતાવવાનું સૂચક છે. એના મધ્યના બે હાથમાં એકમાં બીજોરું નામક ફલ તથા બીજામાં માલા, જમણી તરફના બે હાથોમાં એકમાં સર્પ અને બીજામાં ખપ્પર તેમજ ડાબી તરફના બે હાથોમાંથી એકમાં પાતળા નાના દંડ જેવી કોઈ વસ્તુ અને બીજામાં ઢાલની આકૃતિની કોઇ નાની સરખી ગોળ વસ્તુ બહુધા દેખવામાં આવે છે. પાછળની બે વસ્તુઓ વાસ્તવમાં શું છે તે જાણવામાં આવ્યું નથી. ત્રિમૂર્ત્તિ વેદીની ઉપર, દીવાલની સાથે જોડાયેલી રહે છે અને તેમાં છાતીથી કંઇક નીચે સુધીનો ભાગ જ હોય છે. પરંતુ કદ મોટું હોય છે. ત્રિમૂર્ત્તિની સામે બહુધા શિવલિંગ જોવામાં આવે છે.

"અહીં સૂર્ય આદિની કેટલીક મૂર્ત્તિઓ આમતેમ પડેલી છે. આ પ્રાચીન સ્થાનનાં ખંડિયેરો બહુ દૂર સુધી દૃષ્ટિ-ગોચર થાય છે.

"અહીં હિજરી સન ૫૭૪ (વિ૦ સં૦ ૧૨૩૫, ઈ. સ. ૧૧૭૮)માં સુલતાન શાહબુદ્દીન ગોરી ગુજરાતની રાજધાની અણહિલવાડ પાટણ પર ચડાઈ કરવા જતાં ઘાયલ થયેલો અને તેને હારીને પાછું ફરવું પડ્યું હતું. અહીં હિ૦ સન ૫૯૬ (વિ૦ સં૦ ૧૨૫૩, ઈ. સ. ૧૧૯૬)માં ગુજરાત પર ચઢાઈ કરનારા કુતબુદ્દીન ઐબકની સાથે લડાઈ થઈ; જેમાં ધારાવર્ષ વગેરે હારી ગયા હતા."

**આબુ ઉપર ચડવાના રસ્તા :**

અહીંથી આબુ ઉપર ચઢવાનો રસ્તો છે. ૧ કોશ પહાડમાં ચાલવાથી છીપાબેરી ચોકી પાસે સડકે ચઢાય છે. ચોકીદારો લીધા વિના જવું નહીં.

અહીંથી વાયવ્ય ખૂણામાં ૧॥ માઈલ દૂર "કોટડા" નામનું ગામ આવે છે. અહીં શ્રાવકનાં ઘર, ઉપાશ્રય કે દેરાસર કંઈ નથી. કોટડાથી પહાડી રસ્તે ૬ માઈલ જવાથી છીપાબેરી ચોકી અને આરણાની ચોકી વચ્ચે આબુ કંપની સડક ભેગા થવાય છે. ત્યાંથી આરણા થઈને દેલવાડા જવાય છે. આ રસ્તે ચોકીદાર અને ભોમિયો લીધા સિવાય જવું નહીં.

## ૯૩. આમથરા

કાસીંદ્રાથી દક્ષિણમાં ૨॥ માઈલ અને કીવરલી સ્ટેશનથી પશ્ચિમમાં ૧ માઈલ દૂર "આમથરા" નામનું ગામ આવે

છે. આ ગામ સાંતપુર તહેસીલમાં છે.

**શ્રીઅજિતનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ ના૦ શ્રીઅજિતનાથ ભ૦નું પ્રાચીન મંદિર છે. મૂ૦ ના૦ ઉપર એકતીર્થીનું પ્રાચીન પરિકર છે પણ તે પર લેખ નથી. મૂ૦ ના૦ ના ત્રિગડામાં મૂ૦ ના૦ ના ડાબા હાથ તરફ શ્રીઆદિનાથ ભગવાન અને જમણા હાથ તરફ ........(?)–ની એમ બે મૂર્તિઓ સુંદર છે. તે બંને એક જોડીની ઊંચાઈ ૧'–૮ાા"ના આંગળ અને પહોળાઈ ૧'–૩ાા" આંગળ છે.

ગૂઢમંડપમાં સામે જ મોટી સુંદર સફેદ આરસની મૂર્તિઓ છે. તેમાં એકની નાસિકા અને બીજીનો હાથનો એક અંગુઠો ખંડિત છે. બંને એક જોડીની છે. તેના ઉપર સં૦ ૧૫૧૫નો લેખ છે. તે બંનેની ઊંચાઇ લગભગ ૪૦ આંગળની હશે. બાકીની અંબિકાદેવી સાથેની બધી મૂર્તિઓ ખંડિત છે.

આ મંદિરમાં પાષાણની ૯ મૂત્તિઓ છે. તેમાં એક સાવ નાની મૂર્તિ પરિકર કે પટ્ટમાંથી જુદી પડી ગયેલી છે. છ ચોકીમાં ૧ ખંડિત મૂર્તિ છે. અંબિકાદેવીની મૂર્તિ ૨ છે. શ્રાવિકાની હાથ જોડીને ઊભેલી મૂર્તિ ૧, અને પરિકરના ટુકડા ૨ છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર, ૧૨ દેરીઓ અને ભમતીના કોટ વગેરેથી યુક્ત છે. દેરીઓ બધી ખાલી છે.

અહીં શ્રાવકનું ઘર એકે નથી. ધર્મશાળા કે ઉપાશ્રય પણ નથી. આ દેરાસરની દેખરેખ કીવરલીના શ્રાવકો રાખે છે. પૂજારી કીવરલીથી આવીને પૂજા કરી જાય છે.

મંદિરમાં મરમ્મત અને ચક્ષુ–ટીલાં વગેરેની જરૂરત છે.

## ૯૪. કીવરલી

આમથરાથી દક્ષિણ દિશામાં ૦॥ માઈલ અને કીવરલી સ્ટેશનથી નૈર્ઋત્ય ખૂણામાં ૧॥ માઈલ દૂર "કીવરલી" નામનું ગામ આવે છે. આ ગામ સાંતપુર તહેસીલમાં છે.

**શ્રીપાર્શ્વનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ના૦ શ્રીપાર્શ્વનાથ ભ૦નું પ્રાચીન મંદિર છે. આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, શૃંગારચોકી, શિખર અને કોટથી યુક્ત છે. આ મંદિરમાં રંગમંડપ નથી.

મૂ૦ના૦ તથા (ત્રિગડાની) બંને બાજુની મૂર્તિઓ ઉપર સં૦ ૧૯૦૩ના લેખો છે. એટલે ત્યાર પછી ફરી પ્રતિષ્ઠા વખતે આ મૂર્તિઓ બહાર ગામથી લાવીને અહીં પધરાવી હશે; એમ લાગે છે. મૂ૦ના૦ની નીચેની ગાદી પ્રાચીન છે. તેના ઉપર સં૦ ૧૧૩૨ નો લેખ છે. પણ આ લેખનો પથ્થર ઘણો જ ખવાઈ ગયો છે.

ગૂઢમંડપમાં ડાબા હાથના થાંભલાની કુંભી ઉપર સં૦ ૧૧૮૦ નો લેખ છે. તેમાં મૂ૦ના૦ તરીકે શ્રીઋષભદેવ ભ૦નું

નામ છે. ઉપર્યુક્ત બંને લેખોથી જણાય છે કે આ મંદિર અને ગામ ૧૧ મા સૈકાથી પ્રાચીન હોવું જોઈએ.

જૂના પરિકરના ટુકડા કાઢી નાખેલા બહાર પડ્યા છે. તેમાં છત્રની જગ્યાએ ફણા છે. તેથી આ પરિકર શ્રીપાર્શ્વનાથ ભગવાનનું હોવું જોઈએ.

આ મંદિરમાં કુલ આરસની મૂર્તિઓ ૬ છે, તેમાં એક સાવ નાની મૂર્તિ છે. પગલાં જોડી ૧ છે. ધાતુની મૂર્તિ એકે નથી. જીર્ણોદ્ધારની જરૂર છે.

અહીં શ્રાવકનાં ઘર ૪ છે. ઉપાશ્રય કે ધર્મશાળા નથી.

## ૯૫. દેલદર

કીવરલીથી પૂર્વમાં ૩ માઈલ અને કીવરલીના સ્ટેશનથી અગ્નિખૂણામાં ૨ માઈલ દૂર "દેલદર" નામનું ગામ છે. આ ગામ સાંતપુર તહેસીલમાં આવેલું છે.

**શ્રીસંભવનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ના૦ શ્રીસંભવનાથ ભગવાનનું એક મંદિર છે; તેમાં મૂ૦ના૦ની મૂર્તિ પ્રાચીન, મનોહર અને પંચતીર્થીના પરિકરયુક્ત છે.

ગભારાના દરવાજા બહાર, દરવાજા પાસે જ બંને બાજુએ સામસામા બે પ્રાચીન કાઉસગ્ગિયા નવીન આકૃતિવાળા અને મનોહર છે, પણ પાસે અર્ધ—સર્પ—મનુષ્યની આકૃતિવાળા

ફણા સહિત ઇન્દ્ર, ઇન્દ્રાણી છે, તેની ઉપર બંને બાજુએ એવા જ ત્રણ ત્રણ ધરણેન્દ્રનાં નાંનાં રૂપો બંને બાજુએ છે. ભગવાનને માથે સાત સાત ફણા છે. બંનેની નીચે તથા મૂ૦ના૦ના પરિકર નીચે ગાદીમાં લેખો છે પણ ઘસાઈ ગયા છે. મેલ—કચરાથી પથ્થરો ખવાઈ ગયા છે.

ગૂઢમંડપમાં ડાબા હાથ તરફના ગોખલામાં એક ત્રણ તીર્થના પ્રાચીન પરિકરયુક્ત જિનબિંબ છે. દરવાજાની બંને બાજુએ પરિકર તથા પરિકરની ગાદી ખાલી છે. કુલ જિનબિંબ ૪ અને ૨ કાઉસગ્ગિયા મળીને ૬ મૂર્તિઓ છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર અને દરવાજાની બંને બાજુએ મળીને ખાલી ૧૨ દેરીઓ તેમ જ ભમતીના કોટથી યુક્ત છે. મંદિર પ્રાચીન છે, ધ્વજા—દંડ તૂટી ગયેલા જણાય છે. મરમ્મતની જરૂરત છે.

અહીં શ્રાવકોનાં ૬ ઘરો છે. ઉપાશ્રય પડી ગયો છે. ધર્મશાળા વગેરે નથી.

## ૯૬. દેરણા

દેલદરથી નૈઋર્ત્યખૂણામાં ૨ા માઈલ અને ખરાડી (આબુરોડ) થી ઈશાન ખૂણામાં ૪ માઈલ દૂર "દેરણા" નામનું ગામ આવે છે. આ ગામ સાંતપુર તહેસીલમાં છે.

**શ્રીસંભવનાથ ભ૦નું મંદિર :**

અહીં મૂ૦ના૦ શ્રીસંભવનાથ ભ૦નું પ્રાચીન મંદિર છે. મૂ૦ના૦ની મૂર્ત્તિ એકતીર્થીના પ્રાચીન પરિકરયુક્ત અને સુંદર છે. મૂ૦ના૦ના જમણા હાથ તરફ ત્રણતીર્થીના પરિકરવાળી શ્રીપાર્શ્વનાથ ભગવાનની મૂર્ત્તિ છે. આ મૂર્ત્તિ સાધારણ ઠીક અને પ્રાચીન છે. પરિકરમાં ફણા છે. જ્યારે લાંછન સાથિયાનું છે. મૂર્ત્તિની ઊંચાઈ ૧'–૧॥" આંગળ અને પહોળાઈ ૧૦॥" આંગળની છે. પરિકર સાથેની ઊંચાઈ ૨'–૧॥" આંગળ અને પહોળાઈ ૧'–૧॥" આંગળ છે.

તેની ડાબી બાજુની ભીંતમાં ડાબા તરફ ગર્ભાગારમાં સુંદર કોરણીદાર, સ્તંભ–તોરણયુક્ત આરસનું પ્રાચીન પરિકર છે. ગાદી સાથે તેની ઊંચાઈ ૩'–૪॥" અને પહોળાઈ ૬'–૩॥" આંગળ છે.

ગૂઢમંડપમાં કોરણીદાર મકરાણાના બે ગોખલા પરિકરની ગાદી સહિત છે. બંને ગોખલા ખાલી છે. છચોકીમાં પણ દરવાજાની બંને બાજુએ મકરાણાના નકશીદાર બે ગોખલા પરિકરની ગાદી સહિત ખાલી છે. અહીં પાર્શ્વનાથ ભગવાનની મૂર્ત્તિઓ વધારે છે.

આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર બંને તરફની ખાલી ૧૦ દેરીઓ અને ભમતીના કોટથી યુક્ત છે. મંદિરની બહાર બે ઓરડીઓ, કૂવો, બગીચો અને છૂટી જગ્યા છે. મંદિર પ્રાચીન જણાય

છે. મંદિરનો જીર્ણોદ્ધાર કરાવવાની જરૂરત છે. આ મંદિરની દેખરેખ રોહિડાનો શ્રીસંઘ કરે છે.

અહીં શ્રાવકનાં ઘર, ઉપાશ્રય કે ધર્મશાળા વગેરે કંઈ નથી.

## ૯૭. ઓર ( ઓડ )

દેરણાથી નૈઋર્ત્ય ખૂણામાં ૧ માઈલ અને ખરાડી ( આબુરોડ )થી ઈશાન ખૂણામાં ૩ માઈલ દૂર "ઓર" નામનું ગામ આવે છે. આ ગામ સાંતપુર તહેસીલમાં છે.

**શ્રીઆદીશ્વર ભ૦નું મંદિર:**

અહીં મૂ૦ ના૦ શ્રીઆદીશ્વર ભગવાનનું પ્રાચીન મંદિર છે. આ મંદિર મૂળગભારો, ગૂઢમંડપ, છ ચોકી, સભામંડપ, શૃંગારચોકી, શિખર અને ભમતીના કોટયુક્ત છે.

મૂ૦ ના૦ ની મૂર્ત્તિ પંચતીર્થીના પરિકરયુક્ત છે. ગૂઢમંડપમાં મૂ૦ ના૦ ની જમણી બાજુએ ગોખલામાં શ્રીપાર્શ્વનાથ ભ૦ની સપરિકર સુંદર મૂર્ત્તિ છે. પરિકર અને મૂર્ત્તિ ભિન્ન ભિન્ન છે. પરિકર બીજી મૂર્ત્તિનું છે. તે મૂર્ત્તિની ઊંચાઈ ૧'–૧૦" અને પહોળાઈ ૧'–૩॥" આંગળ છે. તેમજ પરિકર સાથે ૨'–૬" અને પહોળાઈ ૧'–૮॥" આંગળ છે.

ગૂઢમંડપના જમણા ગોખલામાં મોટા મનોહર બે કાઉસગ્ગિયા એક જ નમૂનાના છે. તેના પર સં૦ ૧૨૪૨ના લેખો છે. તેમાં લખ્યું છે કે, "સં૦ ૧૨૪૨ના જ્યેષ્ઠ સુદિ

૧૧ ને શુક્રવારે ઓડ ગામના શ્રીમહાવીર ચૈત્યમાં પોરવાડ વંશના શ્રેષ્ઠી સહદેવના પુત્ર સહૃભ્રાત, તેના પુત્ર વરદેવ; તેના પુત્ર યશોધવલે આ સુંદર જિનયુગ્મ કરાવ્યાં” વગેરે. આ લેખમાં ગામનું નામ “ઓડ” અને મૂ૦ ના૦ શ્રીમહાવીર ભ૦નું ચૈત્ય હોવાનું જણાવ્યું છે. આથી આ ગામ ઉક્ત સંવત્ પહેલાનું હોવું જોઈએ. મૂ૦ ના૦ શ્રીમહાવીર ભ૦ ને બદલે અત્યારે આદીશ્વર ભ૦ મૂ૦ ના૦ તરીકે છે; તેથી જીર્ણોદ્ધાર વખતે મૂ૦ ના૦ની ફેરબદલી થઈ હશે અને મંદિર પણ ઉક્ત સંવત્ પહેલાંનું હોવાનું નક્કી થાય છે.

ગૂઢમંડપના જમણા ગોખલામાં પંચતીર્થીયુક્ત શ્રીપાર્શ્વનાથ ભગવાનનું ફણાવાળું ખાલી સુંદર પરિકર છે. તેમાં મૂ૦ ના૦ નથી પણ મૂ૦ ના૦ ની જગ્યાએ અંબિકાદેવીની સુંદર મોટી મૂર્ત્તિ સ્થાપન કરેલી છે. આ મૂર્ત્તિ ઉપર સં૦ [૧]૧૪૧નો લેખ છે.

ડાબા હાથ તરફના ગોખલામાં પંચતીર્થીનું પરિકર છે, તેમાં મૂ૦ ના૦ની જગ્યાએ પહેલાં બીજી મૂર્ત્તિ હશે તેને બદલે હાલમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનની નવ ફણાવાળી નવી મૂર્ત્તિ બિરાજમાન કરી છે. આ મૂર્ત્તિ ઉપર સં૦ ૧૫૪૫નો લેખ છે પણ તે લેખ, બનાવટી હોય એમ લાગે છે. પગલાં જોડી ૧ છે. તેના પર સં૦ ૧૮૬૨નો લેખ છે.

આ મંદિરમાં કુલ જિનબિંબ ૪, કાઉસગ્ગિયા ૨, ધાતુની પંચતીર્થી ૧, ધાતુની નાની એકલમૂર્ત્તિ ૧, પગલાં જોડી ૧, અને અંબાજીની પાષાણની મૂર્ત્તિ ૧ છે.

અહીં પોરવાડ શ્રાવકનાં ૭ ઘરો છે. ઉપાશ્રય ૧ છે. ધર્મશાળા વગેરે નથી.

**વિઠ્ઠલાજીનું મંદિર :**

ઓડ ગામના જૈન દેરાસરાથી ઉત્તરમાં જરા ઊંચાણમાં "બતરિયા" નામના નાળા ઉપર વિઠ્ઠલાજી (વિઠ્ઠલ)નું એક વિષ્ણુ મંદિર છે. તેના મૂળગભારામાં શ્યામવર્ણની વિષ્ણુની ઊભી મૂર્ત્તિ છે. તે મૂર્ત્તિના ઉપર સફેદ—પીળા આરસનું સુંદર કોરણીદાર પરિકર છે. પરિકરમાં બંને બાજુએ અને બીજા ભાગમાં દેવીઓની મૂર્ત્તિઓ કોતરેલી છે. પણ ઉપરના ભાગમાં બરાબર વચ્ચે એક નાની બેઠી તીર્થંકર ભગવાનની મૂર્ત્તિ કોતરેલી છે. એટલે આ પરિકર ચંદ્રાવતીના અથવા બીજા કોઈ ગામના જૈન મંદિરમાંથી લાવેલું હોવું જોઈએ.' વિષ્ણુના ગભારાની બંને બાજુના ગભારામાં મહાદેવનાં લિંગો છે.

આ મંદિરના સભામંડપનો મુખ્ય દરવાજો પણ ઉપર પ્રમાણેના સુંદર સફેદ–પીળા રંગના આરસનો મનોહર કોરણીયુકત છે. તેના ઉતરંગાની વચ્ચે ઉપર નીચે બે ઠેકાણે તીર્થંકર ભગવાનની મંગળમૂર્ત્તિ કોતરેલી હતી, પણ ઉપરની મૂર્ત્તિ તો કોતરીને તોડી નાંખી છે, અને નીચેની મૂર્ત્તિને છોલી નાંખીને ત્યાં ગણપતિની મૂર્ત્તિ બનાવેલી છે. એ મૂર્ત્તિ નવી બનાવી હોય તેમ સ્પષ્ટ માલમ પડે છે. એટલે આ દરવાજો પણ જૈન મંદિરમાંથી લાવીને અહીં લગાડયો હોય તેમ જણાય છે. બાકી આખું મંદિર તો વૈષ્ણવોનું હોય તેમ સ્પષ્ટપણે લાગે છે.

મ. મ. પં. ગૌરીશંકર ઓઝાજી આ વિષ્ણુ મંદિરના વિષયમાં લખે છે કે,[૧] "કીવરલી સ્ટેશનથી લગભગ ૪ માઈલ દક્ષિણ–પૂર્વમાં "આર" નામનું ગામ છે; જેની પાસે જ એક શિલાવાળી ઊંચી ખુરસી પર "બતરિયા" નામના નાળા ઉપર વિઠ્ઠલાજી (વિઠ્ઠલ) નું મંદિર છે. એક જ કંપાઉંડમાં અહીં એક–બીજા સાથે જોડાયેલાં ત્રણ મંદિર છે; જેની મધ્યમાં વિઠ્ઠલાજીનું મંદિર છે અને તેની બંને બાજુએ બે શિવાલયો છે. આ મંદિરોનું મુખ્યદ્વાર એક જ છે; જે સંગમર્મરનું બનાવેલું છે અને તેની ઉપર સુંદર કોરણીનું કામ કરેલું છે. તેની ઉપર જૈન મૂર્ત્તિ હોવાથી સ્પષ્ટ થાય છે કે આ દરવાજો કોઈ જૈન મંદિરમાંથી લાવીને અહીં લગાવવામાં આવ્યો છે. ત્યાંના એક વૃદ્ધ પુરુષથી માલમ પડ્યું કે, પહેલાં અહીં દરવાજો નહોતો, પરંતુ વિ૦ સં૦ ૧૯૧૪માં આ મંદિરોની મરમ્મત થઈ ત્યારે આ દરવાજો ચંદ્રાવતીથી લાવીને અહીં લગાવવામાં આવ્યો હતો. આ મંદિરમાં એક શિલાલેખ વિ૦ સં૦ ૧૫૮૯ના ભાદરવા સુદ ૧૧ના સમયનો લગાવેલો છે; જેમાં કન્યાના વિવાહમાં બે ફદિયાં[૧] પીરોજી[૨] તથા ધારેચા (વિધવા વિવાહ)માં ૧ ફદિયું ઉક્ત મંદિરને ભેટ કરવાનો ઉલ્લેખ છે.

---

૧. જૂઓ सिरोही राज्यका इतिहास પૃ. ૩૮ ઉપરથી

૧ ફદિયા (ફદેયા) મુસલમાનોએ ચલાવેલો ચાંદીનો સિક્કો; જેનું મુલ્ય બે આના હતું. આજ સુધી સિરોહી રાજ્યમાં બે આનાને "ફદિયું" જ કહે છે.

૨ પહેલાં અહીં ચાલતો મુસલમાન બાદશાહનો સિક્કો

"દક્ષિણ તરફના એક શિવાલયની દક્ષિણી દીવાલના બહારના ગોખલામાં એક અત્યંત સુંદર લકુલીશની મૂર્ત્તિ છે; જે ચંદ્રાવતીથી લાવીને અહીં લગાવવામાં આવી હોય એવું અનુમાન છે. લકુલીશની[3] આવી સુંદર મૂર્ત્તિઓ બહુ ઓછી

---

"પીરોજી (ફીરોજી)" કહેવાતો હતો. સંભવ છે કે, ફીરોજશાહના નામ પરથી ફીરોજી કહેવાયો હોય.

૩ લકુલીશ અથવા લકુટીશ, શિવના ૧૮ અવતારોમાંથી એક માનવામાં આવે છે. પ્રાચીન કાળમાં પાશુપત (શૈવ) સંપ્રદાયોમાં લકુલીશ સંપ્રદાય બહુ પ્રસિદ્ધ હતો અને આજ સુધી સમગ્ર રાજપૂતાના, ગુજરાત, માળવા, બંગાળ, દક્ષિણ વગેરેમાં લકુલીશની મૂર્ત્તિઓ મળી આવે છે. લકુલીશની મૂર્ત્તિ ઉપર જૈન મૂર્ત્તિઓની માફક કેશ હોય છે; જેના પરથી કોઈ કોઈ તેને જૈન મૂર્ત્તિ માની લે છે પરંતુ તે જૈન નહિ પણ શિવના એક અવતારની મૂર્ત્તિ છે. તે બે ભુજાવાળી હોય છે. તેના ડાબા હાથમાં લકુટ (દંડ) રહે છે; જેના પરથી લકુલીશ અને લકુટીશ નામ પડયાં અને જમણા હાથમાં બીજોરા નામનું ફળ હોય છે; જે શિવની ત્રિમૂર્ત્તિઓમાંના મધ્યના બે હાથોમાંથી એકમાં જોવામાં આવે છે. તે મૂર્તિ પદ્માસને બેઠેલી હોય છે અને કોઈ કોઈમાં તેની નીચે નંદી અને કયાંઈ કયાંઈ બંને તરફ એક એક જટાધારી સાધુ પણ બનેલા હોય છે. લકુલીશ ઉર્ધ્વરેતા (જેનું વીર્ય કદી સ્ખલિત ન થયું હોય એવા) મનાય છે; જેનું ચિહ્ન (ઉર્ધ્વ લિંગ) મૂર્તિ પર સ્પષ્ટ હોય છે. આ સમયે આ પ્રાચીન સંપ્રદાયને માનવાવાળો કોઈ નથી રહ્યો પરંતુ પ્રાચીન કાળમાં આના માનનારા ઘણા હતા, જેમાં મુખ્ય સાધુ રહેતા, માધવાચાર્ય રચિત सर्वदर्शनसंग्रह માં આ સંપ્રદાયના સિદ્ધાંતોનો કંઈક હેવાલ મળી આવે છે અને તેનું વિશેષ વૃત્તાંત પ્રાચીન શિલાલેખો તથા विष्णुपुराण આદિ ગ્રંથોમાંથી મળે છે. આ સંપ્ર-

જોવામાં આવે છે. આ ત્રણ મંદિરોની પાસે બીજાં પણ કેટલાંક નાનાં નાનાં મંદિરો છે; જેમાં એ સૂર્યની મૂર્ત્તિઓ રાખવામાં આવી છે.”

ઓરથી નૈર્ઋત્યખૂણામાં ખરાડી (આબુરોડ) ૩ માઈલ આવ્યા.

દાયના સાધુ કનફડા (નાથ) કહેવાતા હોય; એવું અનુમાન થાય છે; કેમકે મેવાડના પ્રસિદ્ધ એકલિંગજીના મંદિરના મહંત પણ પહેલાં આ જ સંપ્રદાયના સાધુ હતા અને જે હારીતરાશિ નામક સાધુની કૃપાથી ગુહિલોતોને રાજ્ય પ્રાપ્ત થયું તે પણ આ જ સંપ્રદાયનો હતો. તેની લેખ સહિત મૂર્તિ એકલિંગજીમાં છે, જેથી તેનું કનફડા હોવાનું સિદ્ધ થાય છે.